શ્રી લબ્ધિસૂરીશ્વરજી જૈન ગ્રન્થમાલા (૨૭)

પરોપકારકરણૈક-ધુરીણ શ્રીશાંતિનાથાય નમઃ
શ્રીઆત્મકમલલબ્ધિસૂરીશ્વરેભ્યો નમઃ



# આવશ્યક મુક્તાવલી



સંપાદક
પૂ૦ આ૦ મ૦ શ્રી વિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજના
ચરણોપાસક
પૂ૦ પં૦ મ૦ શ્રી પ્રવીણવિજયજી ગણીવરના
શિષ્યરત્ન
પૂ૦ મુનિવર્ય શ્રી મહિમાવિજયજી મહારાજ



સહાયદાતા
ધર્મરસિક શેઠ છોટાલાલ મણીલાલ બકરી
(લલીત બ્રધર્સ) કોટ-મુંબઈ
વિક્રમ સંવત ૨૦૧૧ ના વૈશાખ શુદ ૬
મૂલ્ય
પઠન-પાઠન

# પ્રાસંગિક

આવશ્યક મુક્તાવલીની પ્રથમ આવૃત્તિની બે હજાર નકલો બે ત્રણ વર્ષ અગાઉ સાંગલીના શા માનચંદ ગુલાબચંદ, શા બાબુલાલ સ્વરૂપચંદ, શા વાડીલાલ ગુલાબચંદ તથા કેટલાક જ્ઞાન-પિપાસુ સજ્જનો તરફથી પ્રસિદ્ધ કરવામા આવી હતી પ્રસ્તુત પુસ્તકમા ક્રિયાપ્રેમીઓને હમેશા એક સરખા અત્યંત ઉપયોગી થાય તેવા અનેક વિષયો દાખલ કરેલ હોઈ તેના ખપી આત્મા-ઓને ખૂબ જ પસંદ પડવા સાથે તેનો શ્રેષ્ઠ ઉપયોગ થયો છે એ જ આ પુસ્તકની ઉપયોગિતાનો સચોટ પુરાવો છે. હજુ પણ તેવા જ પુસ્તકની માગ જિજ્ઞાસુ આત્માઓ તરફથી ચાલુ હોઇ તેની બીજી આવૃત્તિ પ્રસિદ્ધ કરવાની અતિ આવશ્યકતા હતી જે આજે ફળદ્રુપ થાય છે

દ્વિતીય આવૃત્તિમા પ્રથમ આવૃત્તિના વિષયો ઉપરાત દેવવંદનો, સાધુસાધ્વી આવશ્યક ક્રિયાના સૂત્રો, ત્રણ ભાષ્ય, છ કર્મગ્રન્થ, તત્ત્વાર્થ, મન્ત્ર જાપો, તથા સૂતક વિષે ખુલાસાઓ આદિ નવીન વિષયોનો પણ સમાવેશ કરવામા આવ્યો છે, જેથી આ પુસ્તક પ્રથમ આવૃત્તિ કરતા ચતુર્વિધ સંઘને તેમ સ્વાધ્યાયપ્રેમીઓને અતીવ ઉપયોગી થઈ પડશે એમ અમારું માનવુ છે

કોઇ વિષય કોઇ પુસ્તકમા, કોઇ વિષય અમુક પુસ્તકમા એમ જુદા જુદા વિષયો જુદા જુદા પુસ્તકોમા હોઇ દરેક પુસ્તકનો

સંગ્રહ રાખવો એ સૌ માટે મુશ્કેલ ગણાય. જ્યારે આ પુસ્તકમાં ઘણોખરો હંમેશ માટે ઉપયોગી બની શકે એવા વિષયનો સુંદર સંગ્રહ આવી જાય છે અને એ જ આ પુસ્તકની વિશિષ્ટતા છે. વળી આવા પુસ્તક તેના ખાસ ખપી આત્માઓને વિના મૂલ્યે આપવાનું અમોએ ઉચિત ધાર્યું છે પણ આમ અમો ત્યારે જ કરી શકીએ કે જ્યારે હમોને સમ્યગ્જ્ઞાનની મહત્તા સમજનારા લક્ષ્મીનંદનોનો ટેકો હોય, કારણ કે આજના જમાનામાં વિનામૂલ્યથી અગર સસ્તા ભાવથી જો સાહિત્ય પ્રગટ કરવામાં આવે તો જનતામાં જ્ઞાનનો ફેલાવો બહુ જ સુગમતાથી થઇ શકે અને સૌ કોઇ તેનો લાભ ઉઠાવી શકે, એ હેતુથી સસ્તું સાહિત્ય પ્રગટ કરવાની યોજના અતિ આવકારદાયક છે.

આ પુસ્તકના સંપાદક પૂ. મુનિરાજશ્રી મહિમાવિજયજી મહારાજે તેમાં જે સંગ્રહ કર્યો છે, તે અતિ ઉપયોગી હોઇ પ્રશંસાને પાત્ર છે. તેમણે આ કાર્ય માટે લીધેલો પરિશ્રમ અત્યંત સફળ છે.

આ પુસ્તકને પ્રસિદ્ધ કરવા માટે સઘળી આર્થિક સહાય લીમડીના દાનવીર ધર્મપ્રેમી શેઠ છોટાલાલ મણીલાલ (લલીત બ્રધર્સ) તરફથી આપવામાં આવી છે.

આ પુસ્તકની મહિમાસંપન્ન સરલાશયી પૂ. મુનિરાજશ્રી મહિમાવિજયજી મહારાજે સંવત ૨૦૧૧ના વૈ. સુ. ૬ના દીક્ષાપર્યાયના પચ્ચીશ વર્ષ પૂરા થતા હોઈ તેની ખુશાલી નિમિત્તે તેમના તરફથી સુંદર અને શ્રેષ્ઠ ભેટ ધરવામાં આવી છે.

તેમણે આ પુસ્તકને પ્રસિદ્ધ કરી જ્ઞાનની અને ગુરુની

અજબ ભક્તિ બજાવી લક્ષ્મીનો સર્વશ્રેષ્ઠ ઉપયોગ કરી અથાગ પુણ્ય ઉપાર્જિત કર્યું છે જે કાર્ય સૌ કોઈ માટે પ્રશંસનીય છે એટલુ જ નહિ પરન્તુ અનુકરણીય પણ ગણાય તેમની આ ઉદારતા માટે અમો તેમના અત્યત આભારી છીએ

પૂ. મુનિવર્યશ્રી મહિમાવિજયજી મહારાજના દીક્ષાપર્યાયની પચ્ચીશ વર્ષની પૂર્ણાહુતિની યાદગીરી ચિરસ્થાયી બનાવવાના નિમિત્તભૂત વિવિધ વિષયોથી ભરપૂર આ પુસ્તકમા દાખલ કરવામા આવેલ પચ્ચીશ ખંડોનો સૌ કોઇ અભ્યાસ કરી કરાવી સ્વપર જીવનને ઉન્નત બનાવો એ જ એક અભિલાષા

આ પુસ્તક છપાવવામા મતિમાદ્યતાથી અગર પ્રેસ દોષથી જે કાંઇ ભૂલ રહી જવા પામી હોય, અગર જિનઆજ્ઞા વિરુદ્ધ કોઇ લખાણુ હોય તો તે સર્વનો મિથ્યા દુષ્કૃત માગી તે ભૂલોને સુધારી લેવા સજ્જનોને. અમારી નમ્ર ભલામણ છે

અતમા, આ પુસ્તકમા ઉદાર સહાયકર્તા, સંગ્રહકર્તા તથા મુફ સશોધનકર્તા મહાનુભાવોનો તેમજ સુંદર છાપકામ માટે અને સમયસર પુસ્તકની પ્રસિદ્ધિ માટે લક્ષ્ય આપવા બદલ પ્રેસના માલીક ભાઇશ્રી **ગુલાબચંદ લલ્લુભાઇ**નો પણ આભાર માનવાનુ ભૂલતા નથી.

પ્રકાશક

# અર્ઘ્યાંજલિ....

પૂજ્ય ગુરુદેવ ! અહિંસાવિજયજી મહારાજ

ભર યુવાવસ્થામાં વૈભવ વિલાસોના અને સ્વાધીન ભોગોનો ત્યાગ કરી ભાગવતી દીક્ષાને સ્વીકારી આપે આપના જીવનને કૃતાર્થ કર્યું છે.

સંસારચક્રમાં પરિભ્રમણ કરતા ક્વચિત જ પ્રાપ્ત થતા દેવ-દુર્લભ માનવ ભવની આપે સાચી સાર્થકતા કરી છે.

અમૂલ્ય દર્શન, જ્ઞાન અને ચારિત્રરૂપ રત્નત્રયીને પ્રાપ્ત કરી આપે આપના જીવનને ઉજ્જવલ બનાવવા સાથ આપના માતપિતા અને જન્મભૂમિની કીર્તિને પણ ઉજ્જવલ બનાવી છે.

આજ સુધી આપ આપના પૂજ્ય ગુરુદેવોની નિશ્રામાં રહી રત્નત્રયી અને તત્વત્રયીની સુંદર આરાધના કરી રહ્યા છો એ માટે આપને અનેકશઃ ધન્યવાદ ઘટે છે.

આપના સમાગમમાં આવનાર અનેક આત્માઓની આપે આપના નિખાલસ અને વૈરાગ્યવાસિત હૃદયમાંથી નીકળતી વાણીના પ્રભાવે ધર્મની લ્હાણ કરી તેમના જીવનને નિર્મળ બનાવી અથાગ પુણ્ય ઉપાર્જન કર્યું છે.

અને પણ વીતરાગ ધર્મના માર્ગનો પથિક બનાવી મારી જીવન-નૌકાને સુરક્ષિત કરવામાં આપનો સમાગમ અને વાણી જ કારણ ગણાય.

ધર્મદાતાના ઉપકારનો બદલો કેમે કરી વાળી શકાય એમ નથી, છતાં પુષ્પ નહિ તો પુષ્પ પાંખડી એ ઉક્તિ મુજબ આપની દીક્ષા-પર્યાયના પચ્ચીશ વર્ષની પૂર્ણાહૂતિ પ્રસંગની યાદગીરી કાયમ રાખતા પચ્ચીશ ખંડ યુક્ત આ પુસ્તકને પ્રસિદ્ધ કરી આપના કરકમલમાં સમર્પી કિંચિત્ કૃતાર્થતા અનુભવું છું.

આપનો ચરણકિંકર
છોટાલાલની વંદના

# શ્રીયુત્ છોટાલાલભાઇના જીવનનો
# સંક્ષિપ્ત પરિચય.

પ્રસ્તુત પુસ્તકની અનેક સુધારાવધારા સાથે તેની દ્વિતીય આવૃત્તિ પ્રસિદ્ધ કરવા માટે ચંચળ લક્ષ્મીની અસારતા અને સમ્યગ્ જ્ઞાનની મહત્તા સમજી ભાઈશ્રી **છોટાલાલે** તેને છપાવવા માટેનો સઘળો ખર્ચ આપવા માટે જે ઉદારતા બતાવી છે તે ખરેખર સૌ માટે અનુમોદનીય છે, એટલુ જ નહિ પરન્તુ અનુકરણીય પણ ગણાય એ શુભ નિમિત્તને પામી તેમનો ટૂક પરિચય અત્રે આલેખવામા આવે તો તે અનુચિત તો ન જ ગણાય.

લીમડી (સૌરાષ્ટ્ર) નિવાસી શેઠ **મણીલાલ** ડુગરશી મુબઇમા એક વખતના રૂના બાહોશ અને પ્રસિદ્ધ વ્યાપારી હતા. તેમનુ કુટુબ બકરીવાલાના ઉપનામથી ઓળખાતું હતુ તેઓ દીલાવર દીલના હોઇ દાનપ્રેમી હતા મણીલાલના ધર્મપત્નીનુ નામ **ચચળબેન** હતુ. તેઓ સ્વભાવે શાત અને મીલનસાર પ્રકૃતિના હતા સદાચારને જ તેઓ જીવનનો સાચો શૃગાર માનતા હતા તેમનુ નામ તેમને લક્ષ્મીની ચચળતાનુ ભાન કરાવી યથાશક્તિ દાનધર્મમા રક્ત રહેવાની પ્રેરણા આપતુ હતુ. મણીલાલ પણ તેમની પ્રત્યેક ધર્મક્રિયામા સાથ આપી પોતે પણ જેટલુ થાય એટલુ કરી લેવા કદી ચૂકતા નહિ

આ પ્રમાણે આ લોક અને પરલોકની સાધનાને કરતા ચંચળબેને વિ. સં. ૧૯૬૫ના આસો વદી ૫ના દિને એક સુપુત્રરત્નને જન્મ આપ્યો, જેમનું શુભ નામ છોટાલાલ રાખવામાં આવ્યું. માતપિતાના સુંદર લાલનપાલન અને વાત્સલ્યતાની શીતળ છાયામાં તેઓ લગભગ સાત વર્ષના થયા ત્યાં તો તેમના પિતાશ્રીએ પોતાની જીવનલીલાને સંકેલી પરલોક માટેની વિદાયગીરી લઇ લીધી.

હવે તો પતિનો સાથ ગુમાવી બેઠેલા ચંચળબેનના શીરે સંસાર-વ્યવહારનો સર્વ બોજો આવી પડ્યો. તેમની ધીરજ અને સહનશીલતાએ ચંચળબેનનો માર્ગ એટલો બધો નિષ્કંટક બનાવ્યો કે તેમણે કોઇ પણ પ્રસંગે જરા પણ નહિ મુંઝાતા સમતા અને સુખપૂર્વક ઘણો કાળ નિર્ગમન કર્યો. માતુશ્રીના શુભ આશીર્વાદથી કહો કે છોટાભાઇના પુણ્યોદયથી કહો ગમે તેમ કહો એટલે તેમના જીવનની સઘળી ચિન્તા તેમના મામા ભાઇશ્રી ખીમચંદ નાગરદાસ બહુ જ કાળજીપૂર્વક કરતા. તેમને ત્યાં જ રહી વ્યવહારીક અભ્યાસ મેટ્રિક સુધી કરી જરા પગભર થયા ત્યાં તો ચંચળબેન પણ સ્વર્ગવાસી બન્યા.

હવે તો સમયને ઓળખી શ્રીયુત્ છોટાભાઇએ પોતાનો અભ્યાસ આગળ નહિ લંબાવતા કોઇ ધંધામાં નિપુણાત બનવા માટે શરૂઆતમાં તેમણે કાગળના જથ્થાબંધ વ્યાપારીને ત્યાં સર્વીસમાં જોડાવાનું પસંદ કર્યું. થોડા જ વખતમાં તેઓ પોતાની અક્કલ હોંશિયારીથી તે વ્યાપારમાં કુશળતા પ્રાપ્ત કરી લઇ સ્વયં કાગળના વ્યાપારી બન્યા. પૂર્વકૃત પુણ્યોદયે તેઓ તેમાં સારી પ્રગતિ કરી શક્યા.

તેઓ લગભગ ૧૯ વર્ષની વયે મોગવાડ (મુવ)ના રહીશ ધર્મચુસ્ત શા. ન્યાલચંદ માણેકચંદના સુપુત્રી કાન્તાબેન સાથે લગ્નગ્રન્થીથી જોડાયા હતા. ભાઈશ્રી છોટાલાલ નાની ઉમ્મરથી જ વૈષ્ણવ કુટુંબમા ઉછરેલા હોઈ તેમનામા જૈન ધર્મના સંસ્કારો-ની અને ક્રિયાકાડની ઊણપ હોય એ સ્વાભાવિક હતું, પરન્તુ શ્રીમતી કાન્તાબેનના જીવનમા બાલ્યાવસ્થાથી જ તેમના ધર્મ-પ્રેમી પિતાશ્રીએ ધાર્મિક શિક્ષણ સાથ ક્રિયાકાડના એવા તો સુદર સસ્કારો નાખ્યા હતા કે જેના પ્રભાવે આજે તેમનામા સુશીલતા, ગભીરતા, સમતા અને તપ જપ પ્રત્યેનો રાગ આદિ અમૂલ્ય ગુણો દૃષ્ટિગોચર થાય છે તેમના સંસ્કારી જીવનની છાપ સૌ કોઈના ઉપર આજે તેમના કુટુંબમાં પડેલી માલુમ પડે છે તેમની સંતતિ દિનપ્રતિદિન ધર્મનિષ્ઠ કેમ બને તે માટે તેમની પ્રેરણા હંમેશાં ચાલુ જ હોય છે. તેઓ આજે પણ પૂજા-સામાયક-પ્રતિક્રમણ અને વિવિધ તપશ્ચર્યાઓ આદિ ક્રિયાઓ નિયમિત કરવાનુ કદી ચૂકતા નથી

શ્રી છોટુભાઈના જીવનમાં તપ, જપ અને ક્રિયાકાડના સસ્કાર ભલે ઓછા હશે પરન્તુ તેમનામા જિનપૂજાની ટેક અપૂર્વ કોટિની છે, તેમ દેવગુરુધર્મની વફાદારી સાથ ક્રિયાકાડ પ્રત્યેનું તન, મન અને ધનથી સંપૂર્ણ અનુમોદન તો છે જ.

વિ સં. ૨૦૦૨ નુ ચાતુર્માસ વ્યા૦ વા૦ સમર્થ સૂત્ર ધાર, પરમ શાસનપ્રભાવક પૂજ્ય આચાર્યદેવ શ્રી વિજય-લબ્ધિસૂરીશ્વરજી મહારાજની પુનીત આજ્ઞાને પામી દેશનાદક્ષ શિષ્યરત્ન પૂ૦ પન્યાસજી મહારાજ શ્રી પ્રવીણવિજયજી ગણીવર મહિમાસંપન્ન પૂ૦ મુનિરત્ન શ્રી મહિમાવિજયજી મહારાજ

તથા સેવાભાવી પૂ. મુનિ શ્રી સુશીલવિજય મ૦ ઠાણા ત્રણનું ચાતુર્માસ શ્રી સંઘની આગ્રહભરી વિનતિથી કોટમાં થયું હતું. તે ચાતુર્માસ અનેકવિધ ચિરસ્મરણીય ધર્મપ્રભાવના સાથે લગભગ પૂર્ણ થતાં ભવિતવ્યતાના યોગે પૂ. મુનિરાજ શ્રી મહિમાવિજયજી મહારાજનો સુંદર સમાગમ થતાં પ્રસંગોપાત તેમની અવારનવાર ધર્મ વિષયક વૈરાગ્યવર્ધક સચોટ પ્રેરણાને પામી તેઓ દેવાધિદેવની ભક્તિમાં અત્યંત તલ્લીન બનવા સાથ ગુરુભક્તિની પણ મહત્તાને સમજી શક્યા.

તેમના સમાગમ પછી આજસુધી ગુજરાત અને મહારાષ્ટ્રના અનેક ચાતુર્માસ દરમ્યાન તથા શેષ કાળમાં લગભગ પચીસેક વખત આવી, સુવિખ્યાત ગવૈયાઓ અને વિવિધ વાજિંત્રો દ્વારા પ્રભુપૂજા અને ભાવનામાં અપૂર્વ ઠાઠ જમાવવા માટે પોતાની લક્ષ્મીનો અઢળક વ્યય કરી અનેકોને સમકિતની પ્રાપ્તિ અને નિર્મળતા કરાવવામાં કારણભૂત બની અથાગ પુણ્ય ઉપાર્જન કર્યું છે. ચાર પાંચ વખત તો ઝવેરાતની આંગી કરાવી જૈન જૈનેતરોને દર્શનની અપૂર્વ તક આપી હતી. જૈનોને ધન કરતા ધર્મ ઉપર કેટલો પ્રેમ છે, તેની સૌને ઝાંખી થઈ હતી.

તેઓ પોતાની તથા પોતાની સંતતિનો જન્મદિન બની શકે ત્યાં સુધી ગુરુમહારાજની નિશ્રામાં જઈ પૂજા, આંગી, ભાવના અને સાધર્મિક વાત્સલ્ય આદિ ધાર્મિક અનુષ્ઠાનોદ્વારા જ ઉજવી દેવ, ગુરુ અને ધર્મનો મહિમા વધારવા સાથ પોતાની લક્ષ્મીનો સદ્વ્યય કરી રહ્યા છે, જે સૌ કોઇ માટે અનુમોદનીય ગણાય.

તદુપરાંત તેમના તરફથી પ્રત્યેક વર્ષે જૈન તીર્થોના બહુરંગી, દાર્શનિક ચિત્રકળાથી સુશોભિત નવાનવા કેલેન્ડરો, ફોટોઆર્ટીક કાગળ ઉપર 'સમરો મંત્ર ભલો નવકાર' 'દો દિન કા મેમાન' 'હિતશિક્ષાનો સુંદર થાળ' આદિ સુંદર ઉપદેશમય સાહિત્ય પ્રગટ કરવામાં આવે છે, જે અનેકોને તીર્થયાત્રાની પ્રેરણા અર્પે છે અને ઉપદેશામૃતનું પાન કરાવે છે આજસુધી તેમના તરફથી પાવાપુરી, રાણકપુરજી, શત્રુંજય, સમેતશિખરજી અને સરસ્વતી દેવીના ચિત્રો બહાર પડી ચુક્યા છે

આ પ્રમાણે તેમણે દેવ, ગુરુ અને ધર્મની ભક્તિમાં, સુંદર સાહિત્ય પ્રગટ કરવામાં, સમાન ધર્મીઓને ગુપ્ત મદદમાં, ધાર્મિક સંસ્થાઓમાં, આયંબીલખાતામાં, પાંજરાપોળ ખાતાખાતામાં લક્ષ્મીનો સુંદર ઉપયોગ કરી તેની સફળતા કરવા ભાગ્યશાળી થયા છે. તેમના તરફથી આજે પાંચેક વર્ષ થયા સીમડીમાં કાર્તિકી પૂર્ણિમાના દિને સકલ સંઘને ભાથું પણ આપવામાં આવે છે તદુપરાંત ઈતર ગરીબ વર્ગને પણ મીઠાઈ ગોળ વિગેરેનું અનુકંપાદાન કરી તેમને પણ જૈન ધર્મની અનુમોદના કરવાની સુંદર તક આપી છે

આ રીતે તેઓ ઇહલોકની સાધના સાથે યથાશક્તિ પર લોકની પણ સાધના કરી માનવ જીવનની યત્કિંચિત્ સફળતા કરી રહ્યા છે, જે પૂ. મુનિરાજ શ્રી મહિમાવિજયજી મહારાજના ધર્મોપદેશની પ્રેરણાને આભારી ગણાય.

જેને દુનિયા સુખો કહેવામાં આવે છે, તે સઘળા જ સુખો તેમને પૂર્વકૃત પુણ્ય પ્રતાપે મળ્યા છે તેમને સંતતિમાં પણ

શ્રીમતી સુમનબેન, ભાઇશ્રી લક્ષ્મીકાન્ત, શ્રીમતી વસુમતીબેન, ભાઇશ્રી લલીતકુમાર અને ભાઇશ્રી નરેશકુમાર એમ ત્રણ પુત્રો અને બે પુત્રીઓ છે. જેઓ સુશીલ, વિનયી, નમ્ર, સુશિક્ષિત, ઉદારચિત્ત અને ધર્મપ્રેમી છે.

અંતે તેઓ સહકુટુંબ દીર્ઘાયુષી બની ભવિષ્યમાં પણ શાસનસેવાનાં અનેક કાર્યોમાં પોતાના તન, મન, ધનનો ભોગ આપતા રહે એજ શાસનદેવ પ્રત્યે પ્રાર્થના

સંઘસેવક

પાદરાકર



# અનુક્રમણિકા



## ખંડ ૮ મો



## ખંડ ૯ મો



## ખંડ ૧૦ મો



## ખંડ ૧૧ મો



## ખંડ ૧૨ મો



## ખંડ ૧૩ મો



## ખંડ ૧૪ મો

### ખડ ૧૫ મો



### ખડ ૧૬ મો



### ખડ ૧૭ મો



### ખડ ૧૮ મો



### ખડ ૧૯ મો



### ખડ ૨૦ મો

દેવવંદનો



### ખડ ૨૧ મો



### ખડ ૨૨ મો

# આવશ્યક મુક્તાવલી



સ્તુતિઓ, ચૈત્યવંદનો, સ્તવનો, સજ્ઝાયો, થોયો,
નવસ્મરણાદિ સ્તોત્રો, વિધિવિધાનો, દેવવંદનો
વિગેરે નિત્યની આવશ્યક સામગ્રી-મુક્તાઓની
મનોરમ ગૂંથણી.



સંપાદક-સંગ્રાહક
પૂ. મુનિવર્ય શ્રીમદ્ મહિમાવિજયજી મહારાજ

# શ્રી ગૌતમાષ્ટકમ્.

શ્રીઇન્દ્રભૂતિં વસુભૂતિપુત્રં, પૃથ્વીભવં ગૌતમગોત્રરત્નમ્;
સ્તુવન્તિ દેવાસુરમાનવેન્દ્રાઃ, સ ગૌતમો યચ્છતુ વાંછિતં મે. ૧

શ્રીવર્ધમાનાત્ ત્રિપદીમવાપ્ય, મુહૂર્ત્તમાત્રેણ કૃતાનિ યેન;
અઙ્ગાનિ પૂર્વાણિ ચતુર્દશાપિ, સ ગૌતમો યચ્છતુ વાંછિતં મે. ૨

શ્રીવીરનાથેન પુરા પ્રણીતમ્, મન્ત્રં મહાનન્દસુખાય યસ્ય;
ધ્યાયન્ત્યમી સૂરિવરાઃ સમગ્રાઃ, સ ગૌતમો યચ્છતુ વાંછિતં મે. ૩

યસ્યાભિધાનં મુનયોઽપિ સર્વે, ગૃહ્ણન્તિ ભિક્ષાભ્રમણસ્ય કાલે;
મિષ્ટાન્નપાનામ્બરપૂર્ણકામાઃ, સ ગૌતમો યચ્છતુ વાંછિતં મે. ૪

અષ્ટાપદાદ્રૌ ગગને સ્વશક્ત્યા, યયૌ જિનાનાં પદવન્દનાય;
નિશમ્ય તીર્થાતિશયં સુરેભ્યઃ, સ ગૌતમો યચ્છતુ વાંછિતં મે. ૫

ત્રિપંચસંખ્યાશતતાપસાનાં, તપઃકૃશાનામપુનર્ભવાય;
અક્ષીણલબ્ધ્યા પરમાન્નદાતા, સ ગૌતમો યચ્છતુ વાંછિતં મે. ૬

સદક્ષિણં ભોજનમેવ દેયં, સાધર્મિકં સઙ્ઘસપર્યયેતિ;
કૈવલ્યવસ્ત્રં પ્રદદૌ મુનીનાં, સ ગૌતમો યચ્છતુ વાંછિતં મે. ૭

શિવંગતે ભર્તરિ વીરનાથે, યુગપ્રધાનત્વમિહૈવ મત્વા;
પટ્ટાભિષેકો વિદધે સુરેન્દ્રૈઃ, સ ગૌતમો યચ્છતુ વાંછિતં મે. ૮

શ્રીગૌતમસ્યાષ્ટકમાદરેણ, પ્રબોધકાલે મુનિપુઙ્ગવા યે;
પઠન્તિ તે સૂરિપદં ચ દેવાનન્દં લભન્તે સુતરાં ક્રમેણ. ૯

---

# પ્રથમ ખંડ

## પ્રભુ સન્મુખ બોલવાની સ્તુતિઓ.

૧ ત્વદ્રૂપં પરિવર્તતા હૃદિ મમ જ્યોતિસ્વરૂપં પ્રભો !,
તાવદ્ યાવદ્‌રૂપમુત્તમપદં નિષ્પાપમાવિર્ભવેત્;
યત્રાનન્દઘને સુરાસુરસુખ સમ્પિંડિતં સર્વતો,
ભાગેઽનન્તતમેઽપિ નૈતિ ઘટના કાલત્રયીસમ્ભવિ.

૨ પુણ્યાના વિપણિસ્તમોદિનમણિ કામેભકુમ્ભસૃણિં,
મોક્ષે નિ:સરણિં સુરેન્દ્રકરણિ જ્યોતિ:પ્રભાસારણિ,
દાને દેવમણિર્નતોત્તમજન-શ્રેણિ કૃપાસારણિ,
વિશ્વાનંદસુધાઘૃણિર્ભવભિદે શ્રીપાર્શ્વચિન્તામણિ:.

૩ વિશેષજ્ઞ વૈદ્ય વિમલનયનં ચન્દ્રવદનં,
મહારોગારીણા હરણવિષયે પ્રાપ્તયશસમ્,
મહાગોપં વન્દે વિતિમિરકરં ભાગ્યભવનં,
ભવાબ્ધેર્નિસ્તારે સબલતરણિં મુક્તિગમકમ્.

૪ દર્શનાદ્ દુરિતધ્વંસી, વન્દનાદ્ વાછિતપ્રદ,
પૂજનાત્ પૂરક શ્રીણાં, જિન: સાક્ષાત્ સુરદ્રુમ:.

૫ દિટ્ઠે તુહ મુહકમલે તિન્નિ વિણટ્ઠાઇં નિરવસેસાઇં,
દારિદ્દં દોહગ્ગં જમ્મંતરસંચિયં પાવં.

૬ ધન્યોઽહં કૃતપુણ્યોઽહં, નિસ્તીર્ણોઽહં ભવાર્ણવાત્;
અનાદિભવકાન્તારે, દૃષ્ટો યેન શ્રુતો મયા.

૭ અન્યથા શરણં નાસ્તિ, ત્વમેવ શરણં મમ;
તસ્માત્ કારુણ્યભાવેન, રક્ષ રક્ષ જિનેશ્વર!

૮ જિને ભક્તિર્જિને ભક્તિર્જિને ભક્તિર્દિને દિને;
સદા મેઽસ્તુ સદા મેઽસ્તુ સદા મેઽસ્તુ ભવે ભવે.

૯ અર્હન્તો ભગવન્ત ઇન્દ્રમહિતાઃ સિદ્ધાશ્ચ સિદ્ધિસ્થિતા–
આચાર્યા જિનશાસનોન્નતિકરાઃ પૂજ્યા ઉપાધ્યાયકાઃ;
શ્રીસિદ્ધાન્તસુપાઠકા મુનિવરા રત્નત્રયારાધકાઃ;
પંચૈતે પરમેષ્ઠિનઃ પ્રતિદિનં કુર્વન્તુ વો મંગલમ્.

૧૦ ઐન્દ્રશ્રેણિનતા પ્રતાપભવનં ભવ્યાઙ્ગિનેત્રામૃતં,
સિદ્ધાન્તોપનિષદ્વિચારચતુરૈઃ પ્રીત્યા પ્રમાણીકૃતા;
મૂર્તિઃ સ્ફૂર્તિમતી સદા વિજયતે જૈનેશ્વરી વિસ્ફૂરન્,
મોહોન્માદઘનપ્રમાદમદિરા–મત્તૈરનાલોકિતા.

૧૧ કલ્યાણપાદપારામં, શ્રુતગંગાહિમાચલમ્;
વિશ્વામ્ભોજરવિં દેવં, વન્દે શ્રીજ્ઞાતનન્દનમ્.

૧૨ શ્રી આદીશ્વર શાંતિ નેમિજિનને, શ્રી પાર્શ્વ વીર પ્રભો,
એ પાંચે જિનરાજ આજ પ્રણમું, હેતે કરી હે વિભો;
કલ્યાણે કમલા સદૈવ વિમલા, વૃદ્ધિ પમાડો અતિ,
એહવા ગૌતમસ્વામી લબ્ધિ ભરીયા, આપો સદા સન્મતિ.

૧૩ નિરજન યાર મોહે કૈસે મીલેંગે,
દૂર દેખું મેં દરીયા ડુંગર, ઊંચે બાદલ નીચે જમીયું તલે.
નિ૦ ૧
ધરતીમા ઢુંઢુ તો નાહિ પીછાણું, અગની સહું તો
મેરી દેહી જલે નિ૦ ૨
આનંદઘન કહે જસ સુનો બાતા, એહી મીલે તો મેરો ફેરો ટળે.
નિ૦ ૩

૧૪ જે દષ્ટિ પ્રભુ દર્શન કરે, તે દષ્ટિને પણ ધન્ય છે,
જે જીભ જિનવરને સ્તવે, તે જીભને પણ ધન્ય છે,
પીએ મુદા વાણી સુધા, તે કર્ણ-યુગને ધન્ય છે,
તુજ નામ મંત્ર વિશદ ધરે, તે હૃદયને નિત્ય ધન્ય છે.

૧૫ સુણ્યા હશે પૂજ્યા હશે, નિરખ્યા હશે પણ કો ક્ષણે,
હે જગતબધુ ! ચિત્તમા, ધાર્યા નહિ ભક્તિપણે;
જન્મ્યો પ્રભુ તે કારણે, દુખપાત્ર હુ સંસારમા,
હા ! ભક્તિ તે ફળતી નથી, જે ભાવ શૂન્યાચારમા

૧૬ ગાજે પંચમકાલમા ભવ વિષે, ભવ્યાત્મને તારવા,
મિથ્યા મોહ મહાધકાર હણવા, સન્માર્ગ સંસ્થાપવા;
વર્તે છે જયવત અંત કરવા, સંસારના ફંદને,
વદો મગલ એહ શાસનપતિ, શ્રી ત્રિશલાનદને

૧૭ જેના નામોચ્ચારથી ત્રિજગમા, કર્મો બધા ત્રાસતા,
જેના પુન્યપદે સુરેન્દ્રસરીખા, સેવા છતે રાજતા,
જેની વાણીવડે ભવિજનતણા, ઘરઆગણા છાજતા,
તે શ્રી વીરવિભુપદે નમન હો, મુક્તિપુરી આપતા.

૧૮ ભવજલધિમાંથી હે પ્રભો ! કરુણા કરીને તારજો,
ને નિર્ગુણીને શિવનગરનાં, શુભસદનમાં ધારજો;
આ ગુણી આ નિર્ગુણી, એમ ભેદ મોટા નવ કરે,
શશી સૂર્ય મેઘપરે, દયાલુ સર્વનાં દુઃખો હરે.

૧૯ હે નાથ ! આ સંસારસાગર, ડૂબતા એવા મને,
મુક્તિપુરીમાં લઇ જવાને, જહાજરૂપે છો તુમે;
શિવરમણીનાં શુભસંગથી, અભિરામ એવા હે પ્રભો !
મુજ સર્વ સુખનું મુખ્ય કારણ, છો તુમે નિત્ય વિભુ.

૨૦ તારાથી ન સમર્થ અન્ય દીનનો, ઉદ્ધારનારો પ્રભુ,
મારાથી નહીં અન્ય પાત્ર જગમાં, જોતાં જડે હે વિભુ;
મૂર્તિ મંગલસ્થાન તોય મુજને. ઇચ્છા ન લક્ષ્મીતણી,
આપો સમ્યગ્રત્ન શ્યામજીવને, તો તૃપ્તિ થાયે ઘણી.

૨૧ તું અકલંકી રૂપસરૂપી, પરમાનંદ પદ તું દાઈ,
તું શંકર બ્રહ્મા જગદીશ્વર, વીતરાગ તું નિરમાયી. ૧
અનુપમ રૂપ દેખી તુજ રીઝે, સુર નર નારીકે વૃન્દા;
નમો નિરંજન ફણિપતિ સેવિત, પાસ ગોડીચા સુખકંદા. ૨
કાને કુંડલ શિર છત્ર બિરાજે, ચક્ષુ ટીકા નિરધારી,
હસ્તબીજોરુ હાથ સોહીયે, તુમ વંદે સહુ નર નારી. ૩
અગ્નિ કાષ્ઠસે સર્પ નીકાલા, મંત્ર સુનાયા બહુ ભારી,
પૂર્વ જન્મકા વૈર ખોલાયા, જળ વરસાયા શિરધારી. ૪
જળ આવી પ્રભુ નાકે અડીયા, આસન કંપ્યા નિરધારી;
નાગ નાગણી છત્ર ધરે છે, પૂર્વ જન્મકા ઉપકારી. ૫

રૂપવિજય કહે સુણો મેરી લાવણી, ઐસી શોભા બહુ સારી;
માતપિતા બાંધવ સહુ સાથે, સંજમ લીધા નિરધારી. ૬

૨૨ આવ્યો શરણે તુમારે, જિનવર કરજો આશ પૂરી હમારી,
નાવ્યો ભવપાર મ્હારો, તુમ વિણ જગમા સાર લે કોણ મ્હારી?
ગાયો જિનરાજ આજે, હરસ અધિકથી, પરમ આનંદકારી,
પાયો તુમ દર્શ નાશે ભવ ભવ ભ્રમણા નાથ! સર્વે હમારી.

૨૩ દીક્ષા ગ્રહી પ્રથમ તીર્થ તમેજ સ્થાપ્યું,
કંઈ ભવ્યનું કઠીન દુઃખ તમેજ કાપ્યું,
એવા પ્રભુ પ્રણમીયે પ્રણયે તમોને,
મેવા પ્રભુ શિવતણા અરપો અમોને.

૨૪ પ્રણમી શ્રી પ્રભુ વીરને પ્રથમમા, માગલ્યકારી સદા,
બીજા શ્રી ગુરુ ગૌતમ ગણધરા, વંદે ટળે આપદા;
ત્રીજા શ્રી સ્થૂલભદ્રને પ્રણમીયે, કોશ્યા ગૃહે જે રહ્યા,
મૂકી તેહના ભોગ ચોગ ગ્રહીને સ્વર્ગે પછીથી ગયા

૨૫ આવ્યો દાદાને દરબાર, કરો ભવોદધિપાર,
ખરો તુ છે આધાર, મોહે તાર તાર તાર ૧
આત્મગુણનો ભંડાર, તારા મહિમાનો નહી પાર,
દેખ્યો સુંદર દેદાર, કરો પાર પાર પાર ૨
તારી મૂર્તિ મનોહાર, હરે મનના વિકાર,
ખરો હૈયાનો હાર, વંદુ વાર વાર વાર. ૩
આવ્યો દહેરાસર મોઝાર, કર્યો જિનવર જુહાર,
પ્રભુ ચરણ આધાર, ખરો સાર સાર સાર ૪

આત્મ કમલ સુધાર, તારી લબ્ધિ છે અપાર,
એની ખૂબીનો નહિ પાર, વિનતિ ધાર ધાર ધાર. ૫

૨૬ પાર્શ્વ પ્રભુ ગુણાગાર, મારા હૈયાના હાર;
શાશ્વત આનંદ દેનાર, કરો પાર પાર પાર. ૧

તારું શાસન મનોહાર, મને એનો ઉપકાર;
ભવસાગર છે અપાર, જલ્દી તાર તાર તાર. ૨

કેવળ જ્યોતિ ઝલકાર, જેનું તેજ છે અપાર;
ત્રણે જગમાં પ્રચાર, સ્તવું વાર વાર વાર. ૩

દીઠો ભાગ્યે દેદાર, થયો સફળ અવતાર;
સાચો તું છે તારણહાર, દુઃખો વાર વાર વાર. ૪

આત્મ કમલ સુધાર, લબ્ધિ પ્રવીણ આધાર;
કુમ્ભોજગિરિના શણગાર, અહિંસા કાર કાર કાર. ૫

૨૭ જે પ્રભુના અવતારથી અવનીમાં, શાંતિ બધે વ્યાપતી,
જે પ્રભુની સુપ્રસન્ન ને અમીભરી, દૃષ્ટિ દુઃખો કાપતી;
જે પ્રભુએ ભરયૌવને વ્રત ગ્રહી, ત્યાગી બધી અંગના,
તે તારક જિનદેવના ચરણમાં, હોજો સદા વંદના.

# દ્વિતીય ખંડ

## ચૈત્યવંદનો.

### ૧ બીજનું ચૈત્યવંદન.

દુવિધ બંધને ટાળીએ, જે વળી રાગ ને દ્વેષ,
આર્ત્ત રૌદ્ર દોય અશુભ ધ્યાન, નવિ કરો લવલેશ ૧
બીજ દિને વળી બોધિબીજ, ચિત્ત ઠાણે વાવો,
જેમ દુઃખ દુર્ગતિ નવિ લહો, જગમા જશ ચાવો. ૨
ભાવો રૂડી ભાવનાએ, વાધો શુભ ગુણઠાણ;
જ્ઞાનવિમલ તપ તેજથી, હોયે કોડી કલ્યાણ. ૩

### ૨. જ્ઞાનપંચમીનું ચૈત્યવંદન.

શ્યામલ વાન સોહામણા, શ્રી નેમિ જિનેશ્વર,
સમવસરણ બેઠા કહે, ઉપદેશ સોહંકર ૧
પંચમી તપ આરાધતા, લહે પંચમ નાણ,
પાંચ વરસ પંચ માસનો, એ છે તપ પરિમાણ. ૨
જિમ વરદત્ત ગુણમંજરીએ, આરાધ્યો તપ એહ,
જ્ઞાનવિમલ ગુરુ એમ કહે, ધન ધન જગમા તેહ ૩

## ૩. અષ્ટમીનું ચૈત્યવંદન.

આઠ ત્રિગુણ જિનવરતણી, નિત્ય કીજે સેવા;
વહાલી મુજ મન અતિ ઘણી, જિમ ગજ મન રેવા. ૧

પ્રતિહારજ આઠશું, ઠકુરાઈ છાજે;
આઠે મંગળ આગળે, જેહને વળી રાજે. ૨

ભાંજે ભય આઠ મોટકા એ, આઠ કર્મ કરે દૂર;
આઠમ દિન આરાધતાં, જ્ઞાનવિમળ ભરપૂર. ૩

## ૪. અગીઆરસનું ચૈત્યવંદન.

અંગ અગીયાર આરાધીયે, એકાદશી દિવસે;
એકાદશ પ્રતિમા વહો, સમકિત ગુણ વિકસે. ૧

એકાદશી દિવસે થયા, દીક્ષા ને નાણ;
જન્મ લહ્યા કેઈ જિનવરા, આગમ પરમાણ. ૨

જ્ઞાનવિમળ ગુણ વાધતા એ, સકળ કળા ભંડાર;
અગીઆરશ આરાધતાં, લહીએ ભવજળપાર. ૩

## ૫. ચૌદશનું ચૈત્યવંદન.

ચૌદ સ્વપ્ન લહે માવડી, સવિ જિનવરકેરી;
તે જિન નમતા ચૌદરાજ, લોકે ન હોય ફેરી. ૧

ચૌદ રત્નપતિ જેહના, પ્રણમે પદ આવી;
ચૌદ વિદ્યાના થયા જાણ, સંયમશ્રી ભાવી. ૨

ચૌદ રાજ શિર ઉપરે, સિદ્ધ સકળ ગુણઠાણ;
જ્ઞાનવિમળ પ્રભુ ધ્યાનથી, હોય અચળ અહિઠાણ. ૩

## ૬. રોહિણીતપ ચૈત્યવંદન.

વાસવપૂજિત વાસુપૂજ્ય, વર અતિશય ધારી,
કેવળ કમળા નાથ સાથ, અવિરતિ જેણે વારી. ૧.

પરમાતમ પરમેસરુ એ, ભવિજનનયનાનંદ,
શાન્ત દાન્ત ઉત્તમ ગુણી, વર જ્ઞાન દિણંદ. ૨

બેઠી બારે પર્ષદા, નિસુણે જિનની વાણ,
એક ચિત્ત લય લાઇએ, દેઈ નિજ કાન ૩

તવ જગપતિ તિહા ઉપદિશે, રોહિણીતપ સુવિચાર,
આરાધો ભવિ ભાવશુ, આતમને સુખકાર. ૪

સાત વર્ષ સાત માસની, અવધિ કહી સુપ્રમાણ,
આરાધે સુખસપદા, પામે પદ નિર્વાણ. ૫

વાચક શુભનય શિષ્યનો એ, ભક્તિવિજય ગુણ ગાય,
વાસુપૂજ્ય જિનધ્યાનથી, અનુભવ સુખ થાય. ૬

## ૭. શ્રી વર્ધમાનતપનું ચૈત્યવંદન.

સમવસરણમા જિનવર, વર્ધમાન તપ સાર;
વર્ણવતા ભવિ આગળે, કરવા ભવોદધિ પાર ૧

લઘુ કર્મના યોગથી, આચરીએ સુખકાર;
અધિક કર્મ હલકા કરી, પામી મજમ બાર ૨

આત્મ કમલમા પામશો, સર્વ લબ્ધિનું સ્થાન;
એ તપને આરાધના, જલદી શિવ પ્રયાણ. ૩

## ૮. શ્રી વીશસ્થાનકનું ચૈત્યવંદન.

પહેલે પદે ૧ અરિહંત નમું, બીજે સર્વ ૨ સિદ્ધ;
ત્રીજે ૩ પ્રવચન મન ધરો, ૪ આચાર્ય સિદ્ધ. ૧
નમો ૫ થેરાણું પાંચમે, ૬ પાઠકપદ છઠ્ઠે;
નમો લોએ સવ્વ ૭ સાહૂણું, જે છે ગુણ ગરિઠ્ઠે. ૨
નમો ૮ નાણસ્સ આઠમે, ૯ દર્શન મન ભાવો;
૧૦ વિનય કરો ગુણવંતનો, ૧૧ ચારિત્રપદ ધ્યાવો. ૩
નમો ૧૨ બંભવયધારીણં, તેરમે ૧૩ ક્રિયા જાણ;
નમો ૧૪ તવસ્સ ચૌદમે, ૧૫ ગોયમ નમો ૧૬ જિણાણં. ૪
૧૭ સંયમ ૧૮ જ્ઞાન ૧૯ સુઅસ્સને, એ નમો ૨૦ તિથ્થસ્સ જાણી;
જિન ઉત્તમ પદ પદ્મને, નમતા હોય સુખખાણી. ૫

## ૯. પર્યુષણપર્વનું ચૈત્યવંદન.

વડા કલ્પ પૂરવદિને, ઘરે કલ્પને લાવો;
રાત્રિ જાગરણ પ્રમુખ કરી, શાસન સોહાવો. ૧
હય ગય શણગારી કુમર, લાવો ગુરુ પાસે;
વડા કલ્પ દિન સાંભળો, વીરચરિત ઉલ્લાસે. ૨
છઠ્ઠ દ્વાદશ તપ કીજીએ, ધરીએ શુભ પરિણામ;
સાધર્મીવત્સલ પ્રભાવના, પૂજા અભિરામ. ૩
જિન ઉત્તમ ગૌતમ પ્રતે એ, કહે જો એકવીશ વાર;
ગુરુ મુખ પદ્મે ભાવશું, સુણતાં પામે પાર. ૪

## ૧૦. શ્રી સિદ્ધચક્રજીનાં ચૈત્યવંદનો.

શ્રી સકળ મંગળ પરમ કમલા, કેલિ મંજુલ મંદિરં,
ભવ કોટિ સંચિત પાપ નાશન, નમો નવપદ જયકરં. ૧

અરિહંત સિદ્ધ સૂરીશ વાચક, સાધુ દર્શન સુખકર;
વર જ્ઞાનપદ ચારિત્ર તપ એ, નમો નવપદ જયકરં ૨

શ્રીપાલ રાજા શરીર સાજા, સેવતા નવપદવર;
જગમાંહી ગાજા કીર્તિ ભાજા, નમો નવપદ જયકર. ૩

શ્રી સિદ્ધચક્ર પસાય સંકટ, આપદા નાસે સવિ,
વળી વિસ્તરે સુખ મનોવંછિત, નમો નવપદ જયકર. ૪

આંબિલ નવ દિન દેવવંદન, ત્રણ ટંક નિરંતરં;
બે વાર પડિક્કમણા પલેવણ, નમો નવપદ જયકરં. ૫

ત્રણ કાળ ભાવે પૂજીએ, ભવતારક તીર્થંકરં,
તિમ ગુણણું દો હજાર ગણીએ, નમો નવપદ જયકરં. ૬

વિધિ સહિત મન વચન કાયા, વશ કરીએ આરાધીએ,
તપ વર્ષ સાડાચાર નવપદ, શુદ્ધ સાધન સાધીએ. ૭

ગદ કષ્ટ ચૂરે શર્મ પૂરે, યક્ષવિમલેશ્વર વરં,
શ્રી સિદ્ધચક્ર પ્રતાપ જાણી, વિજય વિલસે સુખભર. ૮

(૨)

૧૧ જૈનેન્દ્રમિન્દ્રમહિતં, ગતસર્વદોષં,
જ્ઞાનાદ્યનંતગુણરત્નવિશાલકોશમ્;
કર્મક્ષયં શિવમયં પરિનિષ્ઠિતાર્થં,
સિદ્ધં ચ બુદ્ધમવિરુદ્ધમહં ચ વન્દે. ૧

ગચ્છાધિપં ગુણગણં ગમિનં સુસૌમ્યં,
વન્દામિ વાચકવરં શ્રુતદાનદક્ષમ્;
ક્ષાન્ત્યાદિધર્મકલિતાં મુનિમાલિકાં ચ,
નિર્વાણસાધનપરં નરલોકસદ્યે. ૨

સદ્દર્શનં શિવમયં ચ જિનોક્તસત્યં,
તત્ત્વપ્રકાશકુશલં સુખદં સુબોધમ્;
છિન્નાશ્રવં સમિતિગુપ્તિમયં ચરિત્રં,
કર્માષ્ટકાષ્ઠદહનં સુતપઃ શ્રયામિ. ૩

પાપૌઘનાશનકરં વરમંગલં ચ,
ત્રૈલોક્યસારમુપકારપરં ગુરું ચ;
ભાવાતિશુદ્ધિવરકારણમુત્તમાનાં,
શ્રીમોક્ષસૌખ્યકરણં હરણં ભવાનામ્. ૪

ભવ્યામ્બુજબોધનરવિં ભવસિન્ધુનાવં,
ચિન્તામણેઃ સુરતરોરધિકં સુભાવમ્;
તત્ત્વત્રિપાદનવકં નવકારરૂપં,
શ્રીસિદ્ધચક્રસુખદં પ્રણમામિ નિત્યમ્.

## ૧૨ શ્રી દીવાલીનું ચૈત્યવંદન.

સિદ્ધારથ કુલનભ વિષે, ઇન્દુ રૂપ જિનરાજ;
ત્રિશલાસુત વંદન કરો, મેળવવા શિવ સાજ. ૧

સાત હાથ પરિમાણ દેહ, ગુણગણથી ભરીયા;
ભોગ તજી સંજમ ગ્રહ્યું, નાણ કેવલ વરીયા. ૨

ત્રીશ વરસ સંસારમા, સાડા બાર પર્યાય;
સંજમ ને કેવળતણો, સાઠી ઓગણત્રીશ થાય. ૩

આવ્યા અપાપા નયર, કર્યું અંતિમ ચોમાસ,
સોલ પહોર દઈ દેશના, તાર્યા નૃપવર ખાસ ૪

શુભાશુભ વિપાકના, પચપણ પચપણ જાણુ,
મારુદેવ અધ્યયનતણા, ધ્યાને શિવ પ્રયાણ. ૫

અમાવાસ્યા ભલી કાર્તિકી, દેવાનંદા રાત,
ચાર ઘડી બાકી રહી, મેળવ્યુ અનંત શાત ૬

ભાવ દીપક ગયો જગથકી, દ્રવ્ય દીપક કરીએ,
નવમલ્લી નવલચ્છકી, નૃપતિ મન ધરીએ. ૭

દીપક જ્યોત પ્રગટાવતા, થયુ દીવાળી પર્વ,
તે દિન વીર ધ્યાને કરી, લબ્ધિ વરે શિવશર્મ ૮

## ૧૩ સીમંધરસ્વામીનું ચૈત્યવંદન.

સીમંધર જિન વિચરતા, સોહે વિજય મોઝાર,
સમવસરણ રચે દેવતા, બેસે પર્ષદા બાર. ૧

નવતત્ત્વની દીએ દેશના, સાભળી સુરનર કોડ;
ષટ્ દ્રવ્યાદિક વર્ણવે, લે સમકિત કર જોડ. ૨

ઈહા થકી જિન વેગળા, સહસ તેત્રીસ શત એક,
સત્તાવન જોજન વળી, સત્તર કળા સુવિશેષ. ૩

દ્રવ્યથકી જિન વેગળા, ભાવથી હૃદય મોઝાર,
ત્રિહુ કાળે વન્દન કરું, શ્વાસમાહે સો વાર. ૪

શ્રી સીમંધર જિનવરુ એ, પૂરે વાંછિત કોડ;
કાંતિવિજય ગુરુ પ્રણમતાં, ભક્તિ બે કર જોડ. ૫

## ૧૪ શ્રી પંચતીર્થનું ચૈત્યવંદન.

સિદ્ધાચળ ગિરનારગિરિ, અર્બુદ અતિ ઉત્તંગ;
સમેતશિખર જિન વીશના, મોક્ષકલ્યાણુક ચંગ. ૧

કોટિશિલા અષ્ટાપદે, મેરૂ રુચક સમીપ;
શાશ્વત જિનવર ગૃહ ઘણા, શ્રી નંદીશ્વર દ્વીપ. ૨

દેવલોક ગ્રૈવેક છે, ભવનપતિ વર ભવન;
જિનવર બિંબ અનેક છે, પૂજું તે સર્વ સુમન. ૩

વિહરમાન જિનવર ભલા, અતીત અનાગત અદ્ધા;
નામ સ્થાપના દ્રવ્ય ભાવ, ચાર નિક્ષેપા લદ્ધા. ૪

સહજાનંદી સુખકર એ, પરમ દયાળ પ્રધાન;
પુન્ય મહોદયે પૂજતાં, લહીએ પરમ કલ્યાણ. ૫

## ૧૫ શ્રી પરમાત્મા ચૈત્યવંદન.

જગન્નાથને તે નમું હાથ જોડી.
કરું વિનતિ ભકિત શું માન મોડી;
કૃપાનાથ સંસાર કૂપાર તારો,
લહ્યો પુન્યથી આજ દેદાર તારો. ૧

મળે સોહિલા રાજ્ય દેવાદિ ભોગો,
પરમ દોહિલો એક તુજ ભકિત જોગો;
ઘણા કાલથી તું લહ્યો સ્વામી મીઠો,
પ્રભુ પારગામી સહુ દુઃખ નીઠો. ૨

ચિદાનંદરૂપી પરબ્રહ્મ લીલા,
વિલાસી વિભો ત્યક્તકામાગ્નિકીલા,
ગુણાધાર જોગીશ નેતા અમાયી,
જય ત્વં વિભો ! ભૂતલે સુખદાયી. ૩

ન દીઠી જેણે તાહગી યોગ મુદ્રા,
પડ્યા રાત દિસે મહામોહ નિદ્રા,
કિસી તાસ હોશે ગતિ જ્ઞાનસિન્ધો !
ભમતા ભવે હે જગજ્જીવબન્ધો ! ૪

સુધાસ્યંદિની દર્શન નિત્ય દેખે,
ગણુ તેહનો હે વિભો ! જન્મ લેખે,
ત્વદાજ્ઞા વિષે જે રહ્યા વિશ્વમાહે,
કરે કર્મની હાણ ક્ષણ એકમાહે. ૫

જિનેશાય નિત્ય પ્રભાતે નમસ્તે,
ભવિ ધ્યાન હોજો હૃદયે સમસ્તે,
સ્તવી દેવના દેવને હર્ષ પૂરે,
સુખાભોજ ભાલી ભજે હેજ ઉરે. ૬

કરે દેશના સ્વામી વૈરાગ્યકેરી,
સુણે પર્ષદા બાર બેઠી ભલેરી,
સુધાભોજધારા સમી તાપ ટાળે,
બેહુ બાંધવા સાંભળે એક કાલે. ૭

૧૬

અણુસી શ્રી ગુરુરાજ આજ, જિનમંદિર કેરો;
પુન્ય ભણી કરશું સફલ, જિનવચન ભલેરો. ૧

દેહરે જાવા મન કરે, ચોથતણું ફલ પામે;
જિનવર જુહારવા ઉઠતાં, છટ્ઠ પોતે આવે. ૨

જઈશું જિનવર ભણી, મારગ ચાલંતા;
હોવે દ્વાદશતણું પુન્ય, ભક્તિ માલંતા. ૩

અર્ધપંથ જિનવર ભણી, પંદર ઉપવાસ;
દીઠે સ્વામીતણો ભવન, લહીએ એક માસ. ૪

જિનવર પાસે આવતાં, છ માસી ફલ સિદ્ધ;
આવ્યા જિનવર બારણે, વર્ષીતપ ફલ લીધ. ૫

સો વરસ ઉપવાસ પુન્ય, પ્રદક્ષિણા દેતા;
સહસ વર્ષ ઉપવાસ પુન્ય, જે નજરે જોતા. ૬

ફલ ઘણો ફૂલની માલ, પ્રભુ કંઠે ઠવતા;
પાર ન આવે ગીત નાદ, કેરા ફલ થુણતાં. ૭

શિર પૂજી પૂજા કરો એ, સૂર ધૂપ તણો ધૂપ;
અક્ષત સાર તે અક્ષય સુખ, દીપે તનુ રૂપ. ૮

નિર્મલ તન મને કરીએ, થુણતાં ઇંદ્ર જગીશ;
નાટક ભાવના ભાવતાં, પામે પદવી જગીશ. ૯

જિનવર ભક્તિ વહાલી એ, પ્રેમે પ્રકાશી;
સુણી શ્રી ગુરુવયણ સાર, પૂર્વે ઋષિએ ભાખી. ૧૦

અષ્ટ કર્મને ટાલવા, જિનમંદિર જઈશું,
ભેટી ચરણ ભગવતના, હવે નિર્મલ થઈશું. ૧૧

કીર્તિવિજય ઉવજ્ઝાયનો એ, વિનય કહે કરજોડ;
સફલ હોજો મુજ વિનતિ, જિનસેવાનો કોડ. ૧૨

## ૧૭. શ્રી સિદ્ધાચલજીનાં ચૈત્યવંદનો.

વિમલ કેવલ જ્ઞાનકમલા, કલિત ત્રિભુવન હિતકરં;
સુરરાજ સંસ્તુત ચરણપંકજ, નમો આદિ જિનેશ્વરં. ૧

વિમલ ગિરિવર શૃંગમંડણ, પ્રવર ગુણગણ ભૂધરં,
સુર અસુર કિન્નર કોડિસેવિત, નમો આદિ જિનેશ્વરં. ૨

કરતી નાટક કિન્નરી ગણ, ગાય જિન ગુણ મનહર;
નિર્જરાવલિ નમે અહોનિશ, નમો આદિ જિનેશ્વરં. ૩

પુંડરીક ગણપતિ સિદ્ધિ સાધી, કોડી પણ મુનિ મનહર;
શ્રી વિમલગિરિવર શૃંગ સિદ્ધા, નમો આદિ જિનેશ્વરં ૪

નિજ સાધ્ય સાધન સુર મુનિવર, કોડિનંત એ ગિરિવરં;
મુક્તિ રમણી વર્યા રંગે, નમો આદિ જિનેશ્વર. ૫

પાતાલ નર સુર લોકમાહી, વિમલ ગિરિવર તો પરં;
નહી અધિક તીરથ તીર્થપતિ કહે, નમો આદિ જિનેશ્વરં. ૬

ઇમ વિમલગિરિવર શિખરમંડણ, દુઃખવિહંડણ ધ્યાઇએ,
નિજ શુદ્ધ સત્તા સાધનાર્થં, પરમજ્યોતિ નીપાઇએ,
જિત મોહ કોહ વિછોહ નિદ્રા, પરમ પદસ્થિત જયકરં,
ગિરિરાજ સેવા કરણ તત્પર, પદ્મવિજય સુહિતકર ૭

૧૮

શ્રી શત્રુંજય સિદ્ધક્ષેત્ર, દીઠે દુર્ગતિ વારે,
ભાવ ધરીને જે ચઢે, તેને ભવપાર ઉતારે. ૧
અનંત સિદ્ધનો એહ ઠામ, સકળ તીર્થનો રાય;
પૂર્વ નવ્વાણું ઋષભદેવ, જ્યાં ઠવીયા પ્રભુ પાય. ૨
સૂરજકુંડ સોહામણો, કવડ જક્ષ અભિરામ;
નાભિરાયા કુલમંડણો, જિનવર કરું પ્રણામ. ૩

૧૯

ધન્ય ધન્ય શ્રી ઋષભજિન, પુન્યે મીલી આયો;
દર્શ તુમારો કલ્પવૃક્ષ, સિદ્ધગિરિ પર પાયો. ૧
જહાંસે સિદ્ધિ પદ લીયા, સહજ સ્વભાવે અનંત;
એ ગિરિ સર્વ તીરથ બડા, સેવે ભવિજન સંત. ૨
પાંચ કોડસું પાંડવા, વીશ કોડસું રામ;
પુંડરીક સિદ્ધિ ગયા, પાંચ કોડ અભિરામ. ૩
ઇમ કોટિ કોટિ હુએ, શિવરમણી ભરથાર;
અનંત કાંકરે કાંકરે, મહિમા અપરંપાર. ૪
આત્મકમલમેં ધારીયો, ગિરિ મહિમા હિતકાર;
લબ્ધિસૂરિ એ ધ્યાનસે, હોવે બેડા પાર. ૫

## ૨૦ શ્રી રાયણ પગલાનું ચૈત્યવંદન.

એહ ગિરિ ઉપર આદિદેવ, પ્રભુ પ્રતિમા વંદો;
રાયણ હેઠે પાદુકા, પૂજી આણંદો. ૧

એહ ગિરિનો મહિમા અનંત, કુણ કરે વખાણ ?
ચૈત્રી પુનમને દિને, તેહ અધિકો જાણ. ૨

એહ તીરથ સેવો સદાએ, આણી ભક્તિ ઉદાર;
શ્રી શત્રુંજય સુખદાયકો, દાનવિજય જયકાર. ૩

## ૨૧ શ્રી પુંડરીકસ્વામીનું ચૈત્યવંદન.

આદીશ્વર જિનરાયનો, ગણધર ગુણવંત,
પ્રગટ નામ પુંડરીક જાસ, મહીમાંહે મહંત ૧

પાંચ કોટિ સાથે મુણીંદ, અણસણ તીહા કીધ,
શુક્લધ્યાન ધ્યાતા અમૂલ, કેવળ તીહા લીધ ૨

ચૈત્રી પુનમને દિને એ, પામ્યા પદ મહાનંદ,
તે દિનથી પુંડરીકગિરિ, નામ દાન સુખકંદ. ૩

## ૨૨ શ્રી ઋષભદેવનું ચૈત્યવંદન.

આદિ દેવ અરિહંત, ધનુષ પાંચસે કાયા,
ક્રોધ માન નહિ કામ, મૃષા નહિ માયા. ૧

નહીં રાગ નહીં દ્વેષ, નામ નિરંજન તાહરુ;
વદન દીઠું વિશાળ, પાપ ગયું સવિ તીહા માહરું. ૨

નામે હું નિર્મળ થયો, જપું જાપ જિનવરતણો,
કવિ ઋષભ એમ ઉચ્ચરે, આદિદેવ મહિમા ઘણો. ૩

## ૨૩ શ્રી આદિનાથ જિન ચૈત્યવંદન.

કલ્પવૃક્ષની છાંહડી, નાનડીયો રમતો,
સોવન હિંડોળે હિંચતો, માતાને ગમતો ૧

સૌ દેવી બાલક થઈ, ઋષભને તેડે;
વ્હાલા લાગો છો કહી, હૈડાસુ ભીડે. ૨

જિનપતિ યૌવન પામીયા, ભાવે શું ભગવાન;
ઇંદ્રે ધાલ્યો માંડવો, વિવાહનો સંડાણ. ૩

ચોરી બાંધી ચિહુ દીસે, સુર ગોરી ગીત ગાવે;
સુનંદા સુમંગળા, પ્રભુજીને પરણાવે. ૪

સર્વ સંગ છોડી કરી, કેવળજ્ઞાનને પામે;
અષ્ટ કર્મનો ક્ષય કરી, પહોંચ્યા શિવપુર ધામે. ૫

ભરતે બિંબ ભરાવીયા એ, શત્રુંજય ગિરિરાય;
શ્રી વિજયપ્રભસૂરિ તણા, ઉદયરત્ન ગુણ ગાય. ૬

## ૨૪ શ્રી અજિતનાથનું ચૈત્યવંદન.

આવ્યા વિજય વિમાનથી, નયરી અયોધ્યા ઠામ;
માનવગણ રિખ રોહિણી, મુનિજનના વિશરામ. ૧

અજિતનાથ વૃષ રાશિએ, જન્મ્યા જગદાધાર;
યોનિ ભુજંગમ ભયહરુ, મૌન વર્ષ તે બાર. ૨

સમપર્ણ તરુ હેઠલે એ, જ્ઞાન મહોત્સવ સાર;
એક સહસશું શિવ વર્યા, ધીર ધરે બહુ પ્યાર. ૩

## ૨૫ શ્રી સંભવનાથનું ચૈત્યવંદન.

સંભવનાથ સદા જયો, મનવંછિત પૂરે;
હય લંછન હેમ વર્ણ દેહ, ટાળે દુઃખ દૂરે. ૧

રાય જિતારી કુળ તિલક, સાવથ્થી રાય;
સેના માતા જનમીયો, જગમાં સુજસ ગવાય. ૨

ધનુષ ચારસો દેહડીયે, સાઠ લાખ પૂર્વ આય;
વિનયવિજય ઉવજ્ઝાયનો, રૂપ નમે નિત્ય પાય. ૩

## ૨૬ શ્રી અભિનંદન સ્વામીનું ચૈત્યવંદન.

ચઅ્યા જયંત વિમાનથી, અભિનંદન જિનચંદ;
પુનર્વસુમા જનમીયા, રાશિ મિથુન સુખકંદ. ૧
નયરી અયોધ્યાનો ધણી, યોનિવર મંજાર,
ઉગ્ર વિહારે તપ તપ્યા, ભૂતલ વરસ અઢાર. ૨
વળી રાયણ પાદપ તલે એ, વિમલનાણ ગણ દેવ,
મોક્ષ સહસ મુનિશું ગયા, વીર કરે નિત્ય સેવ. ૩

## ૨૭ શ્રી સુમતિનાથનું ચૈત્યવંદન.

સુમતિનાથ સુખવાસ, દાસ હું ભવ ભવ તાહરો,
કરુ વિનતિ એક, આવાગમન નિવારો. ૧
સેવકની કરો સાર, પાર પહેલા ઉતારો,
ક્રોધ માન મદ લોભ, સોય ઉપજતા વારો. ૨
દેવ નિરંજન નામ તુહ, તુજ નામે નિશ્ચય તર્યો;
કવિ ઋષભ એણીપેરે ઉચ્ચરે, સુમતિનાથ પૂજા કરો ૩

## ૨૮ શ્રી પદ્મપ્રભનું ચૈત્યવંદન.

પદ્મપ્રભ છઠ્ઠા ભયા, વર્ણે પ્રભુ રાતા;
ધરણ કોસંબી ધણી, સુસીમા જસ માતા. ૧
કમળ લછન અઢીસો ધનુષ, શિવ સંપત્તિદાતા,
ત્રીશ લાખ પૂરવ આયુ, ત્રિભુવનનો ત્રાતા. ૨

ચોત્રીશ અતિશય વિરાજતાએ, સેવે સુર નર કોડ;
વિનયવિજય ઉપાધ્યાયનો, રૂપ નમે કર જોડ. ૩

## ૨૯ શ્રી સુપાર્શ્વનાથનું ચૈત્યવંદન.

શ્રી સુપાર્શ્વ જિણંદ પાસ, ટાલ્યો ભવ ફેરો;
પૃથિવી માતાને ઉરે, જાયો નાથ હમેરો. ૧
પ્રતિષ્ઠિત સુત સુંદરુ, વાણારસી રાય;
વીશ લાખ પૂરવ તણું, પ્રભુજીનું આય. ૨
ધનુષ બસે જિન દેહડી, સ્વસ્તિક લંછન સાર;
પદ પદ્મે જસ રાજતો, તાર તાર ભવ તાર. ૩

## ૩૦ શ્રી ચંદ્રપ્રભનું ચૈત્યવંદન.

મહસેન મોટો રાજીયો, સતી લક્ષ્મણા નારી;
ચંદ્ર સમુજ્વલ વદન કાંતિ, જન્મ્યો જયકારી. ૧
ચંદ્રપુરી નયરી જેહની, ચંદ્ર લંછન કહીએ;
ચંદ્રપ્રભ જિન આઠમા, નામે ગહગહીયે. ૨
દોઢસો ધનુષનું જિન તનુએ, દશ લાખ પૂરવ આય;
રૂપવિજય પ્રભુ નામથી, દિન દિન દોલત થાય. ૩

## ૩૧ શ્રી સુવિધિનાથનું ચૈત્યવંદન.

સુવિધિ વિધિ કર મોક્ષના, આતમ સિદ્ધિ કરનાર;
અધ્યાતમ જ્ઞાને ભર્યા, ભવિ ભવદુઃખ હરનાર. ૧
મગર લંછન સુગ્રીવ પિતા, રામા માત મલ્હાર;
આયુ લાખ બે પૂરવનું, ધનુષ શત તનુ સાર. ૨

કાકંદી નૃપવર થયા, હું નમું તસ પાય;
આત્મકમલ ઉદ્ધારવા, લબ્ધિ જિન ગુણ ગાય. ૩

## ૩૨ શ્રી શીતલનાથનું ચૈત્યવંદન.

શીતળ નામું શિષ, જપો જાપ જગદીશ;
દેખી તાહરું રૂપ, બ્રહ્મ ઉર લાજ્યો ઇશ. ૧
ઇંદ્ર ચંદ્ર નાગેન્દ્ર, સોય નર નામ કહાયો,
નહીં જગ એહવો દેવ, જમલ કોઈ તાહરે આવ્યો ૨
તેજ સબળ તુજ દેવ, લાજ્યો સુર ગગને ભમે,
કવિ ઋષભ કહે જગ તે વડો, જે શ્રી જિનચરણે નમે. ૩

## ૩૩ શ્રી શ્રેયાંસનાથનું ચૈત્યવંદન

શ્રી શ્રેયાસ અગીઆરમા, વિષ્ણુ નૃપ તાય;
વિષ્ણુ માતા જેહની, એંશી ધનુષની કાય. ૧
વરસ ચોરાશી લાખનુ, પાળ્યું જેણે આય;
ખડ્ગી લછન પદકજે, સિંહપુરીનો રાય ૨
રાજ્ય તજી દીક્ષા વરીએ, જિનવર ઉત્તમ જ્ઞાન;
પામ્યા તસ પદ પદ્મને, નમતા અવિચલ થાન ૩

## ૩૪ શ્રી વાસુપૂજ્યસ્વામીનું ચૈત્યવંદન.

દેવલોકથી દીપતી, નગરી વર ચંપા;
વાસુપૂજ્ય જિન જન્મ ઠામ, વસે લોક સુચંપા ૧
વાસુપૂજ્ય રાજા રાજીયો, જયા જસ પટરાણી,
સિત્તેર ધનુષ દેહ શતડી, મહિષ લંછન જાણી ૨

વર્ષ બહોંતેર લાખનું એ, આયુ લહે જગનાથ;
રૂપવિજય કહે નિત્ય જપો, શિવપુર મારગ સાથ. ૩

## ૩૫ શ્રી વિમલનાથનું ચૈત્યવંદન.

અષ્ટમ સ્વર્ગથકી ચવી, કંપીલપુરમાં વાસ;
ઉત્તરા ભાદ્રપદે જનમ, માનવ ગણ મીનરાશ. ૧

યોનિ છાગ સુહંકરું, વિમલનાથ ભગવંત;
દોય વરસ તપ નિર્જલી, જંબુ તલે અરિહંત. ૨

ષટ્ સહસ મુનિ સાથશું એ, વિમલ વિમલપદ પાય;
શ્રી શુભવીરને સાંઇશું, મળવાનું મન થાય. ૩

## ૩૬ શ્રી અનંતનાથનું ચૈત્યવંદન

અનંતનાથ અરિહંત, શરણ હું તોરે આયો;
રાખ રાખ જિનરાય, દેવ તુજ દર્શન પાયો. ૧

હું રૂલીયો ચઉ ગતિમાંહી, નાસ તેરા વિણ સ્વામી;
પ્રગટ્યો પુણ્ય અંકુર તું, મળ્યો શિવગતિગામી. ૨

આજ અનંતા ભવતણા, પાપ તાપ દૂરે ગયા;
કવિ ઋષભ કહે પૂજતાં, આનંદે ઉચ્છવ થયા. ૩

## ૩૭ શ્રી ધર્મનાથનું ચૈત્યવંદન

ભાનુનંદન ધર્મનાથ, સુવ્રતા ભલી માત;
વજ્ર લંછન વજ્રિ નમે, ત્રણ ભુવન વિખ્યાત. ૧

દશ લાખ વરસનું આઉખું, વપુ ધનુ પીસ્તાલીશ;
રત્નપુરીનો રાજીયો, જગમાં જાસ જગીશ. ૨

ધર્મ મારગ જિનવર કહીએ, ઉત્તમ જન આધાર;
તેણે તુજ પાદ પદ્મતણી, સેવા કરું નિરધાર. ૩

## ૩૮ શ્રી શાન્તિનાથનું ચૈત્યવંદન.

શાતિકરણ શ્રી શાંતિનાથ, ગજપુર ધણી ગાજે,
વિશ્વસેન અચિરાતણો, સુત સબળ દીવાજે. ૧

ચાલીશ ધનુષ કનકવર્ણું, મૃગ લંછન છાજે,
લાખ વરસનુ આઉખુ, અરિજન મદ ભાજે. ૨

ચક્રવર્તી પ્રભુ પાચમા એ, સોલસમા જગદીશ;
રૂપવિજય મન તું વસ્યો, પૂરણ સકલ જગીશ ૩

## ૩૯ શ્રી કુન્થુનાથનુ ચૈત્યવદન.

કુન્થુનાથ કામિત દીયે, ગજપુરનો રાય,
સિરિ માતા ઉરે અવતર્યો, સુર નરપતિ તાય ૧

કાયા પાત્રીશ ધનુષની, લછન જસ છાગ;
કેવલજ્ઞાનાદિક ગુણો, પ્રણમો ધરી રાગ. ૨

સહસ પચાણું વરસનું એ, પાલી ઉત્તમ આય;
પદ્મવિજય કહે પ્રણમીયે, ભાવે શ્રી જિનરાય. ૩

## ૪૦ શ્રી અરનાથનું ચૈત્યવંદન.

રાય સુદર્શન ગજપુરે, દેવી પટરાણી;
લંછન નંદાવર્ત જાસ, અરજિન ગુણખાણી. ૧

ત્રીશ ધનુષવર દેહડી, હેમવર્ણે જાણી,
વર્ષ ચોરાશી સહસ આયુ, કહે જિનેવર વાણી ૨

ચક્રવર્ત્તી પ્રભુ સાતમો એ, અઢારમો મુજ દેવ;
રૂપ કહે ભવિજન તુમે, કરો નિત્ય નિત્ય સેવ. ૩

## ૪૧ શ્રી મલ્લિનાથનું ચૈત્યવંદન.

મલ્લિનાથ ઓગણીશમા, જસ મિથિલા નયરી;
પ્રભાવતી જસ માવડી, ટાળે કર્મ વયરી. ૧

તાત શ્રીકુંભ નરેસર, ધનુષ પચવીસની કાય;
લંછન કલશ મંગલકરુ, નિર્મલ નિર્માય. ૨

વરસ પંચાવન સહસનું એ, જિનવર ઉત્તમ આય;
પદ્મવિજય કહે તેહને, નમતાં શિવસુખ થાય. ૩

## ૪૨ શ્રી મુનિસુવ્રતસ્વામીનું ચૈત્યવંદન.

જપો નિરંતર સ્નેહશું, વીસમા જિનરાય;
સુમિત્રરાય પદ્માવતી, સુતશું મુજ માય. ૧

કચ્છપ લંછન ધનુષ વીશ, શ્યામવર્ણી કાયા;
ત્રીશ સહસ વરસ આઉખું, હરિવંશ દીપાયા. ૨

મુનિસુવ્રત મહિમાનીલો એ, નગરી રાજગૃહી જાસ;
રૂપવિજય કહે સાહિબા, નામે લીલવિલાસ. ૩

## ૪૩ શ્રી નમિનાથનું ચૈત્યવંદન.

સાચા શ્રી નમિનાથ, પંથે જિણે ચાલ્યા જાય;
સહી સુગંધીવાટ, અધોમુખ કંટક થાય. ૧

વૃક્ષ નમાવે શિષ, દેવ તીહાં દુંદુભિ બજાવે;
પવન શકુન તિહાં સાર, પુષ્પની વૃષ્ટિ કહાવે. ૨

કુસુમ ભલા ઢીંચણુ સમા, નખ કેશ રોમ વાધે નહીં;
કવિ ઋષભ ઇમ ઉચ્ચરે, નમિનાથ વંદો સહી. ૩

## ૪૪ શ્રી નેમિનાથનું ચૈત્યવંદન.

સમુદ્રવિજય કુલચંદ નંદ, શિવાદેવી જાયા;
યાદવ વંશ નભોમણિ, સૌરીપુર ઠાયા ૧

બાલથકી બ્રહ્મચર્યધરુ, ગત માર પ્રચાર;
ભોક્તા નિજ આત્મિક ગુણુ, ત્યાગી સંસાર ૨

નિ:કારણુ જગજીવનો એ, આશાનો વિશ્રામ,
દીનદયાલ શિરોમણિ, પૂરણુ સુરતરુ કામ. ૩

પશુઆ પોકાર સુણી કરી, છાડી ગૃહવાસ;
તત્ક્ષણુ સંયમ આદરી, કરી કર્મનો નાશ. ૪

કેવલશ્રી પામી કરીએ, પહોતા મુક્તિ મોઝાર,
જન્મ મરણુ ભય ટાળવા, જ્ઞાન સદા સુખકાર ૫

## ૪૫ શ્રી પાર્શ્વનાથનું ચૈત્યવંદન.

ૐ નમો પાર્શ્વનાથાય, વિશ્વ ચિન્તામણીયતે,
હ્રીં ધરણેન્દ્ર વૈરૂટ્યા-પદ્માદેવી યુતાય તે ૧

શાન્તિ-તુષ્ટિ-મહાપુષ્ટિ-ધૃતિ-કીર્તિ-વિધાયિને,
ૐ હ્રીં દ્વિડ્વ્યાલવૈતાલ, સર્વાધિવ્યાધિનાશિને. ૨

જયાઽજિતાખ્યા વિજયાખ્યાઽપરાજિતયાન્વિત
દિશા પાલૈર્ગ્રહૈર્યક્ષૈર્વિદ્યાદેવીભિરન્વિત ૩

ૐ અસિઆઉસાય નમસ્તત્ર ત્રૈલોક્યનાથતામ્,
ચતુઃષષ્ટિસુરેન્દ્રાસ્તે ભાસન્તે છત્રચામરૈઃ ૪

શ્રીશંખેશ્વરમંડન ! પાર્શ્વજિન પ્રણુતકલ્પતરુકલ્પ !
ચૂરય દુષ્ટવ્રાતં પૂરય મે વાંછિતં નાથ ! ૫

## ૪૬. અન્તરિક્ષ પાર્શ્વનાથ (છંદ) ચૈત્યવંદન

પ્રભુ પાસજી તાહરું નામ મીઠું, તીહું લોકમાં એટલું સાર દીઠું;
સદા સમરતાં સેવતાં પાપ નીઠું, મનમાંહરે તાહરું ધ્યાન બેઠું. ૧

મન તુમ પાસે વસે રાત દીસે, મુખ પંકજ નીરખવા હંસ હીસે;
ધન્ય તે ઘડી જે ઘડી નયણુ દીસે, ભલી ભક્તિભાવે કરી વિનવીજે. ૨

અહો એહ સંસાર છે દુઃખ દોરી, ઈંદ્રજાલમાં ચિત્ત લાગ્યું ઠગોરી;
પ્રભુ માનીએ વિનતી એક મોરી, મુજ તાર તું તાર બલિહારી તોરી. ૩

સહિ સ્વપ્ન જંજાલને સંગ મોહ્યો, ઘડીયાલમાં કાલ રમતો ન જોયો;
મુધા એમ સંસારમાં જન્મ ખોયો, અહો ધૃતતણે કારણે જળ વિલોયો. ૪

એ તો ભ્રમર લોકે સુખ ભ્રાંતિ ધાયો, જઈ શુકતણી ચંચુમાંહે ભરાયો;
શુકે જંબુ જાણી ગલે દુઃખ પાયો, પ્રભુ લાલચે જીવડો એમ વાહ્યો. ૫

ભ્રમ્યો ભર્મ ભૂલ્યો રમ્યો કર્મ ભારી, દયા ધર્મની શર્મ મેં ન વિચારી;
તોરી નર્મ વાણી પરમ સુખકારી, ત્રીહું લોકના નાથ મેં નવી સંભારી. ૬

વિષય વેલડી શેલડી કરી જાણી, ભજી મોહ તૃષ્ણા તજી તુજ વાણી;
એહવો ભલો ભુંડો દાસ જાણી, પ્રભુ રાખીયે બાંહીની છાંય પ્રાણી. ૭

મોરા વિવિધ અપરાધની કોડી સહીએ, પ્રભુશરણે આવ્યાતણી લાજ વહીએ;
વલી ઘણી ઘણી વિનતી એમ કહીએ, મુજ માનસ–સરે પરમ હંસ રહીએ. ૮

કળશ

એમ કૃપા મૂરત પાર્શ્વસ્વામી, મુક્તિગામી ધ્યાઈએ;
અતિ ભક્તિભાવે વિપત્તિ જાવે, પરમ સંપત્તિ પાઈએ.
પ્રભુમહિમાસાગર ગુણ વૈરાગર, પાસ અન્તરિક્ષ જે સ્તવે;
તસ સકલ મંગળ જયજયારવ, આનંદવર્ધન વિનવે.

## ૪૭ શ્રી મુહરી પાર્શ્વનાથ ચૈત્યવંદન.

પ્રણુમો અતિશય ભાવથી, મુહરી પારસનાથ;
દુખ દોહગ દૂરે ટળે, થાએ સુખશાત. ૧

ટીંટોઈ નગરે નીહાળતાં, આનંદ ઉર ન માય;
અદ્ભૂત બિંબ જુહારતા, ભવો ભવ પાતિક જાય ૨

આત્મ કમલમા આપજો, શિવ લબ્ધિનુ સ્થાન,
પ્રવીણ શિશુ મહિમા તણી, વિનતિ ઉરમા માન. ૩

## ૪૮ શ્રી મહાવીરસ્વામીનું ચૈત્યવંદન.

ન વર્ણનીયો ગુરુભિઃ પ્રભુર્યં,
મયા કથં વર્ણયિતું સ શક્ય
તથાપિ વાચાલતયા સ્તવીમિ,
પ્રભો! ગુણાન્તે શશિતોડતિગૌરાન્ ૧

પ્રભો! વચ સ્યાત્પદલાઞ્છિત મે,
વિષં જહાર પ્રબલં મનોગમ્,
અનિષ્ટમેકાન્તમયં દયાલો!
તવોપકારં નહિ વિસ્મરામિ ૨

પ્રમાણવાદઃ       પરમપ્રતિષ્ઠો,
વિવાદવૈવશ્યવિનાશકારીઃ;
તવાસ્ત્યતો વીર ! વિશાલભાવં,
નમામિ સિંહાઙ્કિતપાદપદ્મમ્.       ૩

નયાન્ વિસૃજ્યાદ્ભુતશાસ્ત્રસિન્ધૌ,
વિપક્ષવાદાઃ પ્રભુણા ગૃહીતાઃ
ઉદન્વતેવાખિલનિર્ઝરિણ્યઃ
મહાનતસ્ત્વં સકલાર્થવિત્સુ.       ૪

અનર્ઘરત્નત્રિતયં જગત્યાં,
ત્રિશલ્યનાશે પ્રથિતં ત્રિશૂલં;
ઉપાધિહારિ ત્વયકા વ્યકાશિ,
પ્રકૃષ્ટલબ્ધિં પ્રણુમામ્યતસ્ત્વામ્.       ૫

## ૪૯. અતીત ચોવીસીનું ચૈત્યવંદન

( રાગ–પ્રભાત. )

અતીત ચોવીસી વંદીએ, આતમ શુભ ભાવે;
અરિહંત નામના જાપથી, મંગલમાલા પાવે. ૧

[૧]કેવલજ્ઞાની પહેલા નમું, [૨]નિર્વાણી [૩]સાગર;
[૪]મહાજસ [૫]વિમલ તે પાંચમા, [૬]સર્વાનુભૂતીશ્વર. ૨

[૭]શ્રીધર [૮]દત્ત [૯]દામોદર નમો, [૧૦]સુતેજ [૧૧]શ્રીસ્વામી;
[૧૨]મુનિસુવ્રત જિન બારમા, [૧૩]સુમતિ [૧૪]શિવગતિ નામી. ૩

[૧૫]અસ્તાગ [૧૬]નમીશ્વર સોળમા, [૧૭]અનીલ [૧૮]યશોધર દેવ;
[૧૯]કૃતાર્થ [૨૦]જિનેશ્વર [૨૧]શુદ્ધમતિ, [૨૨]શિવંકર કરો સેવ. ૪

૨૩સ્યંદન ૨૪સંપ્રતિ ચોવીસમા, પ્રહ ઊઠી ગાઉં,
ઋદ્ધિ કીર્તિ પ્રભુધ્યાનથી, અમૃત પદ પાઉં. ૫

## ૫૦. આવતી ચોવીસીનું ચૈત્યવંદન

શ્રી પદ્મનાભ પહેલા જિણંદ, શ્રેણિક નૃપ જીવ,
સુરદેવ બીજા નમુ, સુપાસ શ્રાવક જીવ ૧

શ્રી સુપાર્શ્વ ત્રીજા વલી, જીવ કોણિક ઉદાયી,
સ્વયંપ્રભ ચોથો જિણંદ, પોટિલ મન ભાવી. ૨

સર્વાનુભૂતિ જિન પાચમાએ, દઢાયુ શ્રાવક જાણુ,
દેવસુત છઠ્ઠા જિણંદ, શ્રી કાર્તિક શેઠ વખાણુ. ૩

શ્રી ઉદય જિન સાતમાએ, શંખ શ્રાવક જીવ,
શ્રી પેઢાલ જિન આઠમા, અનંત મુનિ જીવ. ૪

પોટિલ નવમા વંદીએ એ, જીવ જે સુનંદ,
શતકિરતિ દશમા જિણંદ, શતક શ્રાવક આનંદ ૫

સુવ્રત જિન અગિયારમાએ, દેવકી રાણી જીવ,
શ્રી અમમ જિન બારમા, શ્રી કેશવ ગુણખાણ ૬

નિષ્કષાય જિન તેરમાએ, સતકી વિદ્યાધર;
નિષ્પુલાયક જિન ચૌદમા, બલભદ્ર સુહંકર. ૭

નિર્મલ જિન પંદરમાએ, જીવ સુલસા ભાવિ,
ચિત્રગુપ્ત જિન સોલમા, શ્રી રોહિણી મન ભાવિ. ૮

સમાધિ જિન સત્તરમા, રેવતી શ્રાવિકા જાણુ;
શ્રી સંવર જિન અઢારમા, જીવ શતાનીક વખાણુ. ૯

શ્રી યશોધર ઓગણીસમા, જીવ કિસન દ્વીપાયણુ;
વિજયનાસ જિન વીસમા, જીવ કરણુ સુજાણુ. ૧૦

એકવીસમા શ્રી મલ્લનાસ, જીવ નારદનો કહીએ;
અંબડ શ્રાવક જીવ દેવ, બાવીસમા લહીએ. ૧૧

અનંતવીર્ય તેવીસમા, જીવ અમરનો એહ;
ભદ્રકૃત જિન ચોવીસમા, શતબુદ્ધિ ગેહ. ૧૨

એ ચોવીસે જિન હોશે, આવંતે કાલે;
ભાવ સહિત જે વાંદશે, થઈ ઉજમાલે. ૧૩

લંછન વર્ણ પ્રમાણુ આયુષ, ચઢતાં સવિ નિરખો;
સાંપ્રત જિન ચોવીસએ, અંતર સવિ પરખો. ૧૪

પંચ કલ્યાણક તેહનાએ, હોશે એક જ દીસ;
ધીરવિમલ પંડિતતણો, જ્ઞાનવિમલસૂરીશ. ૧૫



# તૃતીય ખંડ

## સ્તવનો

### ૧. શ્રી સિદ્ધગિરિરાજના સ્તવનો.

શેત્રુજા ગઢના વાસી રે, મુજરો માનજો રે,
સેવકની સુણી વાતો રે, દિલમા ધારજો રે.
પ્રભુ મેં દીઠો તુમ દેદાર, આજે મુને ઉપજ્યો હરખ અપાર,
સાહિબાની સેવા રે, ભવ દુખ ભાજશે રે. ૧

એક અરજ અમારી રે, દિલમા ધારજો રે,
ચોરાશી લાખ ફેરા રે, દૂર નિવારજો રે,
પ્રભુ મને દુર્ગતિ પડતો રાખ, દરિસણ વહેલું રે દાખ.
સાહિબાની૦ ૨

દોલત સવાઇ રે, સોરઠ દેશની રે,
બલિહારી હુ જાઉં રે, તારા વેશની રે,
પ્રભુ તારુ રૂડું દીઠું રૂપ, મોહ્યા સુર નર વૃંદ ને ભૂપ.
સાહિબાની૦ ૩

તીરથ કો નહી રે, શત્રુંજય સારીખું રે,
પ્રવચન પેખી રે, કીધું મે પારખું રે;
ઋષભને જોઇ જોઇ હરખે જેહ, ત્રિભુવન લીલા પામે તેહ
સાહિબાની૦ ૪

ભવોભવ માંગું રે પ્રભુ તારી સેવના રે,
ભાવઠ ન ભાંગે રે જગમાં તે વિના રે;
પ્રભુ મારા પૂરો મનના કોડ, એમ કહે ઉદયરતન કરજોડ.
સાહિબાની૦ ૫

૨

આજ મારા નયણાં સફળ થયાં, શ્રી સિદ્ધાચલ નિરખી;
ગિરિને વધાવું મોતીડે, મારા હૈયડામાં હરખી. આજ૦ ૧

ધન્ય ધન્ય સોરઠ દેશને, જિહાં એ તીરથ જોડી;
વિમલાચલ ગિરનારને, વંદું બે કર જોડી. આજ૦ ૨

સાધુ અનંતા ઇણ ગિરિ, સિધ્યા અનશન લેઇ;
રામ પાંડવ નારદ ઋષિ, બીજા મુનિવર કેઈ. આજ૦ ૩

માનવ ભવ પામી કરી, નવી એ તીરથ ભેટે;
પાપ કર્મ જે આકરા, કહો કેણી પેરે મેટે ? આજ૦ ૪

તીર્થરાજ સમરું સદા, સારે વાંછિત કાજ;
દુઃખ દોહગ દૂરે કરી, આપે અવિચલ રાજ. આજ૦ ૫

સુખ અભિલાષી પ્રાણીયા, વંછે અવિચલ સુખડા;
માણેક મુનિ ગિરિ ધ્યાનથી, ભાંગે ભવોભવ દુઃખડા. આજ૦ ૬

૩

બાલુડો નિઃસ્નેહી થઇ ગયો રે, છોડયું વિનીતાનું રાજ; (૨)
સંયમ રમણી આરાધવા, લેવા મુક્તિનું રાજ. (૨)
મેરે દિલ વસી ગયો વાલમો. ૧

માતાને મેલ્યા એકલા રે, જાય દિન નવિ રાત; (૨)
રત્નસિંહાસન બેસવા, ચાલે અડવાણે પાય. (૨) મેરે૦ ૨

વહાલાનું નામ નવિ વિસરે રે, ઝરે આંસુડાની ધાર, (૨)
આખડલી છાયા વળી, ગયા વરસ હજાર (૨) મેરે૦ ૩

કેવળરત્ન આપી કરી રે, પૂરી માતાની આશ; (૨)
સમવસરણ લીલા જોઇને, સાધ્યા આતમ કાજ (૨) મેરે૦ ૪

ભક્તિવત્સલ ભગવંતને રે, નામે નિર્મળ કાય; (૨)
આદિ જિણંદ આરાધતા, **મહિમા** શિવસુખ થાય. (૨) મેરે૦ ૫

## ૪. શ્રી સિદ્ધાચલજીનું પ્રભાતીયુ.

જાગ તુ જાગ તુ આતમા માહરા, ભગવંત ભેટીએ સુખકારી,
શેત્રુંજામંડન મરુદેવાનંદન, આદિ જિન વંદિયે ચિત્તધારી
જાગ૦ ૧

પાચસે ધનુષ્યની રત્નમય જાણીયે, ભરતરાયે પ્રતિમા ભરાવી;
દુષમા કાળ વિચારી પશ્ચિમ દિશિ, મહાગિરિ કંદરામા વસાવી
જાગ૦ ૨

પાચમે ધનુષ્યની શોભના મૂરતિ, જે ભાવે પુણ્યથી દર્શ પાવે;
બહુ ભવસંચિત પાપના ઓઘને, ટાળી ત્રીજે ભવે સિદ્ધિ જાવે.
જાગ૦ ૩

ઇન્દ્રિય વશ કરી નિર્મલ મન ધરી, વિધિ સહિત નાભિનંદન પૂજી જે,
ભાવના ભાવીએ ચિત્તમા લાવીયે, દુલહો મનુજ ભવ સફલ કીજે.
જાગ૦ ૪

પ્રદક્ષિણા દેઈ પાગે ચઢી વંદીએ, ચૈત્ય ગિરિરાજ શેત્રુંજ કેરા;
વિજયજિનેન્દ્રસૂરિ પયકમલ સેવતાં, અમર કહે ભાંગીયે....
ભવના ફેરા. જાગ૦ ૫

## ૫. શ્રી શત્રુંજય મહાતીર્થ સ્તવન.

ભવિ આવોજી શેત્રુંજા ભેટીએ, શ્રી આદીશ્વર જિનરાય;
ધન્ય એ ગિરિનયણે નિરખતાં, સવિ પાતક દૂર પલાય. ભવિ૦ ૧

ગિરિ ઉપર આદિ જિણંદની, સોહે સૂરતિ મોહન વેલ;
પ્રહ ઊઠી ભાવે પૂજતાં, નિત્ય વાધે ઘરે રંગરેલ. ભવિ૦ ૨

મારું મન મોહ્યું ઈણ ગિરિવરે, જાણું નિત નિત કીજે જાત્ર;
વર સુરજકુંડમાં નાહીને, નિજ નિરમલ કીજે ગાત્ર. ભવિ૦ ૩

ભલે ભાવે આદિજિન પૂજીયા, મુજ ફલીઆ મનોરથ આજ;
મુજ ભવોભવ એ ગિરિવર તણું, દરીસણ હોજો મહારાજ. ભવિ૦ ૪

મહામહિમવંત મનોહરુ, રુડો શેત્રુંજય ગિરિરાય;
જે ભેટે તે શિવસુખ લહે, ઈમ કેશરવિમલ ગુણ ગાય. ભવિ૦ ૫

## ૬. શ્રી સિદ્ધાચલજીનું સ્તવન.

( શ્રી સુપાસ જિનરાજ—એ દેશી. )

સિદ્ધાચલ ગુણ ગેહ, ભવિ પ્રણમો ધરી નેહ;
આજ હો, સોહે રે મનમોહે, તીરથ રાજીયોજી. ૧

આદીશ્વર અરિહંત, મુક્તિ વધૂનો કંત;
આજ હો, પૂરવ વાર નવાણું, આવી સમોસર્યાજી. ૨

સકલ સુરાસુરરાજ, કિન્નરદેવ સમાજ;
આજ હો સેવા રે સારે, તે કરજોડી કરીજી. ૩

દર્શનથી દુઃખ દૂર, સેવે સુખ ભરપૂર,
આજ હો, એણે રે કલિકાલે, કલ્પતરુ અછેજી ૪

પુંડરીકગિરિ ધ્યાન, લહીએ બહુ યશ માન;
આજ હો, દીપે રે અધિકી તસ, જ્ઞાનકલા ઘણીજી ૫

## ૭. શ્રી ઋષભ જિન સ્તવન.

ઋષભ જિનરાજ મુજ આજ દિન અતિ ભલો,
ગુણનીલો જેણે તુજ નયણ દીઠો,
દુખ ટળ્યાં સુખ મળ્યા, સ્વામી તુજ નિરખતા,
સુકૃત સંચય હુઓ, પાપ નીઠો ઋષભ૦ ૧

કલ્પ સાખી ફળ્યો, કામઘટ મુજ મળ્યો,
આગણે અમીયના મેહ વૂઠા,
મોજ મહિરાણ મહિભાણ તુજ દર્શન,
ક્ષય ગયા કુમતિ અંધાર જૂઠા ઋષભ૦ ૨

કવણ નર કનક મણિ તજિ તૃણ સંગ્રહે,
કવણ કુંજર તજી કરહ લેવે;
કવણ બેસે તજી કલ્પતરુ બાઉલે,
તુજ તજી અવર સુર કોણ સેવે ? ઋષભ૦ ૩

એક મુજ ટેક સુવિવેક સાહિબ સદા,
તુજ વિના દેવ દુજો ન ઈહું;

તુજ વચન રાગ સુખ-સાગરે ઝીલતાં,
કર્મ ભર ભર્મથી હું ન બીહું. ઋષભ૦ ૪

કોડી છે દાસ વિભુ તાહરે ભલભલા,
માહરે દેવ તું એક પ્યારો;
પતિતપાવન સમો જગત ઉદ્ધાર કર;
મહેર કરી મોહે ભવજલધિ તારો. ઋષભ૦ ૫

મુક્તિથી અધિક તુજ ભક્તિ મુજ મન વસી,
જેહશું સબલ પ્રતિબંધ લાગ્યો;
ચમક પાસાણ જિમ લોહને ખેંચશે,
મુક્તિને સહજ તુજ ભક્તિ રાગો. ઋષભ૦ ૬

ધન્ય જે કાય જેણે પાય તુજ પ્રણમીએ,
તુજ થુણે જેહ ધન્ય ધન્ય જીહા;
ધન્ય જે હૃદય તુજ સદા સમરતાં,
ધન્ય તે રાત ને ધન્ય દીહા. ઋષભ૦ ૭

ગુણ અનંતા સદા તુજ ખજાને ભર્યા,
એક ગુણ દેત મુજ શું વિમાસો ?
રયણ એક દેત શી હાણ રયણાયરે ?
લોકની આપદા જેણે નાસો. ઋષભ૦ ૮

ગંગસમ રંગ તુજ કીર્તિ કલ્લોલનો,
રવિથકી અધિક તપ તેજતાજો;
નયવિજય બુધ સેવક હું આપનો,
જસ કહે અબ મોહે ભવથી નિવાજો. ઋષભ૦ ૯

## ૮. પંચ પરમેશ્વરનું સ્તવન.

પંચ પરમેશ્વરા પરમ અલવેસરા, વિશ્વ વાલેસરા વિશ્વવ્યાપી;
ભક્તવત્સલ પ્રભુ ભક્તજન ઉદ્ધરી, મુક્તિપદ જે વર્યા કર્મ કાપી.
પંચ. ૧

વૃષભ અંકિત પ્રભુ ઋષભ જિન વંદીએ, નાભિ મરુદેવીનો નંદનીકો,
ભરત ને બ્રાહ્મીના તાત અવની તળે, મોહ મદગંજણો મુક્તિ ટીકો.
પંચ ૨

શાંતિપદ આપવા શાંતિપદ થાપવા, અદ્ભુત કાંતિ પ્રભુ શાંતિ સાચો;
મૃગાંક પારાપત મેનથી ઉદ્ધરી, જગતપતિ જે થયો જગત જાચો.
પંચ ૩

નેમિ બાવીશમા શંખ લંછન નમું, સમુદ્રવિજય અંગજ અનંગજીતી;
રાજકન્યા તજી સાધુ મારગ ભજી, જીતી જેણે કરી જગ વિદિતિ.
પંચ ૪

પાર્શ્વજિનરાજ અશ્વસેન કુળ ઉપન્યો, જનની વામાતણો જેહ જાયો;
આજ ખેટકપુરે કાર્ય સિદ્ધા સવે, ભીડભંજન પ્રભુ જે કહાયો.
પંચ ૫

વીર મહાવીર સર્વ વીર શીરોમણિ, રણવટ મોહભટ માન મોડી;
મુક્તિગઢ શાસીયો જગત ઉપાસીયો, તેહ નિત્ય વંદીએ હાથ જોડી.
પંચ ૬

માત ને તાત અવદાત એ જિનતણા, ગામ ને ગોત્ર પ્રભુ નામ થુણતા;
ઉદયવાચક વદે ઉદયપદ પામીએ, ભાવે જિનરાજની કીર્તિ ભણતા
પંચ ૭

## ૯. શ્રી ઋષભદેવ ભગવાનનું સ્તવન.

જીરે આજ સફળ દિન માહરો, દીઠો પ્રભુનો દેદાર (૨)
લય લાગી જિનજી થકી, પ્રગટ્યો પ્રેમ અપાર. (૨) ૧

ઘડીએ ન વિસરો હો સાહિબ, સાહિબા ઘણો રે સનેહ; (૨)
અંતરજામી છો માહરા, મરુદેવાના નંદ સુનંદાના કંત. ઘડીએ૦ ૨

સાહિબા લઘુ થઇ મન માહરું, તીહાં રહ્યું તુમારી સેવાને કાજ;
તે દિન ક્યારે આવશે, હોશે સુખનો આવાસ. ઘડીએ૦ ૩

જીરે પ્રાણેશ્વર પ્રભુજી તમે, આતમના રે આધાર;
મ્હારે પ્રભુજી તુમે એક છો, જાણજો નિરધાર. ઘડીએ૦ ૪

સાહિબા એક ઘડી પ્રભુજી તુમ વિના, જાએ વરસ સમાન;
પ્રેમ વિરહ હવે કેમ ખમું ? જાણો વચન પ્રમાણ. ઘડીએ૦ ૫

સાહિબા અંતરગતની વાતડી, કહો કેને કહેવાય ?
વ્હાલેશ્વર વીસવાસીયા, કહેતા દુઃખ જાય સુણતાં સુખ થાય. ઘડીએ૦ ૬

સાહિબા દેવ અનેક જગમાં વસે, તેહની ઋદ્ધિ અનેક;
તુમ વિના અવરને નવિ નમું, એહવી મુજ મન ટેક. ઘડીએ૦ ૭

જીરે પંડિત વિવેકવિજયતણો, પ્રણમે શુભ પાય;
હરખવિજય શ્રી ઋષભના, જુગતે ગુણ ગાય. ઘડીએ૦ ૮

## ૧૦. શ્રી અજિતનાથ જિન સ્તવન.

( હમ મગન ભયે પ્રભુ ધ્યાનમેં–એ દેશી. )

ધ્યાનમાં ધ્યાનમાં ધ્યાનમાં, તોરું નામ ધર્યું મેં ધ્યાનમાં
ભવસર સહસ મથન તુજ અભિધા, સમજ ગયો હું શાનમાં.
તોરું૦ ૧

જ્ઞાન કુલિશ સમતા સચી નાયક, બૈઠે ચિત્ત વિમાનમા. તોરું૦ ૨
વિષય વિષમ વિષતાપ નિવારી, જેમ સુધારસ પાનમા, તોરું૦ ૩
બહિરાતમ ભયો અંતર આતમ, લીનો વિશદ ગુણ જ્ઞાનમા. તો૦ ૪
અશુભ કરમ છિન એક મેં છૂટે, ધ્યાતા ધ્યેય સુતાનમા. તોરું૦ ૫
ખિમાવિજય જિન વિજયાનદન, સમરું આનપાનમા. તોરું૦ ૬

## ૧૧. શ્રી સભવનાથ સ્તવન.

સાહિબ સાભળો રે, સંભવ અરજ અમારી,
ભવોભવ હુ ભમ્યો રે, ન લહી સેવા તુમારી,
નરક નિગોદમા રે, હું તિહા બહુભવ ભમિયો,
તુમ વિણ દુખ સહ્યા રે, અહનિશ ક્રોધે ધમધમીયો. સા૦ ૧

ઇદ્રિય વશ પડયો રે, પાલ્યા વ્રત નવિ સુસે,
ત્રસ પણ નવિ ધર્યા રે, હણીયા થાવર હુસે,
વ્રત ચિત્ત નવિ ધર્યા રે, બીજુ સાચુ ન બોલ્યું,
પાપની ગોઠડી રે, ત્યા મેં હઈડુ ખોલ્યું. સા. ૨

ચોરી મેં કરી રે, ચઉવિહ અદત્ત ન ટાળ્યુ,
શ્રી જિન આણશું રે, મેં નવિ સજમ પાલ્યુ,
મધુકરતણી પરે રે, શુદ્ધ ન આહાર ગવેખ્યો,
રસના લાલચે રે, નિરસ પિડ ઉવેખ્યો. સા. ૩

નરભવ દોહીલો રે, પામી મોહવશ પડીયો,
પરસ્ત્રી દેખીને રે, મુજ મન તિહા જઈ અડીયો,
કામ ન કો સર્યા રે, પાપે પિંડ મેં ભરીયો,
શુદ્ધ બુદ્ધ નવિ રહી રે, તેણે નવિ આતમ તરીયો. સા ૪

લક્ષ્મીની લાલચે રે, મેં બહુ દીનતા દાખી,
તો પણ નવિ મળી રે, મળી તો નવિ રહી રાખી;
જે જન અભિલખે રે, તે તો તેહથી નાસે,
તૃણ સમ જે ગણે રે, તેહની નિત્ય રહે પાસે. સા. ૫

ધન્ય ધન્ય તે નરા રે, એહનો મોહ વિછોડી,
વિષય નિવારીને રે, જેહને ધર્મમાં જોડી;
અભક્ષ તે મેં ભખ્યા રે, રાત્રિભોજન કીધાં,
વ્રત નવિ પાલીઆં રે, જેહવા મૂળથી લીધાં. સા. ૬

અનંત ભવ હું ભમ્યો રે, ભમતાં સાહિબ મલીયો,
તુમ વિના કુણ દીયે રે, બોધિરયણ મુજ બળીયો;
સંભવ આપજો રે, ચરણકમળ તુમ સેવા,
નય એમ વિનવે રે, સુણજો દેવાધિદેવા. સા. ૭

## ૧૨. શ્રી અભિનંદન સ્વામી સ્તવન.

( જગજીવન જગવાલહો—એ દેશી: )

અભિનંદન આણંદમાં, અતિશય લીલ અનંત લાલ રે;
સંવર રાયનો બેટડો, સંવર સુખ વિલસંત લાલ રે. અભિ૦ ૧

સિદ્ધારથાનો લાડલો, સિદ્ધારથ ભગવાન લાલ રે;
એ જુગતું જગતી તલે, વિચરે મહિમ નિધાન લાલ રે. અભિ૦ ૨

ચાલે ગજગતિ ગેલશું, કામકેશરી કરે નાશ લાલરે;
દીપે દિનકર તેજથી, શીતળ સહજ વિલાસ લાલ રે. અભિ૦ ૩

વરસે વાણી મેઘ જ્યું, તૃષ્ણા તટિની શોષ લાલ રે;
આતમ સંપદ વેલડી, ક્ષાયિક ભાવે પોષ લાલ રે. અભિ૦ ૪

બાંધ્યું ભાવના સાંકળે, મુજથી ચચળ ચિત્ત લાલ રે,
લછન મિશ ચરણે રહ્યો, વાનર કરે વિનતિ લાલ રે અભિ૦ ૫
તિરિગઈ ચપલાઈપણું, વારો આપ વિવેક લાલ રે;
ક્ષમાવિજય જિન ચાકરી, ન તજુ ત્રિવિધે એ ટેક લાલ રે અભિ૦ ૬

## ૧૩. શ્રી સુમતિનાથ સ્વામીનું સ્તવન.

( સિદ્ધારથના રે નદન વિનવુ–એ દેશી )

નયરી અયોધ્યા રે માતા મગલા, મેઘ પિતા જસ ધીર;
લંછન ક્રૌંચ કરે પદ સેવના, સોવન વાન શરીર ૧
મુજ મન મોહ્યું રે સુમતિ જિણેસરે, ન રુચે કો પર દેવ,
ખિણ ખિણ સમરું રે ગુણ પ્રભુજી તણા, એ મુજ લાગી રે ટેવ ૨
ત્રણશે ધનુ તનુ આયુ ધરે પ્રભુ, પૂરવ લાખ ચાલીશ,
એક સહસશુ દીક્ષા આદરી, વિચરે શ્રી જગદીશ ૩
સમેતશિખર ગિરિ શિવ પદવી લહી, ત્રણ લાખ વીસ હજાર,
મુનિવર પણ લખ પ્રભુની સયતી, ત્રીસ સહસ વળી ચાર ૪
શાસનદેવી મહાકાલી ભલી, સેવે તુબરુ યક્ષ,
શ્રી નયવિજય વિબુધ સેવક ભણે, હોજો મુજ તુજ પક્ષ ૫

## ૧૪. શ્રી પદ્મપ્રભ જિન સ્તવન.

( એક દિન પુડરીક ગણધરુ રે લો–એ દેશી )

શ્રી પદ્મપ્રભ જિનરાજને રે લો, વિનતિ કરું કર જોડ રે;
માહરે તું પ્રભુ એક છે રે લો, મુજ સમ તાહરે ક્રોડ રે. ૧
લોકાલોકમા જાણીએ રે લો, ઈમ ન સરે મુજ કામ રે;
દાસ સભાવે જો ગણો રે લો, તો આવે મન ઠામ રે. ૨

કહેવાયે પણ તેહને રે લો, જેહ રાખે મુહ લાજ રે;
પ્રારથીયાં પહિહિયે નહિ રે લો, સાહિબ ગરીબનિવાજ રે. ૩

કર પદ મુખકજ શોભથી રે લો, જીતી પંકજ જાત રે;
લંછન મિસિ સેવા કરે રે લો, ધરનૃપ સુસીમા માત રે. ૪

ઉગત અરુણ તનું વાન છે રે લો, છઠ્ઠો દેવ દયાલ રે;
ન્યાયસાગર મનકામના રે લો, પૂરણ સુખ–રસાલ રે. ૫

## ૧૫. શ્રી સુપાર્શ્વનાથ જિન સ્તવન.

( દીઠી હો પ્રભુ દીઠી જગગુરુ તુજ.–એ દેશી )

સુનીએ હો પ્રભુ સુનીએ દેવ સુપાસ,
મનકી હો પ્રભુ મનકી વાત સવે કહું જી;
થા વિના હો પ્રભુ થાં વિન ન લહું સુખ,
દીઠે હો પ્રભુ દીઠે તુમ મુખ સુખ લહું જી. ૧

છોડું હો પ્રભુ છોડું ન થાંકી ગેલ,
પાસ્યા હો પ્રભુ પાસ્યા વિણુ સુખ શિવતણુંજી;
ભોજને હો પ્રભુ ભોજને ભાંજે ભૂખ,
ભાંજે હો પ્રભુ ભાંજે ભૂખ ન ભામણું જી. ૨

ખમજો હો પ્રભુ ખમજો માંકો દોષ,
ચાકર હો પ્રભુ ચાકર મ્હેં છાં રાઉલા જી;
મીઠા હો પ્રભુ મીઠા લાગે બોલ,
બાળક હો પ્રભુ બાળક બોલે જે વાઉલા જી. ૩

કેતું હો પ્રભુ કેતું કહિયે તુજ,
જાણો હો પ્રભુ જાણો સવિ તુમ્હે જગધણી જી;

ધારી હો પ્રભુ ધારી નિવહો પ્રેમ,
 લજ્જા હો પ્રભુ લજ્જા બાહ શ્રદ્ધા તણી જી ૪

શુણીઓ પ્રભુ શુણીઓ સ્વામી સુપાસ,
 ભૂષણ હો પ્રભુ ભૂષણ મલકાપુર તણો જી,
વાચક હો પ્રભુ વાચક જસ કહે એમ,
 દેજો હો પ્રભુ દેજો દરશન સુખ ઘણો જી ૫

## ૧૬. શ્રી ચંદ્રપ્રભ જિન સ્તવન.

ચાદલીયા સદેશો કહે મારા સ્વામીને રે, વંદન વાર વાર,
શ્રી ચદ્રપ્રભ ચરણે તું વસે રે, મુજ મન તાપ નિવાર. ચા૦ ૧

દૂર દેશાતર દેવ, તુમે વસો રે, કારજ સવિ તુમ હાથ,
સાથ ન કોઇ તેહવો સાપડે રે, નયન મિલાવે નાથ. ચા૦ ૨

તુમ ગુણ સુણતા, મુજ મનડુ ઠરે રે, નવલો જાગે નેહ,
સાસોસાસ સમા તુમ સાભરે રે, મન માને નિ સંદેહ ચા૦ ૩

મુગતિ માનિની મોહન મોહિયારે, આનદમય અવતાર,
વાત ન પૂછો સેવકની કદા રે, કે કુણ તુમ આચાર. ચા૦ ૪

ચતુરની ચિંતા ચિત્તની શુ કહુ રે, તુમ છો જગના જાણ,
આપ સ્વરૂપ પ્રકાશો આપશુ રે, મહીયલ મેઘ પ્રમાણ. ચા૦ ૫

## ૧૭. શ્રી સુવિધિનાથ જિન સ્તવન.

( તુ પાગગત તુ પરમેશ્વર-એ દેશી )

તાહરી અજબશી યોગની મુદ્રા રે, લાગે મુને મીઠી રે,
એ તો ટાલે મોહની નિદ્રા રે પરતક્ષ દીઠી રે;

લોકોત્તરથી જોગની મુદ્રા, વ્હાલા મારા, નિરુપમ આસન સોહે;
સરસ રચિત શુકલધ્યાનની ધારે, સુરનરના માન મોહે રે.
લાગે મુને મીઠી રે૦ ૧

ત્રિગડે રતન સિંહાસન બેસી, વા૦ ચિહું દિસે ચામર ઢલાવે;
અરિહંત પદ પ્રભુતાનો ભોગી, તો પણ જોગી કહાવે રે.
લાગે મુને મીઠી રે૦ ૨

અમૃત ઝરણી મીઠી તુજ વાણી, વા૦ જેમ અષાઢો ગાજે;
કાન મારગ થઈ હિયડે પેસી, સંદેહ મનના ભાંજે રે.
લાગે મુને મીઠી રે૦ ૩

કોડિગમે ઉભા દરબારે, વા૦ જયમંગલ સુર બોલે;
ત્રણ ભુવનની રિદ્ધિ તુજ આગે, દીસે ઇમ તૃણ તોલે રે.
લાગે મુને મીઠી રે૦ ૪

ભેદ લહું નહી જોગ જુગતિનો વા૦ સુવિધિ જિણંદ બતાવો;
પ્રેમશું કાન્તિ કહે કરી કરુણા, મુજ મન મંદિર આવો રે.
લાગે મુને મીઠી રે૦ ૫

## ૧૮. શ્રી શીતલનાથ જિન સ્તવન.

( જીહો વિમલ જિનેસર સુંદર–એ દેશી. )

જીહો શ્રી શીતલ જિન ભેટતાં, જીહો ઉલટ અંગે ન માય,
જીહો રોમરોમ તનુ ઉલ્લસે, જીહો હિયડે હરખ ભરાય;
જિનેસર ભેટ્યો ભલે તું આજ, મુજ સારો વાંછિત કાજ. જિ૦ ૧
જીહો ધન વેલા ધન તે ઘડી, જીહો ધન મુજ જીવિત એ;
જીહો વિકસિત વદન રહે સદા, જીહો જયું બાપીયડા મેહ. જિ૦ ૨

જીહો આજ અપૂરવ દિન ભલો, જીહો નયણે નિરખ્યો નાથ;
જીહો પરમ પુરુષ મેં પરખીયો, જીહો મલીયો શિવપુર સાથ. જિ૦૩

જીહો જાગી ભાગ્યદશા હવે, જીહો પ્રગટ્યો પૂન્ય અંકુર;
જીહો ચિત્ત ચમકે તિમ માહરું, જીહો દેખી ચંદ ચકોર. જિ૦ ૪

જીહો પ્રભુ દરીસણ લહી પ્રાણીયા, જીહો આલસ આણે રે જેહ;
જીહો તેહ પછે પસ્તાવશે, જીહો પંથ ચીલે રહ્યો છેહ જિ૦ ૫

જીહો ભદ્દીલપુર નયરી ધણી, જીહો દૃઢરથ રાયનો નંદ,
જીહો માત નંદાયે જનમીયો, જીહો પ્રગટ્યો સુરતરુ કંદ જિ૦ ૬

જીહો શ્રી વચ્છ લંછન શોભતુ, જીહો સોવન વરણી કાય,
જીહો શ્રી ગુરુ ખિમાવિજય તણો, જીહો જસ પ્રણમે નિત પાય. જિ૦૭

## ૧૯. શ્રેયાંસનાથ જિનસ્તવન.

( નાણુ નમો પદ સાતમે—એ દેશી. )

શ્રી શ્રેયાસ જિન અગિયારમા, સુણો સાહિબ જગદાધાર મોરા લાલ;
ભવભવ ભમતા જે કર્યાં, મેં પાપસ્થાન અઢાર–મોરા લાલ. શ્રી૦ ૧

જીવહિંસા કીધી ઘણી, બોલ્યા મૃષાવાદ–મોરા લાલ,
અદત્ત પરાયા આદર્યા, મૈથુન સેવ્યા ઉન્માદ–મોરા લાલ શ્રી૦ ૨

પાપે પરિગ્રહ મેલીયો, કર્યો ક્રોધ અગનની ઝાળ–મો૦
માન ગજેન્દ્રે હું ચઢ્યો, પડીયો માયાવંશ જાળ–મો૦ શ્રી૦ ૩

લોભે થોભ ન આવીયો, રાગે ત્યાગ ન કીધ–મો૦
દ્વેષે દોષ વધ્યો ઘણો, કલહ કર્યો પરસિદ્ધ–મો૦ શ્રી૦ ૪

ફૂહાં આળ દીયાં ઘણાં, પરચાડી પાપનું મૂળ-મો૦
ઈહ મળે રતિ ઉપની, અનિષ્ટ અરતિ પ્રતિકૂળ-મો૦ શ્રી૦ ૫
પરનિંદાએ પરિવર્યો, બોલ્યા માયામોસ-મો૦
મિથ્યાત્વ શલ્યે હું ભારીયો, નાણ્યો ધરમનો સોસ-મો૦ શ્રી૦ ૬
એ પાપથકી પ્રભુ ઉદ્ધરો, હું આલોઉં તુમ સાખ-મો૦
શ્રી ખિમાવિજય પદ સેવતાં, જસને અનુભવ દાખ-મો૦ શ્રી૦ ૭

## ૨૦. વાસુપૂજ્ય જિનસ્તવન.

( એ તીરથ તારુ—એ દેશી. )

વાસુપૂજ્ય જિન ત્રિભુવનસ્વામી, મેં તો પૂન્યે સેવા પામી રે.
મુજ મનમંદિર અંતરજામી, આવી વસો શિવપુરના વાસી.
શિવગામી રે-શિવ. ૧

અહોનિશ સાહિબ આણા પાળું, કર્મરિપુ મદ ગાળું રે; શિવ.
વિષય કષાય કંટક સવિ ટાળું, શુચિતા ઘર અજુઆલું રે. શિવ. ૨

ઉપશમ રસ છંટકાવ કરાવું, મૈત્રી પટકુલ બિછાઉં રે; શિવ.
ભગતિ નીકે તકીયો બનાઉં, સમકિત મોતી બંધાઉં રે. શિવ. ૩

આગમ તત્ત્વ ચંદરવા બાંધું, બુદ્ધિ દોરી તિહાં સાંધું રે; શિવ.
બોધિબીજ પ્રભુથી મુજ લાધ્યું, ચરણકરણ ગુણ વાધ્યું રે. શિવ. ૪

નય રચના મણિ માણેક ઓપે, ભક્તિ શક્તિ નવી ગોપે રે; શિવ.
અનુભવ દીપક જ્યોત આરોપે, પાપ તિમિર સવિ લોપે રે. શિવ. ૫

મુજ મનમંદિર સાહિબ આયા, સેવક બહુ સુખ પાયા રે; શિવ.
ભગતે રીઝે ત્રિભુવન રાયા, ન્યાયસાગર ગુણ ગાયા રે. શિવ. ૬

## ૨૧. વિમલનાથ જિનસ્તવન.

( રાગ–ભિમપલાસ )

પ્રભુજી ! મુજ અવગુણ મત દેખો.
રાગ દશાથી તું રહે ન્યારો, હું મન રાગે વાળુ;
દ્વેષ રહિત તું સમતા ભીનો, દ્વેષ મારગ હું ચાલુ. પ્ર૦ ૧
મોહ લેશ ફરસ્યો નહિ તુહી, મોહ લગન મુજ પ્યારી;
તું અકલંકી કલંકિત હું તો, એ પણ રહેણી ન્યારી. પ્ર૦ ૨
તુંહી નિરાશી ભાવપદ સાધે, હું આશાસંગ વિલુદ્ધો,
તુ નિશ્ચલ હુ ચલ તું સૂધો, હું આચરણે ઉંધો પ્ર૦ ૩
તુજ સ્વભાવથી અવળા માહરા, ચરિત્ર સકલ જગે જાણ્યા,
એહવા અવગુણ મુજ અતિભારી, ન ઘટે તુજ મુખ આણ્યા પ્ર૦ ૪
પ્રેમ નવલ જો હોય સવાઇ, વિમલનાથ મુખ આગે,
કાંતિ કહે ભવરાન ઉતરતા, તો વેળા નવિ લાગે પ્ર૦ ૫

## ૨૨. શ્રી અનંતનાથ જિનસ્તવન.

( મેરે સાહિબ તુમહી હો–એ દેશી )

અનત પ્રભુકે આશકી, આઈ બની હે ઐસી;
ઘન શિખી ચંદ ચકોર જ્યુ, જલ ને મીન જૈસી. અ૦ ૧
ઓરશું રતિ સંબ વિસરી, પ્રભુકી લગે પ્યારી;
જનમ જનમ અબ ચાહતે, ઈનહી શું યારી. અ૦ ૨
નેન ન ચાહે ઓરકું, લગન જોર લગી હૈ,
જીહા ઓર જપે નહી, ભ્રાંતિ દૂર ભગી હૈ. અ૦ ૩

પંચ વિષય સુખ પાસસે, દુનીયાકા દિલાસા;
જીવ અબ માને ઝહેરસ્યા, નહી ઓરકી આશા. અ૦ ૪

આખર આપ સમા કરે, સેવકકો સાંઇ;
ઉદ્દયથ વહે સબ છોરકે, મિલું ઉનસે ધાઈ. અ૦ ૫

## ૨૩. ધર્મનાથ જિન સ્તવન.

( મારો મુજરો લેજો રાજ—એ દેશી. )

ધર્મ જિણેસર ધર્મ ધુરંધર, પૂરણ પૂણ્યે મલીઓ,
મન મરુથલમેં સુરતરુ ફલીઓ, આજ થકી દિન વળીઓ;
પ્રભુજી મહેર કરી મહારાજ, કાજ હવે મુજ સારો,
સાહિબ ગુણનિધિ ગરીબનિવાજ, ભવદવ પાર ઉતારો.
એ આંકણી૦

બહુ ગુણવંતા જેહ તેં તાર્યાં, તે નહી પાડ તુમારો;
મુજ સરિખો પત્થર જો તારો, તો તુમચી બલિહારી. પ્ર૦

હું નિર્ગુણ પણ તાહરી સંગતે, ગુણ લહું તેહ ઘટમાન;
નિંબાદિક પણ ચંદન સંગે, ચંદન સમ લહે તાન. પ્ર૦

નિર્ગુણ જાણી છેહ મ દેવો, જોવો આપ વિચારી;
ચંદ્ર કલંકિત પણ નિજ શિરથી, ન તજે ગંગાધારી. પ્ર૦

સુવ્રતાનંદન સુવ્રતદાયક, નાયક જિનપદવીનો;
યાચક જાસ સુરાસુર કિન્નર, ઘાયક મોહ રિપુનો. પ્ર૦

તારક તુમ સમ અવર ન દીઠો, લાયક નાથ હમારો;
શ્રી ગુરુ ક્ષમાવિજય પય સેવી, કહે જિન ભવજલ તારો. પ્ર૦

## ૨૪. શ્રી શાન્તિનાથ જિન સ્તવન.

શાન્તિ જિનેશ્વર સાહેબ વંદો, અનુભવ રસનો કંદો રે,
મુખને મટકે લોચન લટકે, મોહ્યા સુર નર વૃન્દો રે. શા૦ ૧

મંજર દેખીને કોયલ ટહુકે, મેઘ ઘટા જેમ મોરા રે;
તેમ જિનપ્રતિમા નીરખી હરખું, વળી જિનચંદ ચકોરા રે શા૦ ૨

જિનપ્રતિમા જિનસરખી ભાખી, સૂત્ર ઘણા છે સાખી રે,
સુરનર મુનિવર વંદન પૂજા, કરતા શિવ અભિલાષી રે શા૦ ૩

રાયપસેણી પ્રતિમા પૂજી, સૂરિયાભ સમકિતધારી રે,
જીવાભિગમે પ્રતિમા પૂજી, વિજયદેવ અધિકારી રે. શા૦ ૪

જિનવર બિંબ વિના નવિ વંદુ, આણંદજી ઇમ બોલે રે;
સાતમે અંગે સમકિત મૂળે, અવર નહિ તસ તોલે રે. શા૦ ૫

જ્ઞાતાસૂત્રે દ્રૌપદી પૂજા, કરતી શિવસુખ માગે રે,
રાય સિદ્ધારથે પ્રતિમા પૂજી, કલ્પસૂત્રમાંહે રાગે રે. શા૦ ૬

વિદ્યાચારણ મુનિવરે વંદી, પ્રતિમા પાંચમે અંગે રે,
જંઘાચારણ મુનિવરે વંદી, જિનપ્રતિમા મન રંગે રે. શા૦ ૭

આર્યસુહસ્તિસૂરિ ઉપદેશે, આવો સંપ્રતિ રાય રે,
સવા કોડિ જિનબિંબ ભરાવ્યા, ધન્ય ધન્ય એહની માય રે શા૦ ૮

મોકલી પ્રતિમા અભયકુમારે, દેખી આર્દ્રકુમાર રે,
જાતિ સ્મરણે સમકિત પામી, વરીઓ શિવસુખ સાર રે શા૦ ૯

ઇત્યાદિક બહુ પાઠ કહ્યા છે, સૂત્રમાંહે સુખકારી રે,
સૂત્રતણો એક વર્ણ ઉત્થાપે, તે કહ્યો બહુલ સંસારી રે. શા૦૧૦

તે માટે જિનઆણા ધારી, કુમતિ કદાગ્રહ વારી રે;
ભક્તિતણાં ફલ ઉત્તરાધ્યયને, બોધિબીજ સુખકારી રે. શા૦૧૧
એક ભવે દોય પદવી પામ્યા, સોળમા શ્રી જિનરાયા રે;
મુજ મનમંદિરીએ પધરાવ્યા, ધવલમંગલ ગવરાયા રે. શા૦૧૨
જિન ઉત્તમ પદ રૂપ અનુપમ, કીર્તિ કળાની શાળા રે;
જીવવિજય કહે પ્રભુજીની ભક્તિ, કરતા મંગળમાળા રે. શા૦૧૩

## ૨૫. શ્રી કુંથુનાથ જિન સ્તવન.

જ્ઞાની વિણુ કિણુ આગળ કહીયે, મનકી મન મેં જાણી રહીયે; જ્ઞા૦
ભુંડી લાગે જણુ જણુ આગે, કહેતાં કાંઇ ન વેદન ભાગે હો.
જ્ઞા૦ ૧
અપનો ભરમ ગમાવે, સાજન પરજન કામ ન આવે હો. જ્ઞા૦ ૨
દુરજન હોઈ સુપરે કરે હાસા, જાણી પડ્યા મુહ માગ્યા પાસા હો.
જ્ઞા૦ ૩
તામે મૌન ભલું મન આણી, ધરી મન ધીર રહે નિજ પાણી
હો. જ્ઞા૦ ૪
કહે જિનહર્ષ કહેજો પ્રાણી, કુંથુ જિણંદ આગે કહેવાણી.
જ્ઞા૦ ૫

## ૨૬. શ્રી અરનાથ જિન સ્તવન

( ગિરૂઆરે ગુણ તુમ તણા—એ દેશી. )

પ્રભુ ! તાહરો તાગ ન પામીએ, ગુણ–દરિયો ઊંડો અગાધ હો;
કિંહાંએ દિલનો દિલાસો નવિ મળે, કોઇ બગસે નહિ અપરાધ હો.૧

મુજ મનનો માનીતો તૂં પ્રભુ, નિસનેહી ઘણો નિરલેપ હો,
પ્રીતિ કિમ હી ન પાલટે, જો કીજે કોઠ આક્ષેપ હો. મુજ૦ ૨
જે ભજતા ભાવ ધરે નહિ, કિમ ભજીએ તેહ ઉલ્લાસ હો ?
ન્યારાશું પ્યાર કીજે કિશ્યો ? પણ મેલે નહિ મન આશ હો. મુ૦૩
જાણુ આગે જણાવીએ, અમ વિનતડી વીતરાગ હો;
શું ઘણું આપ વખાણીએ, એક તુજશુ મુજ મન રાગ હો. મુ૦૪
તાહરી મહેર નજર વિના, મુજ સેવા સફળ ન હોય હો,
જો સહેજે તમે સાહમુ જુઓ, ત્યા મુજને ગંજે ન કોઈ હો મુ૦૫
ત્રિભુવનમા તુજ વિણુ સહી, શિર કેહને ન નામું સ્વામી હો;
ઓલગડી શ્રી અરનાથની, અવસરે આવશે કામ હો. મુજ૦ ૬
જાણું છું વિશવાવીશ સહી, મુજ આશા ફળશે નેટ હો,
નિત્ય ચાહુ ઉદયરત્ન વદે, તુજ પયની ભવોભવ ભેટ હો મુ૦ ૭

## ૨૭. શ્રી મલ્લિનાથ જિન સ્તવન.

મલ્લિ જિણંદ સદા નમીયે,
પ્રભુકે ચરણકમલ રસ લીણે,
મધુકર જયું હુઈ કે રમીયે. મ૦ ૧
નિરખી વદન શશી શ્રી જિનવર કે,
નિશી વાસર સુખમેં ગમીએ. મ૦ ૨
ઉજ્જવલ ગુણ સમરણ ચિત્ત ધરીએ,
કબહુ ન ભવસાયર ભમીયે. મ૦ ૩
સમતા રસમેં જ્યો ઝીલીજે,
રાગ દ્વેષકો ઉપશમીયે મ૦ ૪

કહે જિનહર્ષ મુગતિ સુખ લહીયે,
　　કઠીન કર્મ નિજ અપક્રસીયે. મ૦ ૫

## ૨૯. શ્રી મુનિસુવ્રતસ્વામી જિન સ્તવન

( રાગ—દીઠી હો પ્રભુ દીઠી )

મુનિસુવ્રત હો પ્રભુ મુનિસુવ્રત મહારાજ,
સુણજો હો પ્રભુ સુણજો સેવકની કથાજી;
ભવમાં હો પ્રભુ ભવમાં ભમીયો હું જેહ,
તુમને હો પ્રભુ તુમને તે કહું છું કથાજી. ૧

નરકે હો પ્રભુ નરકે નોધારો દીન,
વસીયો હો પ્રભુ વસીયો તુમ આણા વિનાજી;
દીઠા હો પ્રભુ દીઠા દુઃખ અનંત,
વેઠી હો પ્રભુ વેઠી નાનાવિધ વેદનાજી. ૨

તિમ વલી હો પ્રભુ તિમ વલી તિર્યંચમાંહી,
જાલીમ હો પ્રભુ જાલીમ પીડા જે સહીજી;
તુંહી જ હો પ્રભુ તુંહી જ જાણે તેહ,
કહેતા હો પ્રભુ કહેતા પાર પામું નહિજી. ૩

નરની હો પ્રભુ નરની જાતિમાં જેહ,
આપદા હો પ્રભુ આપદા કેમ જાયે કથીજી ?
તુજ વિણ હો પ્રભુ તુજ વિણ જાણણહાર,
તેહનો હો પ્રભુ તેહનો ત્રિભુવન કો નથીજી. ૪

દેવની હો પ્રભુ દેવની ગતિ દુઃખ દીઠ,
તે પણ હો પ્રભુ તે પણ સમ્યક્ તું લહેજી;

હોજો હો પ્રભુ હોજો તુમશું નેહ,
ભવોભવ હો પ્રભુ ભવોભવ ઉદયરત્ન કહેજી. ૫

## ૨૯. શ્રી નમિનાથ જિન સ્તવન.

( સિદ્ધ ભજો ભગવન, પ્રાણી પૂર્ણાનંદી-એ દેશી )

દિલભર દરશન પાઉં રે, પ્રભુજીકી જ્યોત બની હૈ,
શ્રી નમિનાથ વદનકી શોભા, આભા કિણમેં ન પાઉં. પ્રભુજી૦ ૧
શીતલ વાણી અંગ શીતલ હૈ, શીતલ દરિસણ ચાહું, પ્રભુજી૦ ૨
પ્રભુમુખ નિરખત રોહિણી વલ્લભ, શીતલ ચંદ ઠરાઉં, પ્રભુજી૦ ૩
ચરણ ધરંતે શીતલ પંકજ, દ્રવ્યસે ભાવ બનાઉં, પ્રભુજી૦ ૪
સમકિત સુંદર મંદિર ઘટમે, પ્રભુગુણ ઘંટ બજાઉં, પ્રભુજી૦ ૫
શ્રી શુભવીર કહે સુણ સુંદરી, કેવલ બાલ જગાઉં, પ્રભુજી૦ ૬

## ૩૦. શ્રી નેમનાથ સ્તવન.

દરશન દીઠે દિલડા ઠરિયા, વાલ્હમ વલતા વલિ ઉકલિયા,
ધૂમે આસુ ભરિયા નયણા, શ્યા કહુ વયણા રે ?
વાલ્હો મારો મોહજી મનડા કેરો, સુણજ્યો સયણારે,
નેમ વિણ ન ભજુ નાથ અનેરો ૧

પિઊડે પ્રેમ નજર નવિ પ્રેરી, સુખભર સુરત રતિ નવિ ખેલી,
વાલ્હે મારે ભરજોવનમા મેહલી, પરણ્યા પહેલી રે વા૦ ૨

હારે વાલ્હે સુખ કસાર ન ઘાલ્યો, વાલ્હે મારો હાથે વાલો નવિ ઝાલ્યો;
નિપુણ થઈને નેહ ન પાલ્યો, શુ રથ વાલ્યો રે ? વા૦ ૩

હારે વાલ્હા નાથ વિહુણા રહેતાં, કુલવટ સતીયપણ શિર વહેતા,
હારે વાલ્હા નિત ઓલંભા સહેતા, હવે નથી કહેતા રે. વા૦ ૪

વાલ્હો મારો શિવરમણીનો કામી, અલવેસર આતમ વિશરામી;
ન કરું ખામી સેવા પામી, અંતરજામી રે. વા૦ ૫
ઈમ ચિંતવતી રાજુલ બાલા, પ્રભુજી પામ્યા જ્ઞાન વિશાલા;
સહસાવન સંયમ પિઉ હાથે, વિચરી સાથે રે. વા૦ ૬
પંચાવન દિન આપ કમાણી, પ્રભુ આપે જાણી પટ્ટરાણી;
દંપતી હોય મૂગતિપદ પાવે, ખાયક ભાવે રે. વા૦ ૭
લોકોત્તર પ્રભુ પ્રેમને પાલે, દુગ ઉપયોગે વસ્તુ નિહાલે;
જગત ઉપાધિ ભાવને ટાલે, સૌખ્ય વિશાલે રે. વા૦ ૮
જસ સુખ અંશ જગત નવિ માવે, યોગીશ્વર પણ જેહને ધ્યાવે;
શ્રી શુભવીર પ્રભુગુણ ગાવે, ઉલ્લસિત ભાવે રે. વા૦ ૯

## ૩૧. શ્રી પાર્શ્વનાથ સ્તવન.

તારી મૂરતીનું નહી મૂલ રે, લાગી મને પ્યારી રે,
તારી આંખડીએ મન મોહ્યું રે, જાઉં બલિહારી રે;
ત્રણ ભુવનનું તત્ત્વ લહીને, નિર્મલ તુંહી નિપાયો રે,
જગ સઘળો નિરખીને જોતાં, તાહરી હોડે કો નહિ
આયો રે. લાગે૦ ૧

ત્રિભુવન તિલક સમોવડ તાહરી, સુંદર સુરતિ દીસે રે,
કોડી કંદર્પ સમ રૂપ નિહાળી, સહુ નરનાં મન હીસે રે. લાગે૦ ૨

જ્યોતિ સ્વરૂપી તું જિન દીઠો, તેહને ન ગમે બીજું કાંઈ રે,
જિહાં જઈએ ત્યાં પૂરણ સઘલે, દીસે તુંહીજ તુંહી રે. લાગે૦ ૩

તુજ મુખ જોવાને રઢ લાગી, તેહને ન ગમે ઘરનો ધંધો રે,
આળપંપાળ સવિ અળગી મૂકી, તુજ શું માંડયો પ્રતિ-
બંધો રે. લાગે૦ ૪

ભવસાગરમાં ભમતાં ભમતા, પ્રભુ પાસનો પામ્યો આરો રે,
ઉદયરત્ન કહે બાહ સાહીને, સેવક પાર ઉતારો રે. લાગે૦ ૫

## ૩૨. શ્રી શંખેશ્વર પાર્શ્વનાથનું સ્તવન.

( રાગ—તાપી નાહ્યાનુ પુણ્ય )

એહીજ ઉત્તમ કામ, બીજું મુને કાંઇ ન ગમે;
સુકૃત કમાઇ ફલ પત પાઈ, પામુ પ્રભુનુ નામ બી૦ ૧

ધન પખવાડો ધન તે દહાડો, ધન તે ઘડી લયજામ, બી૦
સાર સંસારમે એહીજ જાણું, જે જપીએ જિનનામ બી૦ ૨

ધન તે ગામ નગર વર પટ્ટણ, પુર સંબોધન ઠામ, બી૦
તેહિજ ભવન વિમાન અમાન ગુણ, જિહા હોય જિનવર ધામ. બી૦ ૩

કષ્ટ ક્રિયા સવિ તુમ વિણુ નિષ્ફળ, જ્યું ગગને ચિત્રામ બી૦
જે તુમ ચાર નિક્ષેપે ધીઠા, કરણી તસ સવિ વામ બી૦ ૪

તુમ આણા વિણુ તેવે કાંઇ, ભણુ અસંખ બદામ, બી૦
તે ખસીયાપરે હાથ ઘસે નર, દુઃખ લહે જિમ ગદ પામ. બી૦૫

પાસ શંખેશ્વર પરતા પૂરણ, પુહવીએ દશ શત ધામ; બી૦
જ્ઞાનવિમલ પ્રભુ સંગતિ એહીજ, લાખ કોડિ નિધિ દામ બી૦૬

## ૩૩. શ્રી શંખેશ્વર પાર્શ્વનાથનું સ્તવન.

તારા નયના રે પ્યાલા પ્રેમના ભર્યાં છે, દયા રસના ભર્યાં છે;
અમી છાટના ભર્યાં છે. તારા૦

જે કોઈ તારી નજરે ચઢી આવે, કારજ તેના તે સફળ કર્યાં છે. તારા૦ ૧

પ્રગટ પાતાળથી પ્રભુ તેં, જાદવના દુઃખ દૂર કર્યાં છે.
તારા૦ ૨

નાગપતિ પાવકથી ઉગાર્યો, જનમ મરણ ભય તેહના હર્યાં છે.
તારા૦ ૩

પતિતપાવન શરણાગત તુંહી, દર્શન દીઠે મારા ચિત્તડા ઠર્યાં છે.
તારા૦ ૪

શ્રી શંખેશ્વર પાસ જિનેસર, તુજ પદ પંકજ આજથી ધર્યાં છે.
તારા૦ ૫

જો કોઈ તુજને ધ્યાને ધ્યાવે, અમૃત સુખના રંગથી વર્યાં છે.
તારા૦ ૬

## ૩૪. શ્રી પાર્શ્વનાથ સ્તવન.

ધન્ય ધન્ય ઘડી ને, ધન્ય દિવસ છે આજે;
ભેટ્યા પાર્શ્વનાથજી, ભવજળ તરવા કાજે. ૧

પ્રભુ ભેટીને હર્ષિત થયું, મન મારું અપાર;
જિનશાસન વર્તે સદા, તે જય જયકાર. ૨

આજ સફળ થયો અવતાર, પ્રભુજી મોરો;
આજ મોતીના વરસ્યા મેઘ, અમીની ધારો. ૩

પ્રભુ કાને કુંડળ, મસ્તક મુગટ સોહીએ;
તારું મુખડું પૂનમ કેરો ચંદ, ભવિક મન મોહીએ. ૪

કર જોડી નમે છે ન્યાય, સદા દિલ પ્યારા;
મુજ હૃદય મધ્યમાં વર્તો, જય જયકારા. ૫

## ૩૫. શ્રી મહાવીર જિન-સ્તવન.

વીર વડ ધીર મહાવીર મોટો પ્રભુ,
પેખતા પાપ સંતાપ નાસે,
જેહના નામ ગુણધામ બહુમાનથી,
અવિચલ લીલ હૈયે ઉલ્લાસે રે વીર૦ ૧

કર્મ અરિ જીપતો દીપતો વીર તું,
ધીર પરિષહ સહે મેરુ તોલે,
સુરે બલ પરખીઓ રમત કરી નિરખીયો,
હરખીયો નામ મહાવીર બોલે વીર૦ ૨

સાપ ચંડકોશીયો જે જાણુ રોષીયો,
પોષીયો તે સુધા નયન પૂરે,
એવડા અવગુણ શા પ્રભુ મેં કર્યા ?
તાહરા ચરણથી રાખે દૂરે વીર૦ ૩

શૂલપાણિ સૂરને પ્રતિબોધીઓ,
ચંદના ચિત્ત ચિંતા નિવારી,
મહેર ધરી ઘેર પહોતા પ્રભુ જેહને,
તેહ પામ્યા ભવદુઃખ પારી. વીર૦ ૪

ગૌતમાદિકને જઈ પ્રભુ તારવા,
વારવા યજ્ઞ મિથ્યાત્વ ખોટો,
તેહ અગિયાર પરિવાર શું બુઝવી,
રૂંઝવી રોગ અજ્ઞાન મોટો વીર૦ ૫

હવે પ્રભુ મુજ ભણી તું ત્રિભુવન ધણી,
દાસ અરદાસ સુની સામુ જુવે,

આપ પદ આપતાં આપદા કાપતાં,
તાહરે અંશ ઓછું ન હોવે. વીર૦ ૬
ગુરુ ગુણે રાજતા અધિક દિવાજતા,
છાજતા જેહ કલિકાલમાંહે;
શ્રી ખિમાવિજય પય સેવ નિત્યમેવ લહી,
પામીએ શમરસ સુજસ ત્યાંહે. વીર૦ ૭

## ૩૬. મહાવીરસ્વામીનું ( દિવાલી ) સ્તવન.

આજ જિનરાજ મુજ કાજ સિધ્યા સવે,
તું કૃપાકુંભ જો મુજ તુઠ્યો;
કલ્પતરુ કામઘટ કામધેનુ મિલ્યો,
આંગણે અમીય રસ મેહ વૂઠ્યો. આજ૦ ૧
વીર તું કુંડપુર નયર ભૂષણ હુઓ,
રાય સિદ્ધાર્થ ત્રિશલા તનુજો;
સિંહ લંછન કનક વર્ણ કર સપ્ત તનુ,
તુજ સમો જગતમાં કો ન દુજો. આજ૦ ૨
સિંહ પરે એકલો ધીર સંયમ ગ્રહી,
આયુ બહોંતેર વરસ પૂર્ણ પાલી;
પુરી અપાપાએ નિષ્પાપ શિવવહુ વર્યો,
તિહાં થકી પર્વ પ્રગટી દીવાલી. આજ૦ ૩
સહસ તુજ ચૌદ મુનિવર મહાસંયમી,
સાહુણી સહસ છત્રીશ રાજે;
યક્ષ માતંગ સિદ્ધાયિકા વર સુરી,
સકલ તુજ ભવિકની ભીતિ ભાંજે. આજ૦ ૪

તુજ વચન રાગ સુખસાગરે ઝીલતો,
પીલતો મોહ મિથ્યાત્વવેલી;
આવીયો ભાવીયો પરમપંથ હું હવે,
દિજીયે પરમપદ હોઈ બેલી. આજ૦ ૫

સિંહ નિશદીહ જો હૃદયગિરિ મુજ રમે,
તું સુગુણ લીહ અવિચલ નિરીહો,
તો કુમત રંગ માતંગના યૂથથી,
મુજ નહિ કોઈ લવલેશ બીહો આજ૦ ૬

ચરણ તુજ શરણમે ચરણ ગુણનિધિ ગ્રહ્યા,
ભવ તરણ કરણ દમ શર્મ દાખો;
હાથ જોડી કહે જસવિજય બુધ ઈશ્યું,
દેવ નિજ ભુવનમા દાસ રાખો. આજ૦ ૭

## ૩૭. શ્રી સીમંધર જિન સ્તવન.

(રાગ—સાહેબ અજિત જિણંદ જુહારીએ)

સાહેબ શ્રી સીમંધર સાહીબા, સાહેબ તુમ પ્રભુ દેવાધિદેવ,
સન્મુખ જુઓને મારા સાહીબા, સાહેબ મન શુદ્ધ કરું તુમ સેવ,
એક વાર મળોને મારા સાહિબા૦ આંકણી ૧

સાહેબ સુખદુઃખ વાતો મારે અતિ ઘણી, સાહેબ કોણ આગળ કહુંનાથ?
સાહેબ કેવળજ્ઞાની પ્રભુ જો મળે, સાહેબ તો થાઉં હું રે સનાથ.
એક૦ ૨

સાહેબ ભરતક્ષેત્રમા હું અવતર્યો, સાહેબ ઓછું એટલું પુણ્ય,
સાહેબ જ્ઞાની વિરહ પડ્યો આકરો, સાહેબ જ્ઞાન રહ્યું અતિન્યૂન.
એક૦ ૩

સાહેબ દશ દૃષ્ટાન્તે દોહિલો, સાહેબ ઉત્તમ કુલ સોભાગ;
સાહેબ પામ્યો પણ હારી ગયો, સાહેબ જિમ રત્ને ઉડાડયો કાગ.
એક૦ ૪

સાહેબ ષડ્ રસ ભોજન બહુ કર્યા, સાહેબ તૃપ્તિ ન પામ્યો લગાર;
સાહેબ હું રે અનાદિની ભૂલમાં, સાહેબ રઝળ્યો ઘણો સંસાર.
એક૦ ૫

સાહેબ સ્વજન કુટુંબ મળ્યા ઘણા, સાહેબ તેહને દુઃખે દુઃખી થાય;
સાહેબ જીવ એક ને કર્મ જૂજૂઆ, સાહેબ તેહથી દુર્ગતિ જાય.
એક૦ ૬

સાહેબ ધન મેળવવા હું ધસમસ્યો, સાહેબ તૃષ્ણાનો નાવ્યો પાર;
સાહેબ લોભે લટપટ બહુ કરી, સાહેબ ન જોયો પાપ વ્યાપાર.
એક૦ ૭

સાહેબ જેમ શુદ્ધાશુદ્ધ વસ્તુ છે, સાહેબ રવિ કરે તેહ પ્રકાશ;
સાહેબ તિમહીજ જ્ઞાની મળે થકે, તે તો આપે રે સમકિત વાસ.
એક૦ ૮

સાહેબ મેઘ વરસે છે વાડમાં, સાહેબ વરસે છે ગામોગામ;
સાહેબ ઠામ કુઠામ જુએ નહિ, સાહેબ એવા મોટાના કામ;
એક૦ ૯

સાહેબ હું વસ્યો ભરતને છેડલે, સાહેબ તુમ વસ્યા મહાવિદેહ મોઝાર;
સાહેબ દૂર રહી કરું વંદના, સાહેબ ભવ સમુદ્ર ઉતારો પાર.
એક૦ ૧૦

સાહેબ તુમ પાસે દેવ ઘણા વસે, સાહેબ એક મોકલજો મહારાજ;
સાહેબ મુખનો સંદેશો સાંભળો, સાહેબ તો સહેજે સરે મુજ કાજ.
એક૦ ૧૧

સાહેબ હું તુમ પગની મોજડી, સાહેબ હું તુમ દાસનો દાસ;
સાહેબ જ્ઞાનવિમલસૂરિ ઇમ ભણે,સાહેબ મને રાખો તમારી પાસ
એક૦ ૧૨

## ૩૮. શ્રી સીમધર જિન સ્તવન.

કહેજો વદન જાય, દધિસુત ! કહેજો,
મહાવિદેહમા સ્વામી મેરા, જય જય ત્રિભુવન રાય ક૦ ૧

ભૂપતિ શ્રી શ્રેયાસના નંદન, સત્યકી જસ માય,
સકળ સુરપતિ સેવા સારે, પ્રણમે નરપતિ પાય ક૦ ૨

તારક ! ખીજમતગાર આપનો, ભરતમા ગુણ ગાય,
સતત ધ્યાવત નાથ સાથે, મિલનનો મન થાય ક૦ ૩

પાખ પોતે હોત મહારે, તો મીલત જઇ ધાય,
આપ દૂરે જઇ બેઠા, મિલુ કિણી પેરે આય? ક૦ ૪

પતિતપાવન નામ તેગે, સમરતા સુખ થાય;
ધરુ વચન પરતીત નિશ્ચલ, એહી મોક્ષ ઉપાય ક૦ ૫

રાગ રાખે નહિ કોઇશું, સેવતા સુખ થાય,
એહી અચરજ વડુ મનમા, વીતરાગ કહાય ક૦ ૬

તાહરી ગત તુહી જાણે, અકલ અમલ અમાય,
ન્યાયસાગર દાસકો પ્રભુ, કીજીએ સુપસાય. ક૦ ૭

## ૩૯. શ્રી પર્યુષણ પર્વનું સ્તવન.

પ્રભુ વીર જિણંદ વિચારી, ભાખ્યા પજુસણ ભારી,
આખા વર્ષમા તે દિન મોટા, આઠે નહી તેમા છોટા રે,
એ ઉત્તમ ને ઉપકારી, ભાખ્યા. ..૧

ઔષધ માંહિ કહીએ, અમૃતને સારું લહીએ રે;
મહામંત્રમાં નવકારવાળી, ભાખ્યા....૨

વૃક્ષમાંહિ કલ્પતરુ સારો, એમ પજુસણ ધારો રે;
સૂત્રમાંહિ કલ્પ ભવ તારી, ભાખ્યા....૩

તારા ગણુમાં જેમ ચંદ્ર, સુરવરમાંહિ જેમ ઇંદ્ર રે;
સતીઓમાં સીતા નારી, ભાખ્યા....૪

જો બને તો અઠ્ઠાઇ કીજે, વળી માસખમણુ તપ લીજે રે;
સોળ ભથ્થાની બલિહારી, ભાખ્યા....૫

નહી તો ચોથ છઠ્ઠ તો લહીએ, અઠ્ઠમ કરી દુઃખ સહીએ રે;
તે પ્રાણી જુજ અવતારી, ભાખ્યા....૬

તે દિવસે રાખી સમતા, છોડો મોહ માયા ને મમતા રે;
સમતા રસ દિલમાં ધારી, ભાખ્યા....૭

નવ પૂર્વતણો સાર લાવી, જેણે કલ્પસૂત્ર બનાવી રે;
ભદ્રબાહુ વાર અનુસારી, ભાખ્યા....૮

સોના રૂપાનાં ફૂલડાં ભરીએ, એ કલ્પની પૂજા કરીએ રે;
એ શાસ્ત્ર અનોપમ ભારી, ભાખ્યા....૯

ગીત ગાન વાજિંત્ર વજાવે, પ્રભુજીની આંગી રચાવે રે;
કરી ભક્તિ વાર હજારી, ભાખ્યા....૧૦

સુગુરુમુખથી એ સાર, સુણે અખંડ એકવીશ વાર રે;
જુએ એહિજ ભવે શિવ પ્યારી, ભાખ્યા....૧૧

એમ અનેક ગુણુના ખાણી, તે પર્વ પજુષણુ જાણી રે;
સેવો દાન દયા મનોહારી, ભાખ્યા....૧૨

## ૪૦. નવપદજીનું સ્તવન.

( રાગ—અઢાર તથા ઠુમરી )

નવપદનો મહિમા સાંભળજો, મહને સુખડું થાશેજી,
નવપદ સમરણ કરતા પ્રાણી, ભવભવના દુ:ખ જાશેજી. નવ૦ ૧

નવપદના મહિમાથી પ્યારે, કુષ્ટ અઢારે જાવેજી,
ખાશી ખયન ને રોગની પીડા, પાસે કદિ નવી આવેજી. નવ૦ ૨

અરિ કરી સાગર જલણ જલોદર, બંધનના ભય જાશેજી;
ચોર ચરડ ને શાકણ ડાકણ, તુજ નામે દૂર નાસેજી નવ૦ ૩

અપુત્રીયાને પુત્રો હોવે, નિર્ધનીયા ધન પાવેજી;
નિરાશપણે ધ્યાન ધરે જે, તે નર મુક્તે જાવેજી નવ૦ ૪

શ્રીમતીને એ મંત્રપ્રભાવે, સર્પ થયો ફૂલમાળાજી,
અમરકુમાર નવપદ મહિમાથી, સુખ પામ્યો સુરસાલાજી. નવ૦ ૫

મયણા વયણાએ સેવ્યા નવપદ, શ્રી શ્રીપાળે ઉલ્લાસેજી,
રોગ ગયો ને સંપદા પામ્યા, નવમે ભવે શિવ જાશેજી નવ૦ ૬

અરિહંત, સિદ્ધ આચારજ, પાઠક, સાધુ મહાગુણવંતાજી;
દર્શન જ્ઞાન ચરણ તપ રૂડા, એ નવપદ ગુણવંતાજી નવ૦ ૭

સિદ્ધચક્રનો મહિમા અનંતો, કહેતા પાર ન આવેજી;
દુ:ખ હરે ને વંછિત પૂરે, વદન કરીયે ભાવેજી નવ૦ ૮

ભાવસાગર કહે સિદ્ધચક્રની, જે નર સેવા કરશેજી,
આતમ ગુણ અનુભવીને, મંગળમાળા વરશેજી નવ૦ ૯

## ૪૧. અષ્ટમીનું સ્તવન.

### ઢાલ બીજી.

વીર જિનવર ઇમ ઉપદિશે, સાંભલો ચતુર સુજાણ રે;
મોહની નિંદમાં કાં પડો, ઓલખો ધર્મના ઠાણ રે.
વિરતીએ સુમતિ ધરી આદરો. ૧

પરિહરો વિષય કષાય રે, બાપડા પંચ પરમાદથી;
કાં પડો કુગતિમાં ધાય રે? વિ૦ ૨

કરી શકો ધર્મકરણી સદા, તો કરો એહ ઉપદેશ રે;
સર્વ કાલે નવિ કરી શકો, તો કરો પર્વ સુવિશેષ રે. વિ૦ ૩

જુજુઆ પર્વ ષટ્‌ના કહ્યા, ફ્લ ઘણા આગમે જોય રે;
વચન અનુસારે આરાધતા, સર્વથા સિદ્ધિ ફ્લ હોય રે. વિ૦ ૪

જીવને આયુ પરભવતણો, તિથિદિને બંધ હોય પ્રાય રે;
તે ભણી એહ આરાધતા, પ્રાણીઓ સદ્‌ગતિ જાય રે. વિ૦ ૫

તે હવે અષ્ટમી ફ્લ તિહાં, પૂછે શ્રી ગૌતમસ્વામ રે;
ભવિક જીવ જાણવા કારણે, કહે વીરપ્રભુ તામ રે. વિ૦ ૬

અષ્ટ મહાસિદ્ધિ હોય એહથી, સંપદા આઠની વૃદ્ધિ રે;
બુદ્ધિના આઠ ગુણ સંપજે, એહથી અષ્ટગુણ સિદ્ધિ રે. વિ૦ ૭

લાભ હોય આઠ પડિહારનો, આઠ પવયણ ફ્લ હોય રે;
નાશ આઠ કર્મનો મૂલથી, અષ્ટમીનું ફ્લ જોય રે. વિ૦ ૮

આદિજિન જન્મ દીક્ષાતણો, અજિતનો જન્મ કલ્યાણ રે;
ચ્યવન સંભવતણો એહ તિથે, અભિનંદન નિરવાણ રે. વિ૦ ૯

સુમતિ સુવ્રત નમિ જનમીયા, નેમનો મુક્તિ–દિન જાણુ રે,
પાર્શ્વજિન એહ તીથેં સિદ્ધલા,સાતમા જિનચ્યવન માણુ રે વિ૦ ૧૦

એહ તિથિ સાધતો રાજીયો, દંડવીરજ લહ્યો મુક્તિ રે;
કર્મ હણવા ભણી અષ્ટમી, કહે સૂત્ર નિર્યુક્તિ રે. વિ૦ ૧૧

અતીત અનાગત કાલના, જિન તણા કેઈ કલ્યાણ રે,
એહ તિથે વલી ઘણા સયમી, પામશે પદ નિરવાણ રે. વિ૦ ૧૨

ધર્મવાસિત પશુ પંખીયા, એહ તિથે કરે ઉપવાસ રે,
વ્રતધારી જીવ પોસહ કરે, જેહને ધર્મ અભ્યાસ રે. વિ૦ ૧૩

ભાખીયો વીરે આઠમતણો, ભવિક હિત એ અધિકાર રે,
જિન મુખે ઉચ્ચરી પ્રાણીયા, પામશે ભવતણો પાર રે વિ૦ ૧૪

એહથી સપદા સવિ લહે, ટલે કષ્ટની કોડી રે;
સેવજો શિષ્ય બુધ પ્રેમનો, કહે કાન્તિ કર જોડી રે વિ૦ ૧૫

કલશ.

ઈમ ત્રિજગ ભાસન અચલ શાસન, વર્ધમાન જિનેસરુ,
બુધ પ્રેમ સુગુરુ પસાય પામી, સંથુણ્યો અલવેસરુ,
જિનગુણ પ્રસગે ભણ્યો રગે, સ્તવન એ આઠમ તણો,
જે ભવિક ભાવે સુણે ગાવે, કાન્તિ સુખ પાવે ઘણો ૧

## ૪૨. શ્રી તીર્થમાલાનુ સ્તવન.

શત્રુજે ઋષભ સમોસર્યા, ભલા ગુણ ભર્યા રે,
સિદ્ધા સાધુ અનંત, તીર્થ તે નમું રે,
તીન કલ્યાણક તિહા થયા, મુગતે ગયા રે,
નેમીશ્વર ગિરનાર. તી૦ ૧

અષ્ટાપદ એક દેહરો ગિરિ સેહરો રે, ભરતે ભરાવ્યા બિંબ. તી૦
આબુ ચૌમુખ અતિ ભલો, ત્રિભુવન તિલો રે, વિમલ વસઈવસ્તુપાલ.
તી૦ ૨

સમેતશિખર સોહામણો રળીયામણો રે, સિદ્ધા તીર્થંકર વીશ. તી૦
નયરી ચંપા નીરખીએ, હૈયે હરખીએ રે, સિદ્ધા શ્રીવાસુપૂજ્ય. તી૦૩
પૂર્વ દિશે પાવાપુરી ઋદ્ધે ભરી રે, મુક્તિ ગયા મહાવીર. તી૦
જેસલમેર જુહારીએ, દુઃખ વારીએ રે, અરિહંત બિંબ અનેક. તી. ૪
બિકાનેરજ વંદીયે ચિર નંદીયે, અરિહંત દહેરા આઠ. તી.
સેરીસરો શંખેશ્વરો પંચાસરો રે, ફલોદી થંભણ પાસ. તી. ૫
અંતરિક્ષ અજાવરો અમીજરો રે, જીરાવલો જગનાથ. તી.
ત્રૈલોક્યદીપક દેહરો જાત્રા કરો રે, રાણકપુરે રીસહેસ. તી. ૬
શ્રી નાડુલાઈ જાદવો, ગોડી સ્તવો રે, શ્રી વરકાણો પાસ. તી.
નંદીશ્વરના દેહરા બાવન ભલા રે, રુચક કુંડલે ચાર ચાર. તી. ૭
શાશ્વતી અશાશ્વતી પ્રતિમા છતી રે, સ્વર્ગ મૃત્યુ પાતાલ. તી.
તીરથયાત્રા ફલ તીહાં હોજો, મુજ ઇંહારે, સમયસુંદર કહે એમ. તી. ૮

## ૪૩. વિહરમાન જિન સ્તવન.

અનંતવીરજ અરિહંત સુણો મુજ વિનતિ,
અવસર પામી આજ, કહું હું દિલ છતી;
આતમ સત્તા હારી, સંસારે હું ભમ્યો,
મિથ્યા અવિરતિ રંગ, કષાયે બહુ દમ્યો. ૧
ક્રોધ દાવાનલ દગ્ધ, માન વિષધર ડસ્યો,
માયાજાલે બદ્ધ, લોભ અજગર ગ્રસ્યો;

મન વચન કાયા યોગ, ચપલ થયા પરવશા,
પુદ્ગલ પરિચય પાપ-તણી અહનિશ દશા. ૨

કામ રાગે અણુનાથ્યો, સાઢ પરે ધસ્યો,
સ્નેહ રાગની રાચે, ભવપિંજર વસ્યો,
દૃષ્ટિરાગ રુચિકાચ, પાચ સમકિત ગણું,
આગમ રીતે નાથ! ન નીરખું નિજપણું. ૩

ધર્મ દેખાડું માડ, ભાંડ પરે અતિ લહું,
અચિરે અચિરે ગમ, શુક પરે કહુ,
કપટ પટુ નટુવા પરે, મુનિ મુદ્રા ધરું,
પંચ વિષય સુખ પોષ, સદોષ વૃત્તિ ભરુ. ૪

એક દિનમા નવ વાર, કરેમિ ભતે કરું,
ત્રિવિધ ત્રિવિધ પચ્ચક્ખાણે, ક્ષણ એક નવિ ઠરું;
મા-સાહસ ખગ રીતિ, નીતિ ઘણી કહું,
ઉત્તમ કુલવટ વાટ, ન તે પણ નિરવહું. ૫

દીનદયાળ! કૃપાળ! પ્રભુ! મહારાજ છો,
જાણુ આગળ શું કહેવુ ? ગરીબનિવાજ છો,
પૂરવ ધાતકી ખડ, વિજય નલિનાવતી,
નયરી અયોધ્યા નાયક, લાયક યતિપતિ. ૬

મેઘ મહીપ મંગલાવતી, સુત વિજયાવતી,
આનદન ગજલંછન, જગ જનતા રતિ;
ક્ષમાવિજય જિનરાજ! અપાય નિવારજો,
વિહરમાન ભગવાન! સુનજરે તારજો. ૭

## પ્રકીર્ણ પદો તથા સ્તવનો.

૪૪

સિદ્ધાચલનો વાસી પ્યારો લાગે મોરા રાજિંદા,
ઇણુરે ડુંગરીયામાં ઝીણી ઝીણી કોરણી,
ઉપર શિખર બિરાજે. મોરા૦ સિદ્ધા૦ ૧

કાને કુંડલ માથે મુગટ બિરાજે,
બાંહે બાજુબંધ છાજે. મોરા૦ સિદ્ધા૦ ૨

ચૌમુખ બિંબ અનોપમ છાજે,
અદ્‌ભૂત દીઠે દુઃખ ભાંજે. મોરા૦ સિદ્ધા૦ ૩

ચુવા ચુવા ચંદન ઓર અરગજા,
કેસર તિલક વિરાજે. મોરા૦ સિદ્ધા૦ ૪

ઇણ ગિરિ સાધુ અનંતા સિદ્ધા,
કહેતાં પાર ન આવે. મોરા૦ સિદ્ધા૦ ૫

જ્ઞાનવિમલપ્રભુ એણી પરે બોલે,
આ ભવપાર ઉતારો. મોરા૦ સિદ્ધા૦ ૬

૪૫

દેખો માઇ ! અજબ રૂપ જિનજીકો, ટેક૦
ઉનકે આગે ઓર સબહુકો, રૂપ લાગે મોહે ફીકો. દેખો૦ ૧
લોચન કરૂના અમૃત–કચોલે, મુખ સોહે અતિ નીકો;
કવિ જશવિજય કહે યોં સાહીબ નેમજી ત્રિભુવન ટીકો. દેખો૦ ૨

## ૪૬

વિમલગિરિ ક્યું ન ભયે હમ મોર,
સિદ્ધવડ રાયણ રૂખકી શાખા, ઝુલત કરત ઝકોર. વિમલ૦ ૧
આવત સંઘ રચાવત અંગિયા, ગાવત ગુણ ઘમઘોર,
હમ ભી છત્ર કલા કરી નિરખત, કટને કર્મ કઠોર વિમલ૦ ૨
મૂરત દેખ સદા મન હરખે, જૈસે ચંદ ચકોર,
શ્રી રિષહેસર દાસ તુમારો, અર્જ કરત કર જોર. વિમલ૦ ૩

## ૪૭

વિમલગિરિ વિમલતા સમરીયે, કમલ દલ નયન જગદીશ રે;
ત્રિભુવન દીપક દીપતો, જિહા જયોજી યુગાદીશ રે. વિમલ૦ ૧
પાપના પાપ સવિ ઉપશમે, પ્રહ સમે સમરતા નામ રે;
પૂજતા પાય શ્રી ઋષભના, સંપજે વાછિત કામ રે. વિમલ૦ ૨
ઋદ્ધિરાણી ઘણી ઘર મળે, પય તળે કનકની કોટિ રે,
નાભિનરનાથ સુત સમરણે, ઈમ ભણે વિનય કરજોડી રે
વિમલ૦ ૩

## ૪૮

ચાલને કુમર ચાલ તાહરી, ચાલ ગમે રે
તુજ દીઠડા વિના મીઠડા, માહરા પ્રાણ ભમે રે. ચા૦ ૧
ખોળામાહિ પડતું મેલે, રીસે દમે રે;
માવડી વિના આવડું ખુણુ, કોણ ખમે રે ? ચા૦ ૨
માતા વામા કહે મુખડુ જોતા, દુખડા શમે રે,
લળીલળી ઉદયરત્ન પ્રભુસુ, તુજને નમે રે. ચા૦ ૩

૪૯

ત્રિશલા દે ગોદ ખીલાવે છે, વીર જિનંદ જગત કરપાલા;
તેરા હી દરશ સુહાવે છે. ત્રિ૦ ૧
આ મેરે મ્હાલા ત્રિભુવનલાલ, ઠુમક ઠુમક ચલ આવે છે. ત્રિ૦ ૨
પારણે પોઢ્યો ત્રિભુવનનાયક, ફિર ફિરકે કંઠ લગાવે છે. ત્રિ૦ ૩
આવો સખી મુજ નંદન દેખો, જગત્ ઉદ્યોત કરાવે છે. ત્રિ૦ ૪
આતમઅનુભવ રસ કે દાતા, ચરણ શરન તુમ ભાવે છે. ત્રિ૦ ૫

## ૫૦. જિનબિંબ સ્થાપન સ્તવન.

ભરતાદિકે ઉદ્ધારજ કીધો, શેત્રુંજય મોઝાર;
સોનાતણા જેણે દહેરાં કરાવ્યા, રત્નતણા બિંબ થાપ્યાં;
હો કુમતિ કાં પ્રતિમા ઉત્થાપી, એ જિનવચને થાપી,
હો કુમતિ કાં પ્રતિમા ઉત્થાપી. ૧

વીર પછી બસેં નેવું વર્ષે, સંપ્રતિ રાય સુજાણ,
સવા લાખ પ્રાસાદ કરાવ્યા, સવા કોડિ બિંબ થાપ્યા હો. કુમ૦ ૨

દ્રૌપદીએ જિનપ્રતિમા પૂજી, સૂત્રમેં સાખ ઠરાણી;
છઠ્ઠે અંગે વીરે ભાખ્યું, ગણધર પૂરે છે સાખી. હો કુમતિ૦ ૩

સંવત નવસે ત્રાણું વર્ષે, વિમલ મંત્રીશ્વર જેહ;
આબુતણા જેણે દેહરા કરાવ્યા, બે હજાર બિંબ થાપ્યા. હો૦ ૪

સંવત અગિયાર નવાણું વર્ષે, રાજા કુમારપાલ;
પાંચ હજાર પ્રાસાદ કરાવ્યા, સાત હજાર બિંબ થાપ્યા. હો૦ ૫

સંવત બાર પંચાણું વર્ષે, વસ્તુપાળ તેજપાળ;
પાંચ હજાર પ્રાસાદ કરાવ્યા, અગીઆર હજાર બિંબ થાપ્યા. હો૦ ૬

સંવત બાર બહોતેર વર્ષે, ધન્નો સંઘવી જેહ,
રાણકપુર જેણે દેહરા કરાવ્યા, ક્રોડ નવાણું દ્રવ્ય ખરચ્યા. હો૦ ૭

સંવત તેર એકોતેર વર્ષે, સમરો સારંગ શેઠ,
ઉદ્ધાર પંદરમો શેત્રુંજય કીધો, અગિયાર લાખ દ્રવ્ય ખરચ્યા ૮

સંવત સોલ છોનેર વર્ષે, બાદશાહની વારે,
ઉદ્ધાર સોલમો શત્રુંજય કીધો, કરમાશાહે જશ લીધો. ૯

એ જિનપ્રતિમા જિનવર સરખી, પૂજો ત્રિવિધે તુમે પ્રાણી;
જિનપ્રતિમામા સંદેહ ન રાખો, વાચક જસની વાણી હો૦ ૧૦

## ૫૧. શ્રી વિમલગિરિ સ્તવન.

જિણુંદા તોરે ચરણ કમલકી રે,
હું ચાહું સેવા પ્યારી, તો નાસે કર્મ કટારી,
ભવભ્રાન્તિ મીટ ગઇ સારી જિણુંદા૦ ૧

વિમલગિરિ રાજે રે, મહિમા અતિ ગાજે રે,
બાજે જગ ડંકા તેરા, તું સચ્ચા સાહિબ મેરા;
હું બાલક ચેરા તેરા જિણુંદા૦ ૨

કરુણાકર સ્વામી રે, તું અંતરજામી રે,
નામી જગ પુનમ ચંદા, તું અજર અમર સુખકંદા,
તું નાભિરાયા કુલનંદા જિણુંદા૦ ૩

ઇણ ગિરિ સિદ્ધા રે, મુનિ અનંત પ્રસિદ્ધા રે,
પ્રભુ પુંડરીક ગણધારી, પુંડરીકગિરિ નામ કહારી,
એ સબ મહિમા હૈ થારી. જિણુંદા૦ ૪

તારક જગ દીઠા રે, પાપ પંક સહુ નાઠા રે
યહ ઠાસો મનમેં ભારી, મેં કીની સેવા તારી;
હું સાસ રહ્યો શુભચારી, જિણંદા૦ ૫

અબ સોહે તારો રે, બિરુદ તિહારો રે,
તીરથ હો જિનવર ભેટી, મેં જન્મ જરા દુઃખ મેટી.
હું પાયો ગુણની પેટી. જિણંદા૦ ૬

દ્રાવિડ વારિખિલ્લા રે, દશ કોડ મુનિ સિલ્લા રે,
હુઆ મુકિત રમણી નિસ્તારા, કાર્તિક પૂનમ દિન સારા;
જિનશાસન જગ જયકારા. જિણંદા૦ ૭

સંવત શિખિચારા રે, નિધિ ઇંદુ ઉદારા રે,
આતમકો આનંદકારી, જિનશાસનકી બલિહારી;
પાસ્યો ભવજલધિ પારી. જિણંદા૦ ૮

## ૫૨. શ્રી સુપાર્શ્વનાથ સ્તવન.

ક્યું ન હો સુણાઇ સ્વામી, ઐસા ગુન્હા કયા કીયા ?
ઓરો કી સુનાઇ જાવે, મેરી વારો નાહિ આવે;
તુમ બિન કૌન મેરા ? મુઝે ક્યું ભૂલા દિયા ? ક્યું૦ ૧

ભકત જનો તાર દિયા, તારનેકા કામ કીયા,
બિન ભકિતવાલા મોંપે, પક્ષપાત ક્યું લીયા ? ક્યું૦ ૨

રાવ રંક એક જાનો, મેરા તેરા નાહિ માનો;
તરણતારણ ઐસા બિરુદ, ધાર ક્યું લિયા ? ક્યું૦ ૩

ગુન્હા મેરા બક્ષ દીજે, મોપે અતિ મહેર કીજે;
પક્કા હિ ભરોસા તેરા, દિલોમેં જમા લીયા ? ક્યું૦ ૪

તુહિ એક અંતરજામી, સુનો સુપાર્શ્વસ્વામી,
અબ તો આશ પૂરો મેરી, કહના સો તો કહ દીયા૦ કયું૦ ૫
શહેર અંબાલા ભેટી, પ્રભુજીકા મુખ દેખી,
મનુષ્ય જનમકા લાહા, લેના સો તો લે લીયા૦ કયું૦ ૬
ઉન્નિસો છાસઠ છબીલા, દીપમાલા દિન રંગીલા;
કહે વીરવિજય પ્રભુ, ભકિતમેં જમા લિયા૦ કયુ૦ ૭

## ૫૩. જ્ઞાનપદ પૂજા સ્તવન.

(ગીત) રાગ વસંત ફાગ—નીરકુંવરની વાતડી કેને કહીએ એ દેશી।

આગમની આશાતના નવિ કરિયે રે, નવિ કરિયે રે નવિ કરિયે,
શ્રુતભક્તિ સદા અનુસરિયે, શકિત અનુસાર આગમ૦ ૧
જ્ઞાનવિરાધક પ્રાણીયા મતિહીના, તે તો પરભવ દુઃખિયા દીના,
ભરે પેટ તે પગ આધીના, નીચ કુળ અવતાર૦ આ૦ ૨
અંધા લૂલા પાંગુલા પિંડરોગી, જનમ્યાને માતવિયોગી,
સંતાપ ઘણો ને શોગી, યોગી અવતાર આ૦ ૩
મૂંગા ને વળી બોબડા ધનહીના, પ્રિયા પુત્ર વિયોગે લીના,
મૂરખ અવિવેકે ભીના, જાણે રણનું રોઝ૦ આ૦ ૪
જ્ઞાનતણી આશાતના કરી દૂરે, જિનભકિત કરો ભરપૂરે,
રહો શ્રી શુભવીર હજૂરે, સુખમાંહે મગન૦ આ૦ ૫

---

## પૂ૦ આચાર્યદેવ શ્રી વિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજ આદિ વિરચિત

# સ્તવનો

### ૧. સિદ્ધાચલજીનું સ્તવન.

( રાગ–રામ નામ રસ પીજે પ્યાલા )

દર્શ ઋષભ જિન કીજે ભવિયા,
કીજે રે કીજે રે, કીજે મોક્ષ લીજે. ( અંચલી )
તરણિ પ્રતાપે તિમિર વિનાશે;
તિમ ગિરિરાજે દુઃખ છીજે રે, (૨) છીજે મોક્ષ લીજે૦ ૧
ગૌહત્યાદિ હત્યા નિવારે;
ગિરિ દીઠે કાજ સરીજે રે, ( ૨ ) સરીજે મોક્ષ લીજે૦ ૨
આનન્દકારી ભવોદધિ તારી;
પ્રભુ દેખે મોહ ખીજે રે, (૨) ખીજે મોક્ષ લીજે૦ ૩
જગદુઃખ વારી શિવસુખ આપે;
ગિરિ ભક્તિએ મન ભીંજે રે (૨) ભીંજે મોક્ષ લીજે૦ ૪
આતમ લક્ષ્મી કમલ નિવાસી;
લબ્ધિ ભ્રમર મન રીઝે રે, ( ૨ ) રીઝે મોક્ષ લીજે૦ ૫

### ૨. રાયણના પગલાનું સ્તવન

( તમે જો જો ના વાયદા વીતાવજો )

તમે વહેલા સિદ્ધાચલ આવજો રે;
ભવિ ! કર્મ પુરાણું ખપાવજો. ( અંચલી )

આદિ જિનેશ્વર જગ પરમેશ્વર;
પૂજીને જીવન દીપાવજો રે. ભ૦ તમે. ૧

કંકરે કંકરે સિદ્ધ અનંતા;
એ સ્થાનમાં દિલને રમાવજો રે. ભ૦ તમે. ૨

રાયણ રૂડી શોભે નિહુડી,
પ્રથમ જિણંદપદ ધ્યાવજો રે. ભ૦ તમે ૩

દાન શિયલ તપ રૂડાં આરાધી;
ભાવના સુંદર ભાવજો રે ભ૦ તમે. ૪

આત્મ કમલમા ગિરિગુણ ગાતાં,
લબ્ધિસૂરિ દિલ લાવજો રે. ભ૦ તમે. ૫

## ૩. શ્રી પુંડરીકસ્વામીજીનું સ્તવન.

(રાગ-મન લાગ્યુ મારુ લાગ્યુ, પ્રભુ તારા ધ્યાનમાં)

દિલ ચાહે દિલ ચાહે, પ્રભુ તારી સેવના;
પ્રભુ તારી સેવના, ગમે નહિ દેવના. દિલ ચાહે૦ ૧

ધ્યાન છે તારુ, માન છે તારું, તારી કામના;
ગણધર મુનિવર ગણીવર પ્યારા, તારા નામના. દિલ ચાહે૦ ૨

તુ મુજ પ્યારા, દિલ વસનારા, આઠો યામના;
પાચ ક્રોડ સહવાસિ થયા છો, સિદ્ધિ ધામના. દિલ ચાહે૦ ૩

પુંડરીકસ્વામી, શુભગણધામી, પૂરો કામના;
પુંડરીકગિરિ એ નામ પ્રકાશક, તારી નામના. દિલ ચાહે૦ ૪

આત્મકમ ધ્યાનની, ધારું વાસના;
લબ્ધિ ટાલો, ભવો ભવ પામનાં દિલ

## ૪ મહાવીર જિન સ્તવન.

( રાગ–અપના સમઝકે અપને સબ કામ બના દેના )

મહાવીર મેરે નૈના, અમીરસસે ભર તો દેના;
નિરંજનોકી નગરી, હમકો ભી દિખા દેના. ૧

મમતાકી કુંજ ગલનમેં, પલ પલ મેં મર રહા હું;
દર્શન સુધાકી પ્યાલી, આકરકે પીલા દેના. ૨

ભવકૂપ દાવાનલમેં, દિન રેન જલ રહા હું;
અમીરસકી વૃષ્ટિ કરકે, દુ:ખ દાહ બુઝાદેના. ૩

તેરે ધામકી મંજિલમેં, હતાશ હો રહા હૂં;
આશા દીપક બુઝા હૈ, આકરકે જલા દેના. ૪

તેરે નામકી કરામત, હમકો રહે સલામત;
તુંહી તુંહીકી ધૂનમેં, મુજકો ભી લગા દેના. ૫

જો હી હૈ રૂપ તેરા, વોહી હૈ રૂપ મેરા;
પડદા પડા હૈ બીચમેં, આકરકે ઊઠા દેના. ૬

છટક રહી જીવનકી, કમાન હો સુકાની;
ઈધર ઊધર હૈ ફિરતી, આકરકે જમા દેના. ૭

અબ જ્ઞાન ઔર ચરણકી, ખૂબ મ્હેર મુજપે કીજે;
આત્મ કમલસેં લબ્ધિ, લહેરોં કો બહા દેના. ૮

## ૫ શ્રી સુમતિનાથ જિન સ્તવન.

( રાગ–મેરે મૌલા બુલા લે. )

તારૂં ધ્યાન કરે મસ્તાન મને,
મારું દીલ ચહે રહું તુજ કને. ( અંચલી )

શેર

સંસારના જે મૂલ રૂપે, તે કષાયો કેળવ્યા,
દુ:ખના જે ડુંગરો તે, પાપથી મેં મેળવ્યા;
હું રખડી રહ્યો છુ ભવરૂપવને. તારું ધ્યાન૦ ૧

શેર

મારા જેવા દુર્ભાગીને, તારા વિના શરણું નહિ,
જિનરાજનુ એ રાજ છોડી, ક્યા બીજે કહેવુ જઈ,
રોકો કર્મ પ્રભુ જે મને નિત્ય હણે. તારું ધ્યાન૦ ૨

શેર

નારકી થઈ મેં કદી હા, ઘોર દુખો છે સહ્યા,
બે અંત દુખ નિગોદના, તે પ્રભુ મે બહુ લહ્યા,
આપો રાહ જીવન સુખકાર બને તારું ધ્યાન૦ ૩

શેર

દેવલોકે દુખીયો, દુ:ખી પશુ જીવન ધરી,
માનવ જીવન પણ દુઃખમા, વિણુ ધર્મ હા એળે કરી,
મને દીનને જોડો જિન ધર્મ ધને. તારું ધ્યાન૦ ૪

શેર

આપો ગતિ મુજ પંચમી, પચમ પ્રભુ શિરતાજ છો,
આતમકમલ લબ્ધિ વિકાસી, જહાજ શ્રી જિનરાજ છો,
નથી આશ બાધી મે પ્રભુ અન્ય જને૦ તારુ ધ્યાન૦ ૫

## ૬. શ્રી પદ્મપ્રભ જિનનું સ્તવન.

( રાગ—મનડું કિમ હી ન બાઝે )

મનડું હાથ ન આવે હો, પદ્મપ્રભ ! મનડું હાથ ન આવે;
યત્ન કરી નિજ ઘરમાં રાખું, પલપલ પર ઘર જાવે. હો પદ્મ. ૧

એ મનડું કદી સાતમી નરકે, કદી સ્વર્ગમાં વસાવે;
કદી માનવ કદી તિર્યંચ ભાવે, ભવ અટવી ભટકાવે. હો પદ્મ. ૨

વિના ખાધે પીધે તન્દુલને, મનડે મુશ્કેલી કીધી;
અંતરમુહૂર્તમાંહી નરકની, અસહ્ય વેદના દીધી. હો પદ્મ. ૩

પ્રસન્નચંદ્રને ક્ષણમાં નારક, ક્ષણમાં સ્વર્ગ બતાવ્યો;
ક્ષણમાં કેવલ દુન્દુભિ વાગી, એ મને ફેર મચાવ્યો. હો. પદ્મ. ૪

ક્ષણ બ્રહ્મચારી ક્ષણ વ્યભિચારી, વિરતાવિરત ક્ષણમાંહી;
મદારીના મર્કટની પેરે, ભટકાવે આંહી તાંહી. હો પદ્મ. ૫

એ મનડું પ્રભુ તમે વશ કીધું, એ આગમથી જાણ્યું;
તારા શરણથી હું પણ જીતીશ, એમ મેં મનમાં આણ્યું. હો પદ્મ. ૬

આત્મકમલમાં તેથી વહાલા, મેં પ્રભુ તમને વસાવ્યા;
લબ્ધિસૂરિ જિન સેવ્યા તેણે, મિથ્યા ભાવ નસાવ્યા. હો પદ્મ. ૭

## ૭. શ્રી ધર્મનાથનું સ્તવન.

( રાગ—ડાલ ગલે બૈયા મૈ રૂએ )

આજ પ્રભુ દર્શનસે, દિલકો આરામ હૈ;
દિલકો આરામ હૈ, મુક્તિકો ધામ હૈ. આજ૦ ૧

ધર્મ જિણંદકી મૂર્તિ મનોહર;
દેખ કે દેદાર જિન બને દિલારામ હૈ. આજ૦ ૨

રાગ ઔર દ્વેષ કી, લેશ ન છાયા,
હાસ્યાદિક વારા ઔર, હટાયા કામ હૈ. આજ૦ ૩

જ્ઞાન ઔર દર્શન કે ઘાતક નિવારે;
અન્તરાય ત્યાગી કીયા, કેવલ વિશ્રામ હૈ આજ૦ ૪

ઝલહલતી જયોત દેખ ભવિ મન મોહે,
સુણે જો વાણી લહે, શિવપુર ઠામ હૈ આજ૦ ૫

કરી ઉપકાર પ્રભુ શિવપુર સિધાયે,
આત્મ કમલ વિભુ લબ્ધિકો ધામ હૈ આજ૦ ૬

## ૮. શ્રી કુન્થુનાથ જિન સ્તવન.

( રાગ-દુનિયાતણા દિવાના, દિલભર મઝાઓ લૂટે )

જ્યોતિ અજબ છે જિનવર, ખૂટી નહિ એ ખૂટે,
પ્રીતિ અજબ છે તુમથી, ટૂટી નહિ એ ટૂટે જ્યોતિ૦ ૧

લખલૂટ કોઈ મચાવે, કોઈ પ્રાણ પણ પચાવે,
એ પ્રેમ મુજ પ્રભુનો, છૂટ્યો કદી ન છૂટે જ્યોતિ૦ ૨

ભટકુ નહિ હું ભવમા, અટકુ ન દુખ દવમા,
કુન્થુજિણંદ ભેટી, આનદ ચિત્ત લૂંટે જ્યોતિ૦ ૩

ભવોભવ હો તોરી સેવા, માગું દેવાધિદેવા;
આતમ અનત બલી હો, કર્મોદિ ખૂબ કૂટે જ્યોતિ૦ ૪

આતમ કમલની ધારા, લબ્ધિ જિણંદ ધ્યાને,
વધતા વિશેષ ભાવે, કર્મોનો કૂટ કૂટે જ્યોતિ૦ ૫

## ૯. શ્રી મલ્લિનાથ જિન સ્તવન.

(રાગ—મેં તો સેવા કરશાંજી)

મેં તો હજૂર રહેશાંજી,
મલ્લિજિન સાહિબકી, મેં તો સેવા કરશાંજી—(અંચલી)

[1]એકને છોડી [2]બેને તોડી, [3]ત્રણનો કરશું ત્યાગ;
[4]ચારને છોડી [5]પાંચને મોડી, [6]છઠ્ઠું ધરશું રાગ. મેં તો૦ ૧

[7]સાત હરીને [8]આઠ વરીને, [9]નવનો કરીને નાશ;
[10]દશને દિલની અન્દર રાખી, રહું [11]એકાદશ ખાસ. મેં તો૦ ૨

[12]બાર વિચારી [13]તેરને વારી, [14]ચઉદનો કરશું છેહ;
ભવભ્રમણ દુઃખ દૂર કરનકું, ધરું [15]પન્નરસે નેહ. મેં તો૦ ૩

[16]સોલને વારી [17]સત્તર ટારી, હરી [18]અઢાર હમ્મેશ;
[19]ઓગણીનો વિચાર કરીને, ટાળીશ સારો કલેશ. મેં તો૦ ૪

[20]વીશ વિસારી [21]એકવીશ ટારી, [22]બાવીશ સહું ધરી પ્રેમ;
[23]તેવીશ પ્રભુજી! શુભ દિલ આપે, રહેવા કુશલક્ષેમ. મેં તો૦ ૫

કર્મ મલ્લ શ્રી મલ્લીસ્વામી, આવ્યો તુમ દરબાર;
કર્મ લબાડી હરો હમારા, લૂંટી રહ્યો ઘરબાર. મેં તો૦ ૬

---

૧ મિથ્યાત્વ. ૨ રાગ અને દ્વેષ. ૩ શલ્ય. ૪ ગતિ. ૫ પાંચ ઇન્દ્રિયોના વિષય. ૬ પાંચ મહાવ્રત અને છઠ્ઠું રાત્રિભોજન. ૭ ભય. ૮ પ્રવચન માતા. ૯ નિયાણા. ૧૦ યતિ ધર્મ. ૧૧ અંગ. ૧૨ સાધુની પડિમા. ૧૩ કાઠીયા. ૧૪ જીવના ભેદ. ૧૫ સિદ્ધો. ૧૬ કષાય. ૧૭ અસંજમ. ૧૮ પાપસ્થાનક. ૧૯ જ્ઞાતાસૂત્રના અધ્યયન. ૨૦ અસમાધિ સ્થાનો. ૨૧ સબલ દોષ. (વ્રતોને મલિન કરનારા) ૨૨ પરિસહ ૨૩ સૂયગડાંગસૂત્રના અધ્યયન.

આત્મ કમલમા ધ્યાન તમારું, જાણી રક્ષણકાર,
લબ્ધિસૂરિ જિન પ્રીતે પ્રણમે, વસવા શિવ મોઝાર. મેં તો૦ ૭

## ૧૦. શ્રી પાર્શ્વનાથજીનું સ્તવન.

(રાગ–જનારા જાય છે તુ કા)

જનારું જાય છે જીવન, જરા જિનવરને જપતો જા,
હૃદયમા રાખી જિનવરને, પુરાણા પાપ ધોતો જા જનારુ ૧
બનેલો પાપથી ભારે, વલી પાપો કરે શીદને ?
સળગતી હોલી હૈયાની, અરે જાલીમ બુઝાતો જા જનારુ૦ ૨
દયા સાગર પ્રભુ પારસ, ઉછાળે જ્ઞાનની છોળો,
ઉતારી વાસના વસ્ત્રો, અરે પામર! તુ ન્હાતો જા જનારુ૦ ૩
જીગરમા ડખતા દુઃખો, થયા પાપે પીછાનીને,
જિણુંદવર ધ્યાનની મસ્તી, વડે એને ઉડાતો જા જનારું૦ ૪
અરે આતમ બની શાણો, બતાવી શાણપણ તારું
હઠાવી જૂઠી જગ માયા, ચેતન જ્યોતિ જગાતો જા. જનારુ૦ ૫
ખીલ્યા જે ફૂલડા આજે, જરૂર તે કાલે કરમાશે,
અખંડ આતમકમલ લબ્ધિ–તણી લય દીલ લગાતો જા જનારું૦ ૬

## ૧૧. શ્રી પાર્શ્વજિન સ્તવન.

(રાગ–છિપકે મિલુગી તુજસે)

કબહી મિલોગે પ્રભુજી, કબહી મિલોગે,
કબહી મિલો પ્રાણ પ્યારે, કબહી મિલોગે,
તેરે મિલનમે મુક્તિ પાવે, જહા ન સુખકા પાર;
રૂલતા ઝુલતા ગતિયોમે, પાયા તુમ દેદાર કબહી૦ ૧

કભી જીવકી ઊર્ધ્વ ગતિ હૈ, કભી અધો હૈ વાટ;
તુમહી હો, તુમહી હો, મેં ધરું તુમ્હીસે,
પ્યાર ધરી હાં પ્યાર ભરી સો ગાતે. કબહી૦ ૨

કભી આત્મ મેં ઉચ્ચ વિચારો, કભી હૈ આતે નીચે;
કુચ્છ ભી હો, કુચ્છ ભી હો
મેં લરું કરસસે જ્ઞાન ધરી, હાં જ્ઞાન ધરી મેં જાતે. કબહી૦ ૩

જ્ઞાન ધ્યાન ઔર દર્શનમેં હો લીન, તબહી બનો શિવધાર;
પાર્શ્વ જિણંદકે પ્રેમસે હોગા, બેડા ભવસે પાર. કબહી૦ ૪

આત્મકમલમેં લબ્ધિ લાઈ જિન, કરો પ્રભુ આબાદ;
પ્રભુ ચરણ સ્પર્શનસે હોગા, જીવન યહ આઝાદ. કબહી૦ ૫

## ૧૨. શ્રી મહાવીરસ્વામી જન્મકલ્યાણક સ્તવન.

( રાગ–હોરી. )

વીરજનમકી બધાઈ, જગતમેં અતિ સુખદાઈ, ( અંચલી )
શ્રી ત્રિશલા કૂખ સર એ હંસલો, કરે ક્ષીરનીર જુદાઈ;
છપ્પન દિક્કુમરી હુલરાવે, ઘર ઘર ગીત ગવાઈ. જગતમેં૦ ૧

ચૈતર સુદ તેરસ દિન જાણો, મધ્ય રાત્રિ જબ ઠાઈ;
પુનિત ભારતભૂમિ કરણે, જનમે કરણ ભલાઈ. જગતમેં૦ ૨

સુરપતિ સુરપર્વત પર જા કે, કલશ ભરી ન્હવરાઈ;
વામાંગુષ્ઠસે શિખર હિલાકર, સુરપતિ શંકા હઠાઈ. જગતમેં૦ ૩

સુર ફણીધરકો દૂર પટકકે, આમલ ક્રીડા સોહાઈ;
બાલ સુરકો મુષ્ટિ હનનસે, નિજ શૂરતા દી બતાઈ. જગતમેં૦ ૪

દીક્ષા લે બહુ પરિસહ સહ કે, કેવલ જ્યોત જગાઈ,
પ્રભુ ચરણોકા શરણા જિસને, લીયા સો જગ ન રૂલાઈ. જગ૦ ૫

સ્યાદ્વાદ સુખકર અતિ સુન્દર, હિતકર ધરમ શિખાઈ,
અસુર દેવ નર તિર્યંચ તારી, આત્મ કમલ વિકસાઈ જગ૦ ૬

શૈલેશીકરણે પ્રભુ ચઢકે, અડગ ધ્યાન લીયો ધ્યાઈ,
કર્મ સકલકો પ્રભુ ક્ષય કર કે, મુક્તિ લબ્ધિ લય લાઈ જગ૦ ૭

## ૧૩. શ્રી મહાવીરસ્વામીનું સ્તવન.

(રાગ–પ્રભુજી તુમારે દરબાર)

મૈં કૈસે આવું પ્રભુજી તુમારે દરબાર (અંચલી)
મૈં હું રાગી તુ હૈ વિરાગી, મૈં હું બડા હી ગુનેગાર. મે૦ ૧
વીર પ્રભુ તું ગુણ ગણધારી, મુજ મે અવગુણ હૈ હજાર મેં૦ ૨
તુમ પ્રભુ જ્ઞાની, મે અજ્ઞાની, મૈં દીન તુ હૈ સરદાર મે૦ ૩
તુ સુખી પ્રભુ મેં હુ દુખીયા, કોઈ કરે ન દરકાર મેં૦ ૪
તુ જુદા નહી મેં જુદા નહી, કર્મૈ હુવા હુ ખુવાર મે૦ ૫
જ્ઞાન સુહાવો દર્શન લાવો, ચારિત્ર દીયો સુખકાર મેં૦ ૬
કામ કષાયકી તપત નિવારો, જ્ઞાનામૃત દીયો સાર મેં૦ ૭
કાલ અનન્તો ખોયો વિષયમે, અબ નહી બનું મે ગમાર મેં૦ ૮
કર્મ કો હારી, નિજ ગુણધારી, દિયો ક્ષપક તલવાર મેં૦ ૯
આત્મ કમલ મે લબ્ધિ વિકાશો, બેડા કરોને ભવપાર. મેં૦ ૧૦

## ૧૪. સામાન્ય જિન સ્તવન.

(રાગ–અબ તેરે સિવા કૌન મેરા કૃષ્ણ કનૈયા—ભૈરવી તાલ દાદરો)

અબ તેરે સિવા કૌન, મેરા જિનજી દિલારા
બતાવે મેરી કિશ્તીકો, પ્રભુ કૌન કિનારા ?

મેરે આનન્દકી લહરો, કર્મોને ઝુંટ લી,
મેરે ગુણોંકી કલીયા, કર્મોને મુંટલી;
અબ તુંહી બતા મુક્તિ, મુઝે તેજ સતારા. બતાવે૦ ૧

શક્તિ નહીં હૈ પૂરી, નહીં ઉચ્ચ ભાવના,
આધાર એક હી હૈં તેરે ગુણ ગાવના;
આત્મ કમલ લબ્ધિ દે કે, પાર ઉતારા. બતાવે૦ ૨

## ૧૫. શ્રી સિદ્ધચક્રજીનું સ્તવન.

( રાગ ધનાશ્રી )

સિદ્ધચક્ર છે આધાર જગતમાં, સિદ્ધચક્ર છે આધાર;
અરિહન્ત સિદ્ધ આચાર્ય વાચક, મુનિપદ દર્શન સાર. જગતમાં ૧
જ્ઞાન ચારિત્ર તપ સુખદાયક, લાયક સેવાકાર. જગતમાં. ૨
આરાધક–આરાધ્ય એકતા, કરી [૧]આદિ પદ ટાર. જગતમાં. ૩
શ્રી શ્રીપાલ પરે કરી સેવા, મુક્તિ મેવા લ્યો સ્વીકાર. જગતમાં. ૪
રોગ શોક દુઃખ દોહગ નાશે, કાટન કર્મ કુઠાર. જગતમાં. ૫
દેવ ગુરુ વળી ધર્મ તત્ત્વ છે, સિદ્ધચક્ર મોઝાર. જગતમાં. ૬
નામ સ્થાપના દ્રવ્ય ભાવશું, સેવો ચાર દુવાર. જગતમાં. ૭
ત્રણ સાધક અને ચોથું સાધ્ય છે, સાધ્ય સાધક પ્રકાર. જગતમાં. ૮
શ્રી નવકાર રહે જસ ઉદરે, તસ ગુણનો નહિ પાર. જગતમાં. ૯
જ્ઞાન પાંચ જ્યાં વસે નિરંતર, તે મુજ હૃદયનો હાર. જગતમાં. ૧૦
આત્મકમલ વિકસિત કરનારો, સર્વ લબ્ધિ દાતાર. જગતમાં. ૧૧

---

૧ આરાધક.

## ૧૬. અક્ષયનિધિ તપનું સ્તવન.

અક્ષય નિધિ શ્રેષ્ઠ તપ પ્યારા, સેવો વધે ભાવની ધારા (અંચલી)
પર્યૂષણ પર્વ સુખકારા, અક્ષય નિધિતપના દ્વારા,
આરાધો ભાવે શિવકારા, દેખાડો મોક્ષના દ્વારા અ૦ ૧

શ્રાવણ વદ ચોથથી જાણો, સંવત્સરી કાલપરિમાણો,
પરમપદ અક્ષયા ધાગ, મળે શિવ લક્ષ્મી સુખભારા. અ૦ ૨

પૂજા વર જ્ઞાનની કીજે, શ્રુત કાઉસ્સગ્ગ ચિત્ત દીજે,
રચો કુંભ શકિત અનુસારા, કરો સ્વસ્તિક મનોહારા. અ૦ ૩

નમો નાણસ્સનુ ગણણું, ગણો ભવિ દો સહસ વારા,
વર્ષ એમ ચાર તક કરજો, થવા ભવિ ભવથકી પારા. અ૦ ૪

કરમબંધ જેહ મત્સરથી, થયો તે જાશે એ તપથી,
કરી મહોત્સવ અતિસારા, પારણ દિન ઉજવો પ્યારા અ૦ ૫

આતમ કમલ હિતકારા, તપો એ તપ કરમવારા,
નિધિ નવ લબ્ધિ આધારા, થશે જીવ કર્મથી ન્યારા અ૦ ૬

## ૧૭. શ્રી સીમંધરસ્વામી સ્તવન

( રાગ—સીમંધરજીકો વંદના નિત્ય હોજો હમારીજી )

સીમંધર થાશું વિનવું, વિનતિ અવધારોજી,
સેવક હું છું તાહરો, મને પાર ઉતારોજી સીમંધર૦ ૧

ધન્ય વિદેહના માનવી, નિત્ય દર્શન કરતાજી;
પાય તુમારા સેવીને, શિવરમણી વરતાજી. સીમંધર૦ ૨

કોટિ દેવ જઘન્યથી, પ્રભુ પાસે હાવેજી,
એક ત્યાંથી અહીં આવતા, દાસ દર્શન પાવેજી સીમંધર૦ ૩

તિહાં તો આરો સુખમો, ઇહાં દુઃખમો આરોજી;
પ્રભુ ચરણના રાગથી, મને લાગે એ સારોજી. સીમંધર૦ ૪

ભરતે કલેશ વધી પડ્યો, વાદ સમય સ્થપાયોજી;
ભુંડી હુંડાએ દાખવ્યું, સ્વેચ્છાચારી પૂજાયોજી. સીમંધર૦ ૫

પ્રભુ રાગે હું બચી ગયો, મેં એ ફંદ નસાયોજી;
તુજ કૃપાએ આ ચિત્તમાં, આગમવાદ વસાયોજી. સીમંધર૦ ૬

સમકિત સારું એ પ્રભુ, રહે સ્થિર એમ કીજેજી;
લોક હેરીમાં હું ના પડું, વરદાન એ દીજેજી. સીમંધર૦ ૭

આવતા ભવે પ્રભુ પાદની, સેવા વ્રતયુત દીજેજી;
યથાખ્યાત મુજ આપીને, સાથે મોક્ષમાં લીજેજી. સીમંધર૦ ૮

આત્મકમલમાં જિન તુમે, સ્થિતિ ભાવે વ્યાપોજી;
લબ્ધિ સકલ મુજ આપીને, અષ્ટ કર્મોને કાપોજી. સીમંધર૦ ૯

## આત્મનિંદાગર્ભિત

## ૧૮. શ્રી અજિતજિન સ્તવન.

અજિત જિણંદજી સાંભળો રે, ગરીબ સેવકની વાત રે જિણંદજી,
તુમ વિણ કોઇ નહિ આશરો રે.
દુઃખો અનંતા મેં લહ્યા રે, ગણ્યા નહિ ગણાય રે. જિણંદજી ૧
ખાવા પીવામાં માચીયો રે, આકરી લાગે તપની વાત રે. જિ૦ ૨
નાટક ચેટક પેખીયા રે, નહિ દીઠો તારો દેદાર રે. જિ૦ ૩
વિકથા સૌની સાંભળી રે, સુણ્યા નહિ તારા વેણ રે. જિ૦ ૪
ક્રોધાગ્નિએ હું ધમધમ્યો રે, સમતા ન રાગી લગાર રે. જિ૦ ૫

માન ગજે હું બેસીયો રે, અનિત્યતાનો નહિ ખ્યાલ રે. જિ૦ ૬
માયાજાળે મને બાંધીયો રે, સરળતાનું નહિ નામ રે. જિ૦ ૭
લોભ નાગ મને ડંખીયો રે, સમ્મણ શેઠનો ભાઈ રે. જિ૦ ૮
ઈર્ષ્યા દુર્ગુણે હું ભર્યો રે, તપજપ બાળી કીધા પાપ રે. જિ૦ ૯
નિંદા કીધી મેં ચોતરે રે, સ્તવ્યા નહિ જગદાધાર રે. જિ૦ ૧૦
અંગો વાંકા સૌના દેખીયા રે. નહિ કીધ મારા ચપટાર રે. જિ૦ ૧૧
મોહ મસ્તીમા મસ્ત બન્યો રે,ન સમજ્યો ધર્મ લગાર રે. જિ૦ ૧૨
કૂડ કપટ મેં ઘણા કર્યા રે, કહેતા ન આવે પાર રે. જિ૦ ૧૩
ધીઠાઇ મારી શુ કહુ રે, આપથી શુ છે અજ્ઞાત રે ? જિ૦ ૧૪
કાળ અનંતે તું મળ્યો રે, હવે નહિ બનું ગમાર રે. જિ૦ ૧૫
આત્મ કમલ ખીલાવજો રે, પ્રગટાવી જ્ઞાન પ્રકાશ રે. જિ૦ ૧૬
લબ્ધિસૂરિની સહાયથી રે, સદ્ગતિ રહેજો સધાય રે. જિ૦ ૧૭
સુશીલતા પ્રભુ તાહરી રે, મહિમાનો નહિ પાર રે. જિ૦ ૧૮
સેવક તારો વિનવે રે, આપો **પ્રવીણતા** અપાર રે. જિ૦ ૧૯

## ૧૯. શ્રી ઋષભ જિન સ્તવન

( રાગ–વિચરતા ગામો ગામ )

ઋષભ જિણંદરાય, મરુદેવા જાસ માય,
આછે લાલ, ભાવે ભેટો ભગવંતનેજી. ૧
પાંચસે ધનુષની કાય, કાઢયા ચાર કષાય,
આછે લાલ, એ પ્રભુનો મહિમા ઘણોજી. ૨
ચન્દ્ર સમ [illegible] ય, ધ્યાતા પાપ પલાય,
આછે [illegible] ધરીને [illegible]. ૩

વિનીતા નયરી મોઝાર, જન્મ લીયો સુખકાર;
આછે લાલ, દેવો પણ મહોત્સવ કરેજી. ૪

સિદ્ધગિરિ જગમાં સાર, પૂર્વ નવ્વાણું વાર;
આછે લાલ, પ્રથમ જિણંદ સમોસર્યાજી. ૫

આત્મ કમલ સુખકાર, લબ્ધિ પ્રવીણને તાર;
આછે લાલ, તુજ મહિમા જગમાં ગાજીયોજી. ૬

## ૨૦. ઇડરગઢમંડન શાન્તિ જિન સ્તવન

( રાગ–ઉપદેશથી પામીયે રે )

શાન્તિ જિનેશ્વર વંદતા રે, આનંદ ઉર ન માય,
તુજ મૂરતિને નીરખતા રે, ભવોભવના દુઃખ જાય;
જિનેશ્વર તું મુજ પ્રાણ આધાર, તું શિવસુખનો દાતાર. જિને૦૧

ઇડરગઢ પર શોભતા રે, સોળમા શ્રી જિનચંદ
સેવા કરે એક ભાવથી રે, સુર નર નારીના વૃંદ. જિને૦ ૨

પુન્ય ઉદય મુજ જાગીયો રે, આવ્યો તુમ દરબાર;
મહેર કરી રંક ઉપરે રે, આપો ચરણ આધાર. જિને૦ ૩

સંપ્રતિ મહારાજા થયા રે, કરાવ્યો એહ પ્રાસાદ;
જિનાલય બાવન ભલા રે, નિત્ય રહો એ આબાદ. જિને૦ ૪

વિશ્વસેનના લાડકા રે, અચિરા દેવીના નંદ;
ચાલીશ ધનુષની દેહડી રે, દેતા પરમાનંદ. જિને૦ ૫

આત્મ કમલમાં આપજો રે, લબ્ધિ શિવસુખ કાર;
પ્રવીણ શિશુ મહિમાતણી રે, કરજો નૈયા પાર. જિને૦ ૬

## ૨૧. શ્રી નેમિનાથ જિન સ્તવન.

(રાગ–સુખ દુઃખ સર્જ્યાં પામીયે રે)

નેમિ જિનેશ્વર ભેટીયે રે, બ્રહ્મચારી શૂરવીર,
એ પ્રભુનો મહિમા ઘણો રે, તસ વાણી ગભીર રે
જિનજી લાગ્યો અવિહડ નેહ, કદીયે ન તૂટે તેહ રે જિનજી૦ ૧

ગિરનારે પ્રભુ દીપતો રે, ઝીપતો કર્મનો માર,
લીપતો નહિ રંગ રાગમા રે, હરતો ભવિયણ ભાર રે. જિનજી૦ ૨

ખીલતી કેવળ જ્યોતનો રે, ધારક વારક કામ,
કારક મનવછિત તણો રે, રાણો ત્રણુ જગ ધામ રે. જિનજી૦ ૩

દીક્ષા લીધી જ્ઞાનથી રે, સહેસાવન મોઝાર,
મન પર્યંવ તવ ઉપજ્યુ રે, ધર્મ ધ્યાન મનોહાર રે. જિનજી૦ ૪

શુકલધ્યાનને ધ્યાવતા રે, પામ્યા કેવલજ્ઞાન,
તીર્થંકર પદ પામીયા રે, સ્થાપ્યુ શાસન મહાન રે. જિનજી૦ ૫

નરક નિગોદે ભમતા રે, ખોયો કાલ અનંત,
માનવનો ભવ પામીને રે, ભાવે ભેટ્યા ભગવત રે. જિનજી૦ ૬

મનમાન્યા શ્રી જિનવરુ રે, કરો મુજ પર અતિ મહેર;
મનવંછિત દેતા થકા રે, થાયે લીલા લ્હેર રે જિનજી૦ ૭

મોહ મહિપ છે મોટકો રે, વારણુ કરજો તેહ,
તરણુ કાજે ભાવના રે, કારણુ મોક્ષનો નેહ રે જિનજી૦ ૮

આતમકમલે આપજો રે, લબ્ધિ અડવીશ જેહ;
પ્રવીણુ મહિમા વિનવે રે, કરજો કર્મનો છેહ રે જિનજી૦ ૯

## ૨૨. શ્રી મુહરી પાર્શ્વનાથ સ્તવન.

( રાગ–સિદ્ધાચલના વાસી. )

મુહરિ પારસનાથ, હોજો વંદના હજાર,
મહાભાગ્યે તુમ શરણે આયો, દર્શ કરી બહુ આનંદ પાયો;
સફળ થયો અવતાર. હોજો. ૧

પાર્શ્વ પ્રભુજી છો મુજ પ્યારા, ભવિજનના સંકટ હરનારા;
સર્વ દેવ શિરદાર. હોજો. ૨

રચના જગચિન્તામણિકેરી, કરતા ગૌતમસ્વામી અનેરી;
અષ્ટાપદ મોઝાર. હોજો. ૩

મુહરીપાર્શ્વની સ્તવના ન્યારી, સુણતાં શિવસુખને કરનારી;
મૂર્તિ મન હરનાર. હોજો. ૪

ટીંટોઇ સંઘની વિનતિ ભારી, કેશરીયાના દર્શન ધારી;
પામ્યો તુમ દરબાર. હોજો. ૫

નરક નિગોદે હું બહુ ભમીયો, રાગતણા રંગે અતિ રમીયો;
ઉતારો ભવપાર. હોજો. ૬

ધરણેન્દ્ર પદ્માવતી સારી, તુમ સેવામાં તે વસનારી;
સમકિતને ધરનાર. હોજો. ૭

આત્મકમલમાં લબ્ધિ લેવા, તુજપદ પદ્મની માંગું સેવા;
શિવસુખની કરનાર. હોજો. ૮

પ્રવીણતા તુમ સુંદર છાજે, સુશીલથી તુમ મહિમા ગાજે;
વર્ત્યો જયજયકાર હોજો. ૯

## ૨૩. શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ સ્તવન.

(રાગ–સિદ્ધાચલના વાસી જિનને )

શ્રી શંખેશ્વર પાસ, ભવથી પાર ઉતાર,
સમરણુ કરતા ભવદુ:ખ જાવે, દર્શનથી ભવિ શિવસુખ પાવે,
પામે મંગળ માળ ભવથી. ૧
નર નારી સૌ પ્રેમે આવે, દર્શ કરીને કર્મ ખપાવે,
સફળ કરે અવતાર ભવથી ૨
વામાદેવી માતાના જાયા, અશ્વસેન નૃપ કુલ સોહાયા;
ધન્ય તુમ દેદાર. ભવથી ૩
કાલ અનાદિથી સંસારે, પાપ કરી થયો કર્મથી ભારે,
તાર પ્રભુ મુજ તાર ભવથી ૪
સુશીલતા પ્રભુ મુજને આપો, હરદો મારા ભવના તાપો,
પરચાનો નહિ પાર ભવથી ૫
આત્મકમલમા લબ્ધિ સ્થાપો, પ્રવીણુ મહિમાના દુઃખડા કાપો,
કરદો નૈયા પાર ભવથી ૬

## ૨૪. સાંગલીમંડન શ્રી પાર્શ્વપ્રભુજીનું ગીત.

પ્રભુજી મારા દિલમા બિરાજે, આનંદ આજે રે, પાર્શ્વ પ્રભુજી નામ છે પ્યારુ, યશથી છાજે રે ૧ પાર્શ્વ નામે ક્રોડો મંગલ, અપમંગલ દૂર ભાગે રે, નવ નિધિ ને સર્વ સિદ્ધિઓ, આત્માની જ્યોતિ જાગે રે ૨ પાર્શ્વ જાપે કર્મ નાસે, અનુપમ અમૃત વરસે રે, પાર્શ્વ યક્ષ સહાય આપે, પદ્માદેવી હર્ષે રે ૩ પાર્શ્વ ભક્તિ અજબ શક્તિ, કઃખકિત દૂર થાએ રે; દર્શન

વંદન સ્તવના કરતાં, ભવની ભાવઠ જાએ રે. ૪ મંગલ મંગલ મંગલ મંગલ, જય બોલો સહુ સાથે રે; પૂજન કરજો મમતા હરજો, દાન દેજો હાથે રે. ૫ મૂર્તિ અદ્ભૂત પાર્શ્વની સોહે, નરનારી સહુ મોહે રે; દેવ દેવીઓ ચરણે આવે, અતિશય સોહે રે. ૬ આત્મ કમલમાં લબ્ધિ આપો, આપો **પ્રવીણતા** ભારી રે; મહિમા વિક્રમ એક જ માંગે, ભવો ભવ સેવા તારી રે. ૭

## ૨૫. તલેગામમંડન શ્રી જીરાવલા પાર્શ્વનાથનું સ્તવન.

( રાગ—શાંતિ જિનેશ્વર વંદીયે રે. )

પાર્શ્વ પ્રભુજી સાહિબા રે, છો મમ પ્રાણ આધાર; તુજ સરિખો નહિ માહરે રે, ત્રણ જગ મોઝાર રે. જિનજી પૂરો મનના કોડ, તુજ સરીખી નહિ જોડ રે. જિ૦ ૧ મૂર્તિ મનહર તાહરી રે, દીસે તેજ અપાર; તુજ પ્રભાવે માહરે રે, વિઘ્ન ન આવે લગાર રે. જિ૦ ૨ ત્રણ ભુવનમાં તુમ તણો રે, મહિમાનો નહિ પાર; તુજ શાસન મળતા થકા રે, મોહ રાજાની હાર રે. જિ૦ ૩ મોહ માયાના પાસથી રે, ભમીયો વાર અનંત; વિનવું ભાવે તુજને રે, પાર કરો ભગવંત રે. જિ૦ ૪ જગવલ્લભ પ્રભુ માહારા રે, આવ્યો તુમારી પાસ; મહેર કરો મારા નાથજી રે, નહિ કરશો નિરાશ રે. જિ૦ ૫ તલેગામે પ્રભુ દીપતો રે, વારતો કર્મનો મેલ; આપતો સમકિત સુખડી રે, કાપતો ભવની જેલ રે. જિ૦ ૬ આત્મકમલ ખીલાવજો રે, વરસાવી લબ્ધિનો મેહ, **પ્રવીણ મહિમા** યાચતો રે, તારજો ગુણમણિગેહ રે. જિ૦ ૭

## ૨૬. સૂર્યપુરમંડન પાર્શ્વજિન સ્તવન.

(રાગ—સુખ દુ ખ સર્જ્યા પામીયે રે)

સૂર્યપુરે જિન શોભતા રે, વામાદેવીના નંદ,
દર્શન કરતા ભાવથી રે, મુજ મનને આનંદ રે. જિનજી,
તુમ વિન દુજો ન કોય, તું મુજ મન હોય રે જિનજી. ૧
અશ્વસેન રાજા ગૃહે રે, જન્મ્યા શ્રી જિનરાજ,
સુરજમંડન સાહિબા રે, ત્રણ ભુવન શિરતાજ રે. જિનજી. ૨
નરક નિગોદે હુ ભમ્યો રે, પામ્યો દુ ખ અનંત;
માનવભવમા મે લહ્યો રે, ભાગ્યોદયે ભગવંત રે જિનજી ૩
સેવક જાણી આપનો રે, રાખો મુજ પર નેહ,
છોડું નહિ તુજ ચાકરી રે, જે છે ગુણમણિગેહ રે જિનજી. ૪
નવ કર ઊંચી દેહડી રે, અહિ લંછન વિખ્યાત,
વર્ષ શતાયુ પાળીને રે, પામ્યા શિવપુર શાત રે. જિનજી ૫
આત્મકમલમા આપજો રે, લબ્ધિતણો ભંડાર,
પ્રવીણ મહિમાની વિનતિ રે, ધરજો હૃદય મોઝાર રે જિનજી ૬

## ૨૭. શ્રી મહાવીર જિન સ્તવન.

(રાગ—સૂર્યપૂરે જિન શોભતા રે)

વાણી સુધા પ્રભુ તાહરી રે, પીએ જે ધરી રાગ,
પીવતા સુખ ઉપજે રે, મળે મુક્તિમા માગ,
જિનેશ્વર ! તુ છે હૃદયનો હાર (આકણી) ૧
મનહર મૂર્તિ દીપતી રે, સોહે તેજ અપાર,
ભાવે પ્રભુ ભેટતા રે, થાઓ સફળ અવતાર. જિનેશ્વર. ૨

માતા ત્રિશલા સોહતી રે, પિતા સિદ્ધારથ રાય;
હરિ લંછન જિનજીતણું રે, સાત હાથની કાય. જિનેશ્વર. ૩

ક્ષત્રિયકુંડે અવતર્યા રે, જિનજી પરમ દયાળ;
મહેર કરી મુજ ઉપરે રે, છોડાવો સવિ જંજાળ. જિનેશ્વર. ૪

માનવ ભવમાં પામીયો રે, જિનજી તુજ દેદાર;
સંસારે હું બહુ ભમ્યો રે, મર્યો અનંતી વાર. જિનેશ્વર. ૫

આત્મ કમલમાં ધ્યાવતા રે, લબ્ધિ પ્રવીણ સુખકાર;
તુજ મહિમાથી મુજને રે, વર્તો સદા જયકાર. જિનેશ્વર. ૬

## ૨૯. શ્રી સિદ્ધચક્ર સ્તવન.

( રાગ—જગજીવન જગ વાલ હો. )

ઓળી કરો ભવિભાવથી, સિદ્ધચક્ર સુખદાય લાલ રે;
નવપદ મંત્ર પ્રભાવથી, શિવસુખ શીઘ્ર થાય લાલ રે. ઓળી. ૧

વિધિપૂર્વક એ આરાધતા, પાતિક સવિ દૂરે જાય લાલ રે;
રોગ શોક દૂરે ટળે, ઇચ્છિત પણ સવિ થાય લાલ રે. ઓળી. ૨

આસોથી તે આદરો, મળશે શાશ્વત ધામ લાલ રે;
કપટ રહિત ક્રિયા કરે, સરશે તેહના કામ લાલ રે. ઓળી. ૩

મયણા અને શ્રીપાળજી, આરાધતા એક તાન લાલ રે;
ગુરુ વયણને સાંભળી, મેળવ્યું સાચું જ્ઞાન લાલ રે. ઓળી. ૪

આત્મકમલ લબ્ધિતણા, ભંડાર છો ભરપૂર લાલ રે;
પ્રવીણ મહિમાને આપજો, આતમતણું અતિ નૂર લાલ રે.
ઓળી૦ ૫

# ચતુર્થ ખંડ

## સ્તુતિઓ

### ૧. શ્રી શત્રુંજયગિરિ સ્તુતિ.

શત્રુંજયમંડણ, ઋષભ જિણંદ દયાલ,
મરુદેવાનંદન, વંદન કરું ત્રણ કાળ,
એ તીરથ જાણી, પૂરવ નવ્વાણું વાર,
આદીશ્વર આવ્યા, જાણી લાભ અપાર. ૧

ત્રેવીશ તીર્થંકર, ચઢીયા ઈણ ગિરિરાય,
એ તીરથના ગુણ, અસુરસુરાદિક ગાય,
એ પાવન તીરથ, ત્રિભુવન નહિ તસ તોલે,
એ તીરથના ગુણ, સીમંધર મુખ બોલે. ૨

પુંડરીકગિરિ મહિમા, આગમમા પ્રસિદ્ધ,
વિમલાચલ ભેટી, લહીએ અવિચલ રિદ્ધ,
પંચમી ગતિ પહોતા, મુનિવર કોડાકોડ,
ઇણ તીરથે આવી, કર્મ વિપાક વિછોડ ૩

શ્રી શત્રુંજયકેરી, અહોનિશ રક્ષાકારી,
શ્રી આદિ જિનેશ્વર, આણ હૃદયમા ધારી,
શ્રી સંઘ વિઘનહર, કવડ જક્ષ ગુણભૂર,
શ્રી રવિબુધસાગર, સંઘના સંકટ ચૂર. ૪

૨

પુંડરીકમંડન પાય પ્રણમીજે, આદીશ્વરજિન ચંદાજી,
નેમ વિના ત્રેવીશ તીર્થંકર, ગિરિ ચઢીયા આનંદાજી;
આગમમાંહી પુંડરીક મહિમા, ભાખ્યો જ્ઞાનદિણંદાજી,
ચૈત્રી પુનમ દિન દેવી ચક્કેસરી, સૌભાગ્ય દ્યો સુખકંદાજી.

## ૩. શ્રી આદીશ્વર ભગવાનની સ્તુતિ.

શ્રી પ્રથમ જિનેસર, રિસહેસર પરમેશ,
સેવકને પાલે, ટાલે કરમ કલેશ;
ઇન્દ્રાદિક દેવા, સેવા સારે જાસ,
મરુદેવાનંદન, વંદન કીજે તાસ. ૧

અષ્ટાદશ દોષા, અષ્ટકરમ અરિહંતા,
પ્રતિબંધ નિવારી, વસુધાતલે વિચરંતા;
જે ગત ચોવીશી, અનાગત વર્તમાન,
તસુ પાયે લાગું, માંગું સમકિત દાન. ૨

પુંડરીકગિરિકેરો, પ્રવચનમાં અધિકાર,
દીઠે દુઃખ વારે, ઉતારે ભવ પાર;
સિદ્ધાચલ સિદ્ધ, સાધુ અનંતી કોડ,
આગમ અનુસારે, વન્દું બે કર જોડ. ૩

રવિ મંડલ સરીખા, કાને કુંડલ દોય,
સુખ સંપત્તિકારક, વિઘ્ન નિવારક સોય;
ચક્કેસરી દેવી, ચક્ર તણી ધરનારી,
સેવકસાધારી, ઉદયરત્ન જયકારી. ૪

## ૪. શ્રી શાન્તિનાથ જિન સ્તુતિ.

શાન્તિ જિનેશ્વર સમરીએ, જેની અચિરા માય,
વિશ્વસેન કુલ ઉપન્યા, મૃગ લછન પાય,
ગજપુર નયરીનો ધણી, કંચનવરણી છે કાય,
ધનુષ ચાલીશની દેહડી, લાખ વરસનું આય. ૧

શાન્તિ જિનેશ્વર સોલમા, ચક્રી પંચમ જાણું,
કુન્થુનાથ ચક્રી છઠ્ઠા, અરનાથ વખાણું;
એ ત્રણે ચક્રી સહી, દેખી આણુંદું,
સંજમ લઈ મુગતે ગયા, નિત્ય ઊઠીને વન્દું. ૨

શાન્તિ જિનેશ્વર કેવલી, બેઠા ધર્મ પ્રકાશે,
દાન શિયળ તપ ભાવના, નર સોય અભ્યાસે,
એ રે વચન જિનજીતણા, જેણે હૈડે ધરીયા,
સુણતા સમકિત નિર્મલા, જેણે કેવળ વરીયા ૩

સમેતશિખર ગિરિ ઉપરે, જેણે અણુસણ કીધા,
કાઉસ્સગ્ગ ધ્યાન મુદ્રા રહી, જેણે મોક્ષ જ લીધા;
જક્ષ ગરુડ સમરું સદા, દેવી નિર્વાણી,
ભવિક જીવ તુમે સાંભળો, રિખભદાસની વાણી. ૪

## ૫. નેમિનાથજીની સ્તુતિ.

દુરિતભયનિવારં, મોહવિધ્વંસકારં,
ગુણવંતમવિકારં પ્રાપ્તસિદ્ધિ મુદારં,
જિનવરજયકારં, કર્મસંક્લેશહારં,
ભવજલનિધિતારં, નૌમિ નેમિકુમારં. ૧

અડ જિનવર માતા, સિદ્ધિ સૌધે પ્રયાતા,
અડ જિનવર માતા, સ્વર્ગ ત્રીજે વિખ્યાતા;
અડ જિનવર માતા, પ્રાપ્ત માહેન્દ્ર શાતા,
ભવ ભય જિન ત્રાતા, સંતને સિદ્ધિદાતા. ૨

ઋષભ જનક જાવે, નાગસુર ભાવ પાવે,
ઈશાન સગ કહાવે, શેષ કાન્તા સ્વભાવે,
પદ્માસન સોહાવે, નેમ આદ્યંત પાવે;
શેષ કાઉસ્સગ્ગ ભાવે, સિદ્ધિ સૂત્રે પઠાવે. ૩

વાહન પુરુષ જાણી, કૃષ્ણ વર્ણે પ્રમાણી,
ગોમેધ ને ષટ્પાણી, સિંહ બેઠી વરાણી;
તનુ કનક સમાણી, અંબિકા ચાર પાણી,
નેમ ભકિત ભરાણી, વીરવિજયે વખાણી. ૪

૬

નેમિનાથં વન્દે બાઢમ્ ૧
સર્વે સાર્વાઃ સિદ્ધિં દદ્યુઃ ૨
જૈની વાણી સિદ્ધ્યૈ ભૂયાત્ ૩
કલ્યાણં મે દદ્યાદમ્બા. ૪

## ૭. શ્રી પાર્શ્વ જિન સ્તુતિ.

સકલ સુરાસુર સેવે પાયા, નયરી વાણારસી નામ સોહાયા;
અશ્વસેન કુલ આયા;
દશ ને ચાર સુપન દીખલાયા, વામા દેવી માતાએ જાયા;
લંછન નાગ સોહાયા;

છપ્પન દિક્કુમરી હુલરાયા, ચોસઠ ઇંદ્રાસન ડોલાયા;
મેરુશિખર નવરાયા,
નીલવર્ણું તનુ સોહે કાયા, શ્રી વિજયસેન સૂરીશ્વર રાયા;
પાસ જિનેશ્વર ગાયા. ૧

વિદ્રુમવર્ણા દોય જિણુંદા, દો નીલા દો ઉજ્જવલ ચંદા;
દો કાળા સુખકંદા,
સોલે જિનવર સોવનવર્ણા, શિવપુરવાસી શ્રી પરસન્ના;
જે પૂજે તે ધન્ના;
મહાવિદેહે જિન વિચરંતા, વીશે પૂરા શ્રી ભગવંતા,
ત્રિભુવન તે અરિહંતા,
તીરથ સ્થાનક નામું એ શિશ, ભાવ ધરીને વિશ્વાવીશ,
શ્રી વિજયસિંહ સૂરીશ. ૨

સાભળ સખરા અંગ અગીઆર, મન શુદ્ધે ઉપાગજ બાર,
દશ પયન્ના સાર;
છેદ ગ્રન્થ વળી પટ્ વિચાર, મૂલસૂત્ર બોલ્યા જિન ચાર,
નંદી અનુયોગદ્વાર;
પણ્યાલીશ જિન આગમ નામ, શ્રી જિન અર્થે ભાખ્યા જામ,
ગણધર ગુંથે તામ;
શ્રી વિજયસેનસૂરીંદ વખાણે, જે ભવિકા નિજ ચિત્તમા જાણે,
તસ ઘર લક્ષ્મી આણે. ૩

બીજાપુરમા સ્થાનક જાણી, મહિમા મોટે તું મંડાણી,
ધરણેન્દ્ર ધણીઆણી,
અહોનિશ સેવે સુર વૈમાની, પરચો પૂરણ તું સપરાણી;

પૂરવ પુણ્ય કમાણી;
સંઘ ચતુર્વિધ વિઘ્ન નિવારો, પાર્શ્વનાથની સેવા સારો;
સેવક પાર ઉતારો;
વિજયસેનસૂરીશ્વર રાયા, શ્રી વિજય દેવગુરુ પ્રણમી પાયા;
ઋષભદાસ ગુણ ગાયા. ૪

## ૮. શ્રી પાર્શ્વનાથ જિન સ્તવન.

શંખેશ્વર મંડણ, અલબેલો પ્રભુ પાસ,
ભવવાસ નિવારે, સેવો ધરી શિવ આશ;
જસ નામે નાશે, કઠણ કરમ દૂર આઠ,
પ્રભુ ધ્યાને લહીએ, શિવપુરકેરો ઠાઠ. ૧

મન વસીયા જિનવર, ચઉવીશ આનંદકાર,
ગુણગણ ગહગહતાં, કરતા ભવથી પાર;
સુખ સંપત્તિ આપે, સ્થાપે શિવ મોઝાર,
સવિ કર્મ નિકંદી, વંદન કરીએ હજાર. ૨

જિનવરની વાણી, કર્મવલ્લી [૧] કૃપાણી,
ગુણગણની ખાણી, બનવા કેવલ નાણી;
હિત જાણી સુણજો, આનંદ મનમાં આણી,
નય ભંગ ભરાણી, વરવા શિવ પટરાણી. ૩

જિનચરણની સેવી, દેવા ઘણી હિતકાર,
શાસન રખવાળી, ધરણેન્દ્ર ભરતાર;
પદ્માવતી દેવી, ભવિજન આનંદકાર,
સવિ વિઘ્ન હરેવી, લબ્ધિસૂરિ સુખકાર. ૪

---

૧ તલવાર.

## ૯. શ્રી પાર્શ્વનાથની સ્તુતિ.

ભીડભંજન પાર્શ્વ પ્રભુ સમરો,
અરિહંત અનંતનું ધ્યાન ધરો,
જિનાગમ અમૃતપાન કરો,
શાસનદેવી સવિ વિઘ્ન હરો. ૧

## ૧૦

વીરં દેવં નિત્યં વન્દે ૧
જૈના પાદા યુષ્માન્ પાન્તુ. ૨
જૈનં વાક્યં ભૂયાદ્ ભૂત્યૈ ૩
સિદ્ધા દેવી દદ્યાત્ સૌખ્યં. ૪

## ૧૧. શ્રી વીર જિન સ્તુતિ.

( જય જય ભવિ હિતકર—એ દેશી )

જય જયકર સાહિબ, શાસનપતિ મહાવીર,
માનવ મનરંજન, ભજન મોહ જંજીર;
દુ:ખ દારિદ્ર નાસે, તિહુઅણુ જણુ કોટીર,
આયુ વર્ષ બહોતેર, સોવન વર્ણ શરીર ૧

ઋષભાદિક જિનવર, સોહે જગ ચોવીશ,
વલી તેહના સુદગ, અતિશય વર ચોત્રીશ,
ભવ દવ ક્ષય ભેદક, વાણી ગુણ પાત્રીશ,
જિનભુવન તીરથ, પ્રહ ઉઠી પ્રણમીશ. ૨

પ્રભુ બેસી ત્રિગડે, વીર કરે વખાણ,
દાન શીલ તપ ભાવ, સમજે જાણુ અજાણુ,

સંસારતણું જેહ, જાણે સકલ વિન્નાણ,
જિન વાણી સુણતાં, ફલ લાભે કલ્યાણ. ૩

પાય ઝાંઝર ઝમકે, ઘુઘરાનો ધમકાર,
કટિ મેખલ ખલકે, ઉર એકાવલી હાર;
સિદ્ધાયિકા સેવે, વીરતણો દરબાર,
કવિ તિલકવિજય બુધ, સેવકને જયકાર. ૪

## ૧૨. શ્રી દિવાળીની સ્તુતિ.

શાસનનાયક શ્રી મહાવીર, સાત હાથ હેમવરણ શરીર,
હરિ લંછન જિનધરિ;
જેહનો ગૌતમસ્વામી વજીર, મદન સુભટ ગંજન વડવીર,
સાયર પરે ગંભીર;
કાર્તિક અમાવાસ્યે નિર્વાણ, દ્રવ્ય ઉદ્યોત કરે નૃપ જાણ,
દીપક શ્રેણી મંડાણ;
દિવાલી પ્રગટ્યું અભિધાન, પશ્ચિમ રજનીએ ગૌતમજ્ઞાન,
વર્ધમાન ધરું ધ્યાન. ૧

ચઉવીસ એ જિનવર સુખકાર, પૂર્વ દિવાલી અતિ મનોહર,
સકલ પર્વ શિણગાર;
મેરાયાં કરે ભવિ અધિકાર, મહાવીર સર્વજ્ઞાય પદ સાર,
જપીયે દોય હજાર;
મઝિમ રજની દેવ વંદીજે, મહાવીર પારંગતાય નમીજે,
તસ સહસ દોય ગુણીજે;
વળી ગૌતમ સર્વન્યાય નમીજે, પર્વ દિવાલી એણીપરે કીજે,
માનવ ભવ ફલ લીજે,

અંગ અગિયાર ઉપાગજ બાર, પયન્ના દસ છ છેદ મૂલ ચાર,
નદી અનુયોગ દ્વાર. ૨

છ લાખ ને છત્રીસ હજાર, ચૌદ પૂરવ વિરચે ગણધાર,
ત્રિપદીના વિસ્તાર,
વીર પંચમ કલ્યાણક જેહ, કલ્પસૂત્રમાહિં ભાખ્યુ તેહ,
દીપોચ્છવ ગુણગેહ;
ઉપવાસ છઠ્ઠ અઠ્ઠમ કરે જેહ, સહસ લાખ કોડી ફલ લહે તેહ,
શ્રી જિનવાણી એહ. ૩

વીર નિર્વાણ સમય સુર જાણી, આવે ઇન્દ્ર અને ઇન્દ્રાણી,
ભાવ અધિક મન આણી;
હાથ ગ્રહી દીવી નિશી જાણી, મેરાયા-મુખ બોલે વાણી,
દિવાલી કહેવાણી;
એણી પરે દીપોચ્છવ કરઓ પ્રાણી, સકલ સુમ ગળ કારક જાણી,
લાભવિમળ ગુણખાણી;
વદતિ રત્ન-વિમલ બ્રહ્માણી, કમલ કમ ડલ વીણાપાણી,
ધો સરસ્વતી વર વાણી. ૪

## ૧૩. બીજની શ્રી સીમધરજિન સ્તુતિ.

અજુવાળી તે બીજ સોહાવે રે, ચંદા રૂપ અનુપમ ભાવે રે;
ચ દા વિનતડી ચિત્ત ધરજો રે, શ્રી સીમંધરને વ દના કહેજો રે. ૧

વીશ વિહરમાન જિનને વ દો રે, જિનશાસન પૂજી આણંદો રે,
ચંદા એટલુ કામ મુજ કરજો રે, શ્રી સીમંધરને વંદના કહેજો રે. ૨

શ્રી સીમ ધર જિનની વાણી રે, તે તો પીતા અમીય સમાણી રે;
ચંદા તમે સુણી અમને સુણાવો રે, ભવસ ચિત પાપ ગમાવો રે. ૩

શ્રીસીમંધર જિનની સેવા રે, જિનશાસન આણંદમેવા રે;
તું તો હોજો સંઘની માતા રે, જગતચંદ્ર વિખ્યાતા રે. ૪

## ૧૪. જ્ઞાનપંચમીની સ્તુતિ.

શ્રીનેમિઃ પંચરૂપત્રિદશપતિકૃતપ્રાજ્યજન્માભિષેક-
શ્ચંચત્પંચાક્ષમત્તદ્વિરદમદભિદા, પંચવક્ત્રોપમાનઃ;
નિર્મુક્તઃ પંચદેહ્યાઃ પરમસુખમયઃ પ્રાસ્તકર્મપ્રપંચઃ,
કલ્યાણં પંચમીસત્તપસિ વિતનુતાં પંચમજ્ઞાનવાન્વઃ. ૧

સંપ્રીણન્સચ્ચકોરાન્ શિવતિલકસમઃ કૌશિકાનન્દમૂર્તિઃ,
પુણ્યાબ્ધિઃ પ્રીતિદાયી સિતરુચિરિવ યઃ સ્વીયગોભિસ્તમાંસિ;
સાન્દ્રાણિ ધ્વંસમાનઃ સકલકુવલયોલ્લાસમુચ્ચૈશ્ચકાર,
જ્ઞાનં પુષ્યાજ્જિનૌઘઃ સ તપસિ ભવીનાં પંચમીવાસરસ્ય. ૨

પીત્વા નાનાભિધાર્થામૃતરસમસમં યાન્તિ યાસ્યન્તિ જગ્મુ-
ર્જીવા યસ્માદનેકે વિધિવદમરતાં પ્રાજ્યનિર્વાણપુર્યામ્;
યાત્વા દેવાધિદેવાગમદશમસુધાકુણ્ડમાનન્દહેતુ-
સ્તત્ પંચમ્યાસ્તપસ્યુદ્યતવિશદધિયાં ભાવિનામસ્તુ નિત્યમ્. ૩

સ્વર્ણાલઙ્કારવલ્ગન્મણિકિરણગણધ્વસ્તનિત્યાન્ધકારા,
હુંકારારાવદૂરીકૃતસુકૃતજનવ્રાતવિઘ્નપ્રચારા;
દેવી શ્રીઅંબિકાખ્યા જિનવરચરણામ્ભોજભૃઙ્ગીસમાના,
પંચમ્યહ્નસ્તપોર્થં વિતરતુ કુશલં ધીમતાં સાવધાના. ૪

૧૫ ( શત્રુંજયમંડણ ઋષભ જિણંદ દયાલ—એ દેશી. )

પાંચમ દિન જન્મ્યા, પાંચ રૂપ સુરરાય,
નેમિને સુરશૈલે, ન્હવરાવા લઈ જાય;

ઇંદ્રિય પંચ ગજને, હણવા પંચાનન સિંહ,
શ્રી હીરરત્ન સૂરીશ્વર, લોપે ન તેહની લીહ. ૧

રાતા ને ધોળા, નીલા કાળા દોય હોય,
સોળ સોવનવાને, ઇમ જિન ચોવીસે જોય,
પંચમ જ્ઞાન પામી, પામ્યા પંચમ ઠાય,
હીરરત્ન સૂરિવર, પ્રણમે તેહના પાય ૨

પાંચમ તપ મહિમા, પ્રવચનમાં પસિદ્ધો,
ભાવે ભવિ પ્રાણી, સદ્દહજો તે સિદ્ધો;
થયા પાસે થાય છે, જેહથી સિદ્ધ અછેહ,
શ્રી હીરરત્નસૂરિ, નિત્ય પ્રકાશે તપ તેહ ૩

ગિરનારને ગોખે, પૂર્યો જેણે વાસ,
સહકારની લુંબી, સોહાવે કર ખાસ,
શાસન રખવાલી, કહે ઉદયરત્ન ઉવજ્ઝાય,
પ્રણમે તે અંબા, શ્રી હીરરત્નસૂરિ પાય ૪

## ૧૬. આઠમની સ્તુતિ.

અભિનંદન જિનવર, પરમાનંદ પદ પામે,
વલી તેમ નેમિસર, જન્મ લહે શિવ કામે,
તિમ મોક્ષ ચ્યવન બેહુ, પામ્યા પાસ સુપાસ,
આઠમના દિવસે, સુમતિ જન્મશુ પ્રકાશ. ૧

વલી જન્મ ને દીક્ષા, ઋષભ તણા જિહા હોય,
સુવ્રત જિન જન્મ્યા, સંભવ ચ્યવન તું જોય,
વલી જન્મ અજિતનો, ઇમ અગિયાર કલ્યાણ,
સંપ્રતિ જિનવરના, આઠમને દિન જાણ. ૨

જિહાં પ્રવચન માતા, આઠતણો વિસ્તાર,
અડ ભંગે જાણો, સવિ જગજીવ વિચાર;
તે આગમ આદર, આણીને આરાધો,
આઠમને દિવસે, આઠ અક્ષય સુખ સાધો. ૩

શાસન રખવાલી, વિદ્યાદેવી સોળ,
સમકિતને સાન્નિધ્ય, કરતી છાકમછોળ;
અનુભવ રસ લીલા, આપે સુજશ જગીશ,
ગુરુ ધીરવિમલનો, **નયવિમલ** કહે શીશ. ૪

## ૧૭. એકાદશીની સ્તુતિ.

ગોપીપતિ પૂછે, પભણે નેમિકુમાર;
ઇહાં થોડે કીધે, લહીએ પુણ્ય અપાર;
મૃગશર અજવાળી, અગ્યારશ સુવિચાર;
પોસહ વિધિ પાળી, સહુ તરીએ સંસાર. ૧

કલ્યાણક હુવા, જિનના સો પચાસ,
તસ ગુણણું ગણતા, પહોંચે વાંછિત આશ;
ઇહાં ભાવ ધરીને, વ્રત કીજે ઉપવાસ;
મૌન વ્રત પાળી, છાંડીજે ભવપાશ. ૨

ભગવંતે ભાખ્યો, શ્રી સિદ્ધાંત મોઝાર;
અગ્યારશ મહિમા, મૃગશરપખ શુદિ સાર;
સવિ અતીત અનાગત, વર્તમાન સુવિચાર;
જિનપતિ કલ્યાણક, છોડે પાપ વિકાર. ૩

ઐરાવણ વાહન, સુરપતિ અતિ બલવંત;
જિમ જગ જશ ગાજે, રમણીકાંત હસંત;

તપ સાનિધ્ય કરજો, મૌન અગ્યારશ સ ત;
તપ કીર્તિ પ્રસરે, શાસન વિનય કર ત. ૪

## ૧૮. શ્રી પર્યૂષણની સ્તુતિ.

વરસ દિવસમા અષાઢ ચોમાસુ, તેહમા વલી ભાદરવો માસ;
આઠ દિવસ અતિ ખાસ,
પર્વ પજુષણ કરો ઉલ્લાસ, અઠ્ઠાઈધરનો કરો ઉપવાસ,
પોસહ લીજે ગુરુ પાસ,
વડાકલ્પનો છઠ્ઠ કરીજે, તેહ તણો વખાણ સુણીજે,
ચૌદ સુપન વાચીજે,
પડવેને દિન જન્મ વંચાય, ઓચ્છવ મહોચ્છવ મ ગળ ગવાય,
વીરજિનેશ્વર રાય. ૧

બીજ દિને દીક્ષા અધિકાર, સાજ સમય નિરવાણ વિચાર,
વીરતણો પરિવાર,
ત્રીજ દિને શ્રી પાર્શ્વ વિખ્યાત, વલી નેમિસરનો અવદાત,
વલી નવ ભવની વાત;
ચોવીશે જિન અંતર તેવીશ, આદિ જિનેશ્વર શ્રી જગદીશ;
તાસ વખાણ સુણીશ,
ધવલ મંગલ ગીત ગહુંલી કરીએ, વલી પ્રભાવના નિત અનુસરીએ,
અઠ્ઠમ તપ જય વરીએ. ૨

આઠ દિવસ લગે અમર પળાવો, તેહ તણો પડહો વજડાવો,
ધ્યાન ધરમ મન ભાવો,
સંવત્સરી દિન સાર કહેવાય, સંઘ ચતુર્વિધ ભેલો થાય,
બારસે સૂત્ર સુણાય,

આસો ચૈત્ર સુદી સાતમ દિનથી, આંબીલ ઓળી કીજેજી,
અરિહંત સિદ્ધ આયરિય ઉવજ્ઝાય, સાધુ સમસ્ત જપીજેજી;
દંસણ નાણ ચરણ તપ, નવપદ ધ્યાન ધરીજેજી,
આગમ વચનામૃત શુભ પાને, જગ જસ શોભા લીજેજી. ૩

કવડ યક્ષ ચક્કેસરી દેવી, સંઘતણી રખવાળીજી,
સેવક જનના વાંછિત પૂરે, મહિમાવંત મયાલીજી;
શ્રી વિજયપ્રભસૂરિ શિરોમણિ, વાચક ઉદય જયકારીજી,
તાસ ચરણકજ મધુકર સેવક, મણિવિજય સુખકારીજી. ૪

## ૨૨. રાત્રિભોજનની થોય.

શાસનનાયક વીરજીએ, પામી પરમ આધાર તો,
રાત્રિભોજન મત કરો એ, જાણી પાપ અપાર તો;
ઘુવડ કાગ ને નાગના એ, તે પામે અવતાર તો,
નિયમ નોકારશી નિત્ય કરો એ, સાંજે કરો ચઉવિહાર તો. ૧

વાસી બોળો ને રીંગણા એ, કંદમૂળ તું ટાળ તો,
ખાતા ખોટ ઘણી કહીએ, તે માટે મન વાળ તો;
કાચા દૂધ ને છાશમાં એ, કઠોળ જમવું નિવાર તો,
ઋષભાદિક જિન પૂજતાએ, રાગે ધરે શિવનાર તો. ૨

હોળી બળેવ ને નોરતા એ, પીપળે પાણી મ રેડ તો,
શીળી સાતમના વાસી વડાએ, ખાતા મોટી ખોટ તો;
સાંભળી સમકિત દૃઢ કરોએ, મિથ્યા પર્વ નિવાર તો,
સામાયક પડિક્કમણું નિત્ય કરોએ, જિનવાણી જગ સાર તો. ૩

ઋતુવંતી અડકે નહિ એ, ન કરે ઘરના કામ તો,
તેના વાંછિત પૂરશે એ, દેવી સિદ્ધાયિકા નામ તો;

હિત ઉપદેશે હર્ષ ધરો એ, કોઈ ન કરશો રીસ તો,
કીર્તિ કમલા પામશો એ, જીવ કહે તસ શિષ્ય તો ૪

## ૨૩. શ્રી વર્ધમાન તપની સ્તુતિ.

સુખકર પ્રભુ દીઠા, વીર નામે વરિઠ્ઠા,
પ્રભુ ગુણ ગરિઠ્ઠા, લાગતા મુજ ઈઠ્ઠા,
હૃદય હોય હિઠ્ઠા, અન્ય દેવે સુજિઠ્ઠા,
ભજું [1]પયકજ સિઠ્ઠા, નાશે કર્મો અનિઠ્ઠા ૧

ચઉવીશ જિન વંદી, ભવ્ય કર્મો નિકંદી,
ન બનો આપ છંદી, તોડવા મોહ ફંદી;
તજો સવિ વાત ગંદી, માર્ગ આગમ પસંદી,
ગળથી ગરવ કંદી, આપશે ભાવનંદી ૨

વ્રત અતિ સુખકારી, વીરનુ ચિત્ત ધારી,
જીવ હોય અવિકારી, આઠ કર્મો નિવારી,
તપ કરી સુખકારી, વર્ધમાન ગુણ ધારી,
જિનકથિત ભારી, પામશો શિવ નારી. ૩

શાસન રખવાળી, દેવી સિદ્ધાઈ સારી,
સંઘ વિઘ્ન નિવારી, હૃષ્ટ હૃદયે થનારી,
સમકિત ગુણધારી, રૂપથી મનોહારી,
સમરુ નિત્ય સવારી, સાધ્યતા લબ્ધિ પ્યારી ૪

---

૧. ચરણકમલ

## ૨૪. શાશ્વતાજિનની સ્તુતિ.

ઋષભ ચંદ્રાનન વંદન કીજે, વારિષેણ દુઃખ વારેજી,
વર્ધમાન જિનવર વલી પ્રણમો, શાશ્વતનામ એ ચારેજી;
ભરતાદિક ક્ષેત્રે મળી હોવે, ચાર નામ ચિત્ત ધારેજી,
તેણે ચારે એ શાશ્વત જિનવર, નમીએ નિત્ય સવારેજી. ૧

ઊર્ધ્વ અધો તીર્છી લોકે થઇ, કોડિ પન્નરશેં જાણોજી,
ઉપર કોડિ બેંતાલીશ પ્રણમો, અડવન લખ મન આણોજી;
છત્રીશ સહસ અસીતે ઉપરે, બિંબતણો પરિમાણોજી,
અસંખ્યાત વ્યંતર જ્યોતિષિમાં, પ્રણમું તે સુવિહાણોજી. ૨

રાયપસેણી જીવાભિગમે, ભગવતીસૂત્રે ભાખીજી,
જંબૂદ્વીપ પન્નતિ ઠાણાંગે, વિવરીને ઘણું દાખીજી;
વલીય અશાશ્વતી જ્ઞાતાકલ્પમાં, વ્યવહાર પ્રમુખે આખીજી,
તે જિનપ્રતિમા લોપે પાપી, જીહાં બહુ સૂત્ર છે સાખીજી. ૩

એ જિનપૂજાથી આરાધક, ઇશાન ઇંદ્ર કહાયાજી,
તેમ સુરિયાભ પ્રમુખ બહુ સુરવર, દેવીતણા સમુદાયાજી;
નંદીશ્વર અઠ્ઠાઇ મહોત્સવ, કરે અતિ હર્ષ ભરાયાજી,
જિન ઉત્તમ કલ્યાણક દિવસે, **પદ્મવિજય** નમે પાયાજી. ૪

## ૨૫. રોહિણીની [ વાસુપૂજ્યની ] સ્તુતિ.

વાસુપૂજ્ય જિનેશ્વર નંદા, જયા માતા આનંદકંદા,
સર્વ જીવા સુખકંદા;
વાસુપૂજ્ય જિનેશ્વર વંદો, ભવ ભવ સંચિત પાપ નિકંદો,
આતમ ગુણ આણંદો. ૧

ઋષભાદિક ચોવીશ જિણુંદા, સેવા કરે નિત્ય સકલ સુરિન્દા,
મન ધરી હરખ આણુંદા,
તાસ ચરણુ સેવે મન શુદ્ધા, શિવસુખ કારણુ સવિએ બુદ્ધા,
નિર્મલ સુરસા દુદ્ધા. ૨

રોહિણી પ્રમુખ તપસ્યા સારી, જે ભાષિત જિનવર ગણુધારી,
ભવિક કરે હિતકારી,
એહવા આગમ જે ચિત્ત ધારે, શ્રી જિનવાણી પઢે પઢાવે,
તેહ અક્ષય સુખ પાવે ૩

શ્રી જિનશાસન સાનિધ્યકારી, ધૂરથી મંગલ દુરિત નિવારી,
સેવો શુભ આચારી,
કલ્યાણુકારી જિનને સેવો, સુરનર પૂજિત શાસનદેવો,
વિઘ્ન હરે નિત્ય મેવો ૪



# ખંડ પાંચમો

## સજ્ઝાયો

### ૧. શ્રી જંબુસ્વામીની સજ્ઝાય.

રાજગૃહી નયરી વસે, ઋષભદત્ત વ્યવહારી રે;
તસ સુત જંબુકુમાર નમું, બાલપણે બ્રહ્મચારી રે
જંબુ કહે જનની સુણો૦ ૧

સ્વામી સુધર્મા આય રે, દીક્ષા લેશું તે કને;
અનુમતિ દ્યો મોરી માય રે. જંબુ૦ ૨

માય કહે સુણો બેટડા, વાત વિચારી કીજે રે;
તરુણ-પણે તરુણી વરી, છોડી કેમ છૂટીજે રે. જંબુ૦ ૩

આગે અરણિક મુનિવરા, ફરી પાછા ઘરે આયા રે;
નાટકણી નેહે કરી, આષાડભૂતિ ભોળાયા રે. જંબુ૦ ૪

વેશ્યા વશ પડયા પછી, નંદિષેણ નગીનો રે;
આર્દ્ર દેશનો પાટવી, આર્દ્રકુમારે કા કીનો રે? જંબુ૦ ૫

સહસ વરસ સંયમ લીયો, તોહી પાર ન પાયા રે;
કુંડલીક જે કરમે કરી, પછી ઘણું પસ્તાયા રે. જંબુ૦ ૬

મુનિવરુ શ્રી રહનેમિજી, નેમિ જિનેસર ભાઈ રે;
રાજીમતિ દેખી કરી, વિષયતણી મતિ આઈ રે. જંબુ૦ ૭

દીક્ષા છે વત્મ' દોહિલી, પાળવી ખાડાની ધારે રે,
સરસ નિરસ અન્ન જીમવુ, સુવુ ડાભ સથારે રે જંબુ૦ ૮
દીક્ષા છે વત્સ દોહીલી, કહ્યો અમારો કીજે રે,
પરણો પનોતા પદમિણી, અમ' મનોરથ પૂરીજે રે જંબુ૦ ૯
જંબુ કહે જનની સૂણો, ધન્ય ધન્નો અણગારો રે,
મેઘ મુનીશ્વર મોટકો, શાલીભદ્ર સભાગો રે જંબુ૦ ૧૦
ગજસુકુમાલ ગુણ ભર્યા, આતમ સાધન કીધો રે,
ષટ્માસી' તપ પારણે, ઢઢણે કેવળ લીધો રે જંબુ૦ ૧૧
દશાર્ણભદ્ર કેવળ લહી, પાય લગાડયો છે ઈંદો રે,
પ્રસન્નચન્દ્ર કેવલ લહી, પામ્યો છે પરમાનંદો રે જંબુ૦ ૧૨
એમ અનેક મુનિવર હુઆ, કહેતા પાર ન પાય રે,
અનુમતિ દ્યો મોરી માતજી, ક્ષણ લાખીણો જાય રે જંબુ૦ ૧૩
પાચસે સત્તાવીશશું, જંબુકુમાર પરવરીયો રે,
પચ મહાવ્રત ઉચ્ચરી રે, ભવજલસાયર તરીયો રે. જંબુ૦ ૧૪
જંબુ ચરમ જ કેવલી, તાસ તણા ગુણ ગાયા રે,
પંડિત લલિતવિજય તણો, હિતવિજય સુપસાયા રે. જંબુ૦ ૧૫

## ૨. પ્રતિક્રમણની સજઝાય.

કર પડિક્કમણું પ્રેમથી, સમભાવે મન લાય,
અવિધિ દોષ જે સેવશોજી, તો નહિ પાતિક જાય;
ચેતનજી ઈમ કીમ તરશોજી ? ૧
સામાયકમા સામટીજી, નિદ્રા નયન ભરાય,
વિકથા કરતા પારકીજી, અતિ ઉલ્લસિત મન થાય ચેતનજી ૨

કાઉસ્સગ્ગમાં ઊભા થઈજી, કરતા દુઃખે રે પાય;
નાટક પેખણુ દેખતાંજી, ઊભા રયણી જાય. ચેતનજી. ૩.
સંવરમાં મન નવિ ઠરેજી, આશ્રવમાં હોંશિયાર;
સૂત્ર સુણે નહિ શુભ મનેજી, વાત સુણે ધરી પ્યાર. ચેતનજી. ૪
સાધુ જનથી વેગળોજી, નીચશું ધરે છે રે સ્નેહ;
કપટ કરે કોડો ગમેજી, ધરમમાં ધ્રૂજે દેહ. ચેતનજી. ૫
ધરમની વેળા નવિ દીએજી, ફુટી કોડી રે એક;
રાઉલમાં રૂંધ્યો થકોજી, ખૂણે ગણી દીએ છેક. ચેતનજી. ૬
જિનપૂજા ગુરુ વંદનાજી, સામાયક પચ્ચખ્ખાણ;
નોકારવાલી નવિ રુચેજી, કરે મન આરત ધ્યાન. ચેતનજી. ૭
ક્ષમા દયા મન આણીયેજી, કરીએ વ્રત પચ્ચખ્ખાણ;
ધરીયે મનમાંહે સદાજી, ધરમ શુકલ દોય ધ્યાન.
ચેતનજી ઈમ ભવ તરશોજી. ૮
શુદ્ધ મને આરાધશોજી, જો ગુરુના પદપદ્મ;
રૂપવિજય કહે પામશોજી, તો સુર નર શિવસદ્મ.
ચેતનજી ઈમ ભવ તરશોજી. ૯

## ૩. સમતા વિષે સજઝાય.

( રાગ—આશાવરી )

જબ લગ સમતા ક્ષણુ નહિ આવે, જબ લગ ક્રોધ વ્યાપક હૈ અંતર;
તબ લગ જોગ ન સુહાવે. જબ૦ ૧
બાહ્ય ક્રિયા કરે કપટ કેળવે, ફીરકે મહંત કહાવે,
પક્ષપાત નહિ છોડે કબહુ, ઉનકું કુગતિ બોલાવે. જબ૦ ૨

જિન જોગીને ક્રોધ કિયા તે, ઉનકું સુગુરુ બતાવે,
નામ ધારક ભિન્નભિન્ન બતાવે, ઉપશમ વિન દુઃખ પાવે જબ૦ ૩

ક્રોધ કરી ખંધક આચારજ, હુઓ અગ્નિકુમાર,
દંડકી નૃપનો દેશ પ્રજાળ્યો, ભમીયો ભવ મોઝાર જબ૦ ૪

સાંબપ્રદ્યુમ્ન કુમાર સંતાપ્યો, કષ્ટ દીપાયન પાય;
ક્રોધ કરી તપનો ફલ હાર્યો, કીધો દ્વારિકા દાહ. જબ૦ ૫

કાઉસ્સગમાં ચઢીયો અતિ ક્રોધ, પ્રસન્નચંદ્ર ઋષિરાય;
સાતમી નરકતણા દલ મેલી, કડવા તે ન ખમાય. જબ૦ ૬

પાર્શ્વનાથને ઉપસર્ગ કીધો, કમઠ ભવાંતર ધીઠ,
નરક તિર્યંચતણા દુઃખ પામી, ક્રોધતણા ફલ દીઠ. જબ૦ ૭

એમ અનેક સાધુ પૂરવધર, તપીયા તપ કરી જેહ,
કારજ પડે પણ તે નવિ ટકીયા, ક્રોધતણા બલ એહ જબ૦ ૮

સમતા ભાવ વલી જે મુનિ વરીયા, તેહનો ધન્ય અવતાર,
ખંધક ઋષિની ખાલ ઉતારી, ઉપશમે ઉતર્યા પાર. જબ૦ ૯

ચંડરૂદ્ર આચારજ ચાલતા, મસ્તક દીયા પ્રહાર,
સમતા કરતા કેવલ પામ્યો, નવદીક્ષિત અણગાર જબ૦ ૧૦

સાગરચંદનું શિર પ્રજાલ્યું, ઋષભસેન નરિંદ,
સમતા ભાવ ધરી સુરલોકે, પોતા પરમાનંદ. જબ૦ ૧૧

ખિમા કરતા ખરચ ન લાગે, ભાગે ક્રોડ કલેશ,
અરિહંત દેવ આચારજ થાયે, વાધે સુજશ પ્રવેશ જબ૦ ૧૨

## ૪. દશમાઅધ્યયનની સજ્ઝાય.

( તે તરીયા ભાઇ તે તરીયા—એ દેશી )

તે મુનિ વંદો તે મુનિ વંદો, ઉપશમ રસનો કંદો રે;
નિર્મલ ધ્યાન ક્રિયાનો ચંદો, તપ તેજે જેહવો દિણંદો રે. તે૦ ૧

પંચાશ્રવનો કરી પરિહાર, પંચ મહાવ્રત ધારો રે;
ષટ્કાયજીવતણો આધાર, કરતો ઉગ્ર વિહારો રે. તે૦ ૨

પંચ સમિતિ ત્રણ ગુપ્તિ આરાધે, ધર્મધ્યાન નિરાબાધ રે;
પંચમ ગતિનો મારગ સાધે, શુભ ગુણ તો ઇમ વાધે રે. તે૦ ૩

ક્રય વિક્રય ન કરે વ્યાપાર, નિર્મમ નિરહંકાર રે;
ચારિત્ર પાલે નિરતિચારે, ચાલતો ખડ્ગની ધાર રે. તે૦ ૪

ભોગને રોગ કરી જે જાણે, આપે પુણ્ય વખાણે રે;
તપ શ્રુતનો મદ નવી આણે, ગોપવી અંગ ઠેકાણે રે. તે૦ ૫

છાંડી ધન કણ કંચન ગેહ, થઇ નિસ્નેહી નિરિહ રે;
ખેહ સમાણી જાણી દેહ, નવિ પોસે પાપે જેહ રે. તે૦ ૬

દોષરહિત આહાર જે પામે, જે લૂખે પરિણામે રે;
લેતે દેહનું સુખ નવિ કામે, જાગતો આઠે ઇ જામે રે. તે૦ ૭

રસના રસ રસીયો નવી થાવે, નિર્લોભી નિર્માય રે;
સહે પરિસહ સ્થિર કરી કાયા, અવિચલ જિમ ગિરિરાયા રે. તે૦ ૮

રાતે કાઉસ્સગ્ગ કરી શમશાને, જો તીહાં પરિસહ જાણે રે;
તો નવી ચૂકે તેહવે ટાણે, ભય મનમાં નવી આણે રે. તે૦ ૯

કોઇ ઉપર ન ધરે ક્રોધ, દીયે સહુને પ્રતિબોધ રે;
કર્મ આઠ ઝીંપવા જોધ, કરતો સંયત શોધ રે. તે૦ ૧૦

દશવૈકાલિક દશમાધ્યયને એમ ભાખે આચાર રે;
તે ગુરુ લબ્ધિસૂરિ રાજ્યે, વૃદ્ધિવિજય જયકાર રે. તે૦ ૧૧

## ૫. ગજસુકુમાલની સજ્ઝાય.

સોનાકેરા કાંગરા, રૂપાકેરા ગઢ રે,
કૃષ્ણજીની દ્વારિકા જોવાની રઢ લાગી રે;
ચિરંજીવો કુંવર! તુમે ગજસુકુમાલ રે,
આ પૂરા પુન્યે પામીયા. ચિરં૦ ૧

નેમિ જિણંદ આવ્યા, વંદન ચાલ્યા બાઈ રે;
ગજસુકુમાલ વીરા, સાથે બોલાઈ રે. ચિરં૦ ૨

વાણી સુણી વૈરાગ્ય ઉપન્યો, મન મોહ્યું એમા રે;
શ્રી જૈન ધર્મ વિના, સાર નથી શેમા રે. ચિરં૦ ૩

ઘેર આવી એમ કહે, રજા દિયો માતા રે;
સંયમ સુખે લહું જેથી, પામું સુખશાતા રે. ચિરં૦ ૪

મૂર્છાણી માડી કુંવર, સુણી તારી વાણી રે;
કુંવર કુંવર કહેતા માતા, આયા આંખે પાણી રે. ચિરં૦ ૫

હૈયાનો હાર વીરા, તજ્યો નવિ જાય રે;
દેવનો દીધેલો તુજ વિણ, સુખ નવિ થાય રે. ચિરં૦ ૬

સોના સરીખા [illegible], કંચન વરણી કાયા રે;
એવી કાયા [illegible], થાશે ધૂળધાણી રે. ચિરં૦ [illegible]

સંજમ [illegible] નથી જરી સુખ રે;
બાવીશ [illegible] સહેવા દુષ્કર રે;

દુઃખથી બળેલા દેખું, સંસાર અટારો રે;
કાયાની માયા જાણી, પાણીનો પરપોટો રે. ચિરં૦ ૯

જાદવ કૃષ્ણ એમ કહે, રાજ વીરા કેરો રે;
હજારોહાજર ઊભા, છત્ર તમે ધરો રે. ચિરં૦ ૧૦

સોનૈયાની થેલી કાઢો, ભંડારી બોલાઈ રે;
ઓઘા પાતરા લાવો વીરા, દીક્ષા દિયો જાઈ રે. ચિરં૦ ૧૧

રાજપાટ વીરા હવે, સુખે તમે કરો રે;
દીક્ષા આપો મને, છત્ર તમે ધરો રે. ચિરં૦ ૧૨

આજ્ઞા આપી ઓચ્છવ કરે, સંજમ લીધો હાથે રે;
દેવકી કહે ભાઇ, સંજમ ચિત્ત સ્થાપો રે. ચિરં૦ ૧૩

મુજને તજીને વીરા, અવર માત મત કીજે રે;
કર્મ ખપાવી એહભવ, વહેલી મુક્તિ લીજે રે. ચિરં૦ ૧૪

કુંવર અંતેઊર મેલી, સાધુ વેશ શીદ લીધો રે ?
ગુરુ-આજ્ઞા લઈને સ્મશાને, કાઉસગ્ગ કીધો રે. ચિરં૦ ૧૫

ખેરના અંગારા લઈને, મસ્તકે ઠાયા રે;
જંગલે જમાઇ જોઇને, સોમલ સસરા કોપ્યા રે. ચિરં૦ ૧૬

મોક્ષ પાળ બંધાવી સસરાને, દોષ નવિ દીધો રે;
વેદના અનંતી સહી, સમતા રસ પીધો રે. ચિરં૦ ૧૭

ધન્ય જન્મ ધાર્યો તમે, ગજસુકુમાલ રે;
કર્મ ખપાવી તમે, હૈયે ધરી હાસ રે. ચિરં૦ ૧૮

વિનયવિજય કહે એહવા, મુનિને ધન્ય રે;
કર્મના બીજ બાળી, જીતી લીધું મન રે. ચિરં૦ ૧૯

## ૬. શ્રી નંદિષેણની સજ્ઝાય.

( મારુ મન મોહ્યુ રે, શ્રી સિદ્ધાચળે રે—એ દેશી )

સાધુજી ન જઇએ રે પરઘર એકલા રે, નારીનો કવણ વિશ્વાસ,
નંદિષેણ ગણિકા વચને રહ્યા રે, બાર વરસ ઘરવાસ સા૦ ૧

સુકુલીની વરકામિની પાચસે રે, સમરથ શ્રેણિક તાત;
પ્રતિબૂઝયો વચને જિનરાજને રે, વ્રતની કાઢી રે વાત. સા૦ ૨

ભોગ કરમ પોતે વિણુ ભોગવે રે, ન હોવે છૂટક બાર,
વાત કરે છે શાસનદેવતા રે, લીધો સંજમ ભાર. સા૦ ૩

કંચન કોમલ કાયા મોસવી રે, સરસ નીરસ આહાર,
સંવેગી મુનિવર શિરસેહરો રે, બહુ બુદ્ધિ અક્કલ ભંડાર. સા૦ ૪

વેશ્યા ઘર પહોત્યો અણજાણતો રે, ધર્મલાભ દીયે જામ,
ધર્મલાભનુ કામ ઈહા નહિ રે, અર્થલાભનો કામ. સા૦ ૫

બોલ ખમી ન શકયા ગરવે ચડયા રે, એ ખ્યો તરણો નેવ,
દીઠો ઘર સારો અરથે ભર્યો રે, જાણે પ્રત્યક્ષ દેવ. સા૦ ૬

હાવભાવ વિભ્રમ વશે આદરી રે, વેશ્યા શું ઘરવાસ;
પણ દિન પ્રતિ દસ દસ પ્રતિબુઝવી રે, મૂકે પ્રભુની પાસ સા૦ ૭

એક દિવસ નવ તો આવી મલ્યા રે, દસમો ન બૂઝે કોય;
આસંગાયત હાસ્ય મિષે કહે રે, પોતે દશમા રે હોય સા૦ ૮

નંદિષેણ ફરી સંયમ લીયે રે, વિષયથકી મન વાળ,
ચૂકીને પણ જે પાછા વળે રે, તે વિરલા ઇણે કાળ. સા૦ ૯

વ્રત અકલંક ને રાખવા ખપ કરે રે, તો ઇણ જૂઠે સંસાર;
કહે જિનરાજ કહે તું એકલો રે, પરઘરગમન નિવાર સા૦ ૧૦

## ૭. શ્રી મરુદેવી માતાની સજ્ઝાય.

એક દિન મરુદેવી આઈ, કહે ભરતને અવસર પાઈ;
તું તો ષટ્ખંડ પૃથ્વી માણે, મારા સુતનું દુઃખ નવિ જાણે રે.
સુણો પ્રેમધરી. ૧

તું તો ચામર છત્ર ધરાવે, મારો ઋષભ પંથે જાવે;
તું તો સરસા ભોજન આશી, મારો ઋષભ નિત્ય ઉપવાસી રે.
સુણો૦ ૨

તું તો મંદિરમાં સુખ વિલસે, મારો અંગજ ધરતી ફરસે;
તું તો સ્વજન કુટુંબે મહાલે, મારો ઋષભ એકલો ચાલે રે.
સુણો૦ ૩

તું તો વિષયતણો સુખ શોચી, મારા સુતની વાત ન પૂછી;
એમ કહેતાં મરુદેવી વયણે, આંસુ જળ લાગ્યાં નયણે.
સુણો૦ ૪

એમ સહસ વરસને અંતે, લહ્યું કેવલ ઋષભ ભગવંતે;
હવે ભરત ભણે સુણો આઈ, સુત દેખી કરો વધાઈ રે.
સુણો૦ ૫

આઈ ગજ ખંધે બેસાડયાં, સુત મળવાને પધાર્યા;
કહે એહ અપૂરવ વાજા, કીણ વાજે છે તે તાજા રે.
સુણો૦ ૬

તવ ભરત કહે સુણો આઈ, તુમ સુતની એ ઠકુરાઈ;
તુમ સુત ઋદ્ધિ આગે સહુની, તૃણ તોલે સુરનર બેહુની રે.
સુણો૦ ૭

હરખે નયને જલ આવે, તવ પડલ એક ખરી જાવે,
હું જાણુતી દુ:ખીઓ દીધો, સુખીઓને સહુથી અધિકો રે.
સુણો૦ ૮

ગયા મોહ અનિત્યતા ભાવે, તવ સિદ્ધસ્વરૂપી થાવે,
તવ જ્ઞાનવિમલ શિવનારી, તસ પ્રગટે અનુભવ સારી રે.
સુણો૦ ૯

## ૮. ચંદનબાલાની સજ્ઝાય.

( નારે પ્રભુ ! નહિ માનુ–એ–દેશી )

મારું મન મોહ્યુ જી—
ઈમ બોલે ચંદનબાલા મારું૦, મુજ ફલીયો સુરતરુ શાલ,
મારું૦

હું રે ઉમરડે બેઠી હુંતી, અઠ્ઠમ તપને અંતે,
હાથ ડસકલા ચરણે બેડી, મહારા મનની ખંતે. મારું૦ ૧

શેઠ ધનાવહે આણી દીધા, અડદ બાકુળા ત્યારે,
એહવામાં શ્રી વીર પધાર્યા, કરવા મુજ નિસ્તારે મારું૦ ૨

ત્રિભુવન નાયક નિરખી નયણે, હરખી ચિત્ત મઝાર,
હરખ આંસુજલ હું વરસતી, પ્રતિલાભ્યા જયકાર. મારું૦ ૩

પંચ દિવ્ય તવ દેવ કરે શુચિ, વરસી કંચન ધાર,
માનું અડદ અન્ન દેવા મિષે, વીર કર્યા તિણ વાર મારું૦ ૪

જ્ઞાનવિમલ પ્રભુજીને હાથે, લીધો સંજમ ભાર,
વસુમતિ તવ કેવલ લહીને, પામી ભવજલ પાર મારું૦ ૫

## ૯. રાજીમતીની સજ્ઝાય.

પ્રણમી સદ્દ્ગુરુ પાય, ગાઇશું રાજીમતી સતીજી;
જિણુરે શીલ અખંડ, પ્રતિબોધ્યો દેવર યતિજી. ૧

નાહ વંદનને હેત, રૈવતગિરિ ગઇ કામિનીજી;
મારગ વૂઠ્યા હો મેહ, ચિહું દિશિ ચમકે દામિનીજી. ૨

ભીના ચૂનડી ચીર, તેહ પસારે ગુફા જિહાંજી;
દેવર દેખી દેહ, ચતૂર ચૂકયો કાઉસ્સગ્ગ તિહાંજી. ૩

બોલ્યો મુનિવર બોલ, મૃગનયણી દેખી કરીજી;
મધુરા કરશ્યા રાજ, તુજ ઉપર પ્રીત મેં ધરીજી. ૪

છોડો છોકરવાદ, નરકાવાસે કાં નડોજી ?
વિરુઆ વિષય વિકાર, ભવસાયરમાં કાં પડોજી ? ૫

સુંદરિ ! સાંભળો શિખ, કઠીન હૈયું કોમલ કરોજી;
બોલો વચન વિમાસ, પાપે પિંડ કિશ્યો ભરોજી ? ૬

જગમેં જોવન જોર, જલતંતુ જિમ ગજ ગ્રહેજી;
યૌવન જલણે પૂર, જ્ઞાન ગજ અલગો રહ્યોજી. ૭

યૌવન દિવસ બે ચાર, ચંદ્રમુખિ ! રસ ચાખીયેજી;
જાદવકુળના જોગીંદ, ઓછી મતિ કિમ રાખીયેજી ? ૮

તુજ બંધન મુજ નાહ, સમવસરણ લીલા કરેજી;
જિણુરી મોટી લાજ, સુરપતિ સહુ ચામર ધરેજી. ૯

શરમાણો સુકુલીન, ચારિત્ર ચોકખો ચિત્ત ધર્યોજી;
સતીરી નિસુણી શિખ, ભવસાયર હેલે ઉતર્યોજી. ૧૦

જે પાલે નર શીલ, સુરપતિ સમ જિનવર કહ્યોજી;
હિતવિજય કહેએમ, અવિચલ પદ રાજુલ લહ્યોજી. ૧૧

## ૧૦. આત્મશિક્ષારૂપ નાણાવટીની સજ્ઝાય.

( હે સુખકારી! આ સંસારથકી જો મુજને ઉધરે—એ દેશી )

હો નાણાવટી, નાણુ નિરભય ખરું પરખાવી લેજે,
તને ધૂતી જશે, પારખસરનું નિરમળ નજરે જોજે,
આ શહેરમા ઠગ બહુ આવે છે, તે તો ખોટા રૂપીયા લાવે છે,
સહુ સંસારને મન ભાવે છે. હો નાણાવટી૰ ૧

ચૌટે બેસી લેજે નાણુ, ખરુ ખોટું પરખી મવિ જાણું;
તારે આ અવસર રળવા ટાણુ હો નાણાવટી૰ ૨

હાટે બેસી વેપાર કરજે, કોથળીમા નાણુ ખરુ ભરજે,
કપટીની સંગત પરિહરજે હો નાણાવટી૰ ૩

અહીં રૂપૈયો સિક્કા સઇ ચાલે, તારુ પારખુ હોય તો પારખી લે,
જો ખોટા હશે તો નહી ચાલે. હો નાણાવટી૰ ૪

તુ તો લોભી શહેરનો છે રાજા, તને લોભે મળીયા ઠગ ઝાઝા,
તેહવી પરજા જેહવા રાજા હો નાણાવટી૰ ૫

તુ તો માઝમ રાતનો વેપારી, તારી પરદેશે ચીઠ્ઠીઓ ચાલી,
તારા નામની હુંડીઓ સીકારી હો નાણાવટી૰ ૬

નવિ જાણે કપટીની વાતો, ખોટે નાણે રખે લલચાતો,
તું તો સુરત શહેરનો વટવાતો હો નાણાવટી૰ ૭

ઈમ બોલે વિવેક વાણી, કવિ રૂપવિજય દિલમા આણી,
તમે સાભળજો ભવિયણ પ્રાણી હો નાણાવટી૰ ૮

## ૧૧. શ્રી વૈરાગી પદ.

( તાલ-લાવણી. )

ચેતે તો ચેતાવું તુને રે, પામર પ્રાણી-એ ટેક૦
તારે હાથે વપરાશે તેટલું જ તારું થાશે,
બીજું તો બીજાને જાશે રે. પામર૦ ૧
સજી ઘરબાર સારું, મિથ્યા કહે છે મારું મારું;
તેમાં નથી કશું તારું રે. પામર૦ ૨
માખીઓએ મધ કીધું, ન ખાધું ન દાન દીધું;
લૂંટનારે લૂંટી લીધું રે. પામર૦ ૩
ખંખેરીને હાથ ખાલી, ઓચીંતું જવું છે ચાલી;
કરે માથાફોડ ઠાલી રે. પામર૦ ૪
સાહુકારીમાં સવાયો, લખોપતી તું લેખાયો;
કહે સાચું શું કમાયો રે ? પામર૦ ૫
કમાયો તું માલ કેવો, તારી સાથે આવે એવો;
અવેજ તપાસ એવો રે. પામર૦ ૬
હજી હાથમાં છે બાજી, કર તું પ્રભુને રાજી;
તારી સૂકી થાશે તાજી રે. પામર૦ ૭
હાથમાંથી બાજી જાશે, પછીથી પસ્તાવો થાશે;
કશું ન કરી શકાશે રે. પામર૦ ૮
ખોળામાંથી ધન ખોયું, ધૂળથી કપાલ ધોયું;
જાણુપણું તારું જોયું રે. પામર૦ ૯

## ૧૨. પર્યુષણપર્વની સજ્ઝાય.

( રાગ-સારંગ )

પર્યુષણપર્વ હો પ્યારો, મહા સુખખાણ છે,
અઠ્ઠાઇ કરણી પ્યારી, ગુરુ કહે ખૂબ વિસ્તારી,
કલ્પસૂત્ર વાણી મીઠી, વીરના વખાણ છે પર્યુષણ૦ ૧

પાર્શ્વનેમિ ઋષભ પ્યારું, ચરિત્ર વચાય સારુ,
સ્થિરાવલિ સ્થવિર ગુરુની, આપે ઓળખાણ છે પર્યુષણ૦ ૨

સમાચારી ગુરુની કયારી, કહે મુનિ કરણી સારી,
પાળો અનુમોદો વ્હાલો, ભવાબ્ધિ વહાણ છે પર્યુષણ૦ ૩

છઠ્ઠ અઠ્ઠમ આદિ જાણો, તપ જેમા થાય પ્રધાનો,
ભવિ નિજ ભાવ વધારી, મીટાવે અજ્ઞાણ છે પર્યુષણ૦ ૪

અમારી પડહ બજાવો, આરંભ સવિ દૂર કરાવો,
બનો બાહ્ય તપ જપ ધારી, એહથી કલ્યાણ છે. પર્યુષણ૦ ૫

ક્રોધ માન માયા મારો, દુષ્ટ લોભ દિલથી વારો,
સમભાવ દિલમા ધારો, જનમ પ્રમાણ છે. પર્યુષણ૦ ૬

વળી વેર ઝેર ખમજો, ચૈત્ય પરિપાટી કરજો,
આતમગુણે સ્થિરતા ધરજો, એવી જિન આણ છે. પર્યુષણ૦ ૭

ક્ષમે તે આરાધક જાણો, અક્ષમી વિરાધક માનો,
સામાન્ય જનના મેટો, ખરો એજ જાણ છે. પર્યુષણ૦ ૮

લાખ ચોરાશી ભટકયો, જગમા ટાપો લટકયો;
કાલ અનંતો ખોયો, થઈ ન પીછાણ છે પર્યુષણ૦ ૯

અનંતુ પુણ્ય જાણો, જિનવર ધર્મ પિછાણો;
આગમ અબાધિત શ્રદ્ધા, રાખે શિવ ઠાણુ છે. પર્યુષણ૦ ૧૦

વિષયવિહીન બનજો, આતમકજ નિર્મળ કરજો;
ધરી લબ્ધિ અઠવીશ પ્યારો, શિવપુર પ્રયાણુ છે. પર્યુષણ૦ ૧૧

૧૩ (રાગ–એશ કે સામાન સબ એક દિન યહાં રહ જાયેંગે)

નરજન્મ સુંદર પુણ્યથી, પામી વૃથા ખોશો નહિ;
વીર પુત્રો ધર્મ કરતાં, દુઃખને જોશો નહિ.
પરવશે તેં નરક કેરાં, દુઃખ લીધાં બહુ સહી;
દેવગુરુધર્મસેવા, પ્રેમથી ચૂકો નહિ. નરજન્મ૦ ૧

નલપ્રિયા દમયન્તી દેખો, દુઃખથી દાઝી ગઈ,
ક્રૂર કર્મોના પ્રતાપે, અંજના દુઃખી થઈ;
સીતા વિયોગે રામના, રાવણ ઘરે સુકાઇ ગઈ,
કર્મના એ વિકટ ભાવો, ધર્મથી વારો સહી. નરજન્મ૦ ૨

વીર પ્રભુના કાને ખીલા, કર્મ લીલા એ કહી,
ચંડાલને ત્યાં હરિશ્ચન્દ્રે, કર્મથી પાણી વહી;
દ્રૌપદી સતી કર્મથી, પતિ પંચ તે પામી સહી,
વીરકેરો ધર્મ પાળી, કર્મને દેજો દહી. નરજન્મ૦ ૩

હાટ હવેલી હેમ હીરા, અહીં બધું એ રહી જશે,
કાચી કાયા કુંપળ જેવી, પલકમાં કરમાઇ જશે;
ધર્મહીન ઓ જીવડા! પરલોક જાતાં શું થશે?
તાત ને વળી માત ભ્રાતા, કુટુંબ સૌ અહીં રહી જશે. નરજન્મ૦ ૪

ધન્ય હો ખંધક મુનિને, શરીરની પરવા નહિ,
આકરા તપ તેહ તપતા, ખડખડ હાડો સહી;

ખેર અંગારે ભરી સગડી, મૂકી નિજ શિર પરે,
ધન્ય ગજસુકુમાલ મુનિ, ચીકણા કર્મો હરે નરજન્મ૦ ૫

એક એક પ્રદેશમા, અનન્ત મરણો તેં લહ્યા,
એક શ્વાસોશ્વાસમા, સત્તર અધિક મરણો સહ્યા,
અમૂલ્ય વચનો વીરકેરા, સાભળી બુઝયો નહિ,
ગહન ગતિ હા ! મોહની, ધર્મ તો સૂઝયો નહિ. નરજન્મ૦ ૬

ધર્મ શ્રી જિનરાજકેરો, મેળવ્યો શુભ ભાગ્યથી,
કેળવો સયમ સ્વભાવે, ચરણ પાળો ભાવથી,
સુખડા રૂડા છે મુક્તિકેરા, એ ચહો ભવિ ચાહથી,
આત્મકમલે લબ્ધિ લેવા, દૂર રહો ભવદાહથી. નરજન્મ૦ ૭

## ૧૪. ચેતનને ચમકીની સજ્ઝાય.

( રાગ-ભાગતકા ડકા આલમ મે )

તું ચેત મુસાફીર ચેત જગ, કયો માનત મેરા મેરા હૈ,
ઈસ જગમે નહી કોઈ તેરા હૈ, જો હૈ સો સભી અનેરા હૈ,
સ્વારથકી દુનિયા ભૂલ ગયા, કયો માનત મેરા મેરા હૈ. તું૦ ૧

કુછ દિનકા જહા બસેરા હૈ, નહી શાશ્વત તેરા ડેરા હૈ,
કર્મોકા ખૂબ યહા ઘેરા હૈ, કયો માનત મેરા મેરા હૈ તુ૦ ૨

એ કાયા નશ્વર તેરી હૈ, એક દિન વો રાખકી ઢેરી હૈ,
જહા મોહકા ખૂબ અંધેરા હૈ, કયો માનત મેરા મેરા હૈ તું૦ ૩

બૂરી એ દુનિયાદારી હૈ, દુખ જન્મ મરણકી કયારી હૈ;
દુખદાયક ભવકા ફેરા હૈ, કયો માનત મેરા મેરા હૈ. તુ૦ ૪

ગતિ ચારકી નદીયાં જારી હૈ, ભવસાગર બડા હી ભારી હૈ;
મમતા વશ વહાં બસેરા હૈ, કયોં માનત મેરા મેરા હૈ. તું૦ ૫

મન આત્મકમલ મેં જોડ લીયા, લક્ષ્મિ માયાકો છોડ દીયા;
ગુણ મસ્તક સંજમ શેરા હૈ, કયોં માનત મેરા મેરા હૈ. તું૦ ૬

## વૈરાગ્યવર્ધક સજઝાય.

( રાગ—ઓ માડીરે મારી નાડોના ધબકારા. )

ઓ જીવડારે તારી મતિ તું કેમ બગાડે ? નહિ ધર્મપ્રેમ લગાડે;
તારી કાલઘુઘરી વાગે.

ઓ જીવડારે તું નર્ક નિગોદે ફસીયો, તને ક્રોધ સાપે ડસીયો;
નહિ ધર્મધ્યાનમાં વસીયો. તારી૦ ૧

ઓ જીવડારે વિષયારસને પીતો, પ્રભુ આગમથી નહિ બીતો;
તને લાગશે કર્મ પલીતો. તારી૦ ૨

ઓ જીવડારે કેમ મોહનિંદમાં સૂતા, દુઃખરૂપ પડે શિર જુતા;
તું બના વિષયના કુત્તા. તારી૦ ૩

ઓ જીવડારે તારા શ્વાસ આવે ને જાવે, પરલોકની વાટ બતાવે;
ધન કણ કંચન રહી જાવે. તારી૦ ૪

ઓ જીવડારે એ દેહ મુસાફિરખાના, એક દિન થવું છે રવાના;
તું સમજી લેને શાણા. તારી૦ ૫

ઓ જીવડારે તું મારું મારું કરી માને, તારું ભાન નહિ ઠેકાણે;
ગફલતમાં રાચે શાને ? તારી૦ ૬

ઓ જીવડાંરે તને કર્મે નાચ નચાયા, છે નશ્વર કાચી કાયા;
તું છોડ જગતની માયા. તારી૦ ૭

ઓ જીવડારે તારુ ક્ષણક્ષણ આયુષ્ય તૂટે, તારું આતમધનમોહ લૂંટે;
અણધાર્યાં પ્રાણ તે છૂટે. તારી૦ ૮

ઓ જીવડારે તું જાગ લાગ પ્રભુ ધર્મે, ન પડ તું ખોટા કર્મે,
કૂટાતા નાહક ભર્મે તારી૦ ૯

ઓ જીવડારે જોતા જોતા કેઇ ચલીયા, જઇ મસાણ માહી મળીયા,
થયા રાખ આગથી બળીયા તારી૦ ૧૦

ઓ જીવડારે જો આત્મકમલમા રમશો, તો ચોરાશી નહિ ભમશો,
લબ્ધિ શિવસુખડા વરશો તારી૦ ૧૧

## શીયલની સજ્ઝાય.

( ધન્ય ધન્ય તે દિન માહરો )

શીયલ સમુ વ્રત કો નહિ, શ્રી જિનવર ભાખે રે;
સુખ આપે જે શાશ્વતા, દુર્ગતિ પડતા રાખે રે શી૦ ૧

વ્રત પચ્ચખ્ખાણ વિના જુઓ, નવ નારદ જેહ રે,
એકજ શીયલતણે બલે, ગયા મુકતે તેહ રે શી૦ ૨

સાધુ અને શ્રાવકતણા, વ્રત છે સુખદાયી રે,
શિયલ વિના વ્રત જાણજો, કુસકા સમ ભાઈ રે. શી૦ ૩

તરુવર મૂળ વિના જિસ્યો, ગુણ વિણ લાલ કમાન રે,
શીયલ વિના વ્રત એહવુ, કહે વીર ભગવાન રે શી૦ ૪

નવ વાડે કરી નિર્મળુ, પહેલુ શીયલજ ધરજો રે;
ઉદયરત્ન કહે તે પછી, વ્રતનો ખપ કરજો રે. શી૦ ૫



# ખંડ—છઠ્ઠો

## શ્રી સ્નાત્ર પૂજા તથા પૂજાની વિધિ

### સ્નાત્ર વિધિ

૧. પ્રથમ ત્રણ ગઢને બદલે સુંદર ત્રણ બાજોઠ મૂકી તે ઉપર સિંહાસન મૂકવું.

૨. પછી નીચેના બાજોઠ ઉપર વચમાં કેશરનો સાથીયો કરી ઉપર ચોખા પૂરીને શ્રીફળ મૂકવું.

૩. પછી તે જ બાજોઠ ઉપર કેશરના સાથીયા આગળ બીજા ચાર સાથીયા કરી તે ઉપર ચાર કળશ પંચામૃતથી ભરી હરેક કળશને નાડાછડી બાંધીને મૂકવા.

૪. સિંહાસનના મધ્ય ભાગમાં કેશરનો સાથીયો કરી ચોખા પૂરી રૂપાનાણું મૂકી ત્રણ નવકાર ગણી તેના ઉપર ધાતુના પ્રતિમાજી પધરાવવા.

૫. વળી પ્રતિમાજીની આગળ બીજો સાથીયો કરી તેના ઉપર સિદ્ધચક્રજી પધરાવવા.

૬. પ્રતિમાજીની જમણી બાજુએ પ્રતિમાજીની નાસિકા સુધી ઊંચો ઘીનો દીવો મૂકવો. તથા ડાબી બાજુએ ધૂપધાણું મૂકવું.

૭ પછી સ્નાત્રીયાઓએ હાથે નાડાછડી બાધી હાથમા પંચામૃત ભરેલો કળશ લઈ, ત્રણ નવકાર ગણી, પ્રભુજીને તેમ જ સિદ્ધચક્રજીને પખાળ કરવો.

૮ પછી વાળાકુંચી કરી, પાણીનો પખાળ કરી, ત્રણ અંગલુછણાં કરી કેશરવડે પૂજા કરવી.

૯ પછી હાથ ધૂપી પોતાના જમણા હાથની હથેળીમા કેસરનો ચાહ્લો કરવો.

૧૦. પછી કુસમાજલિનો થાળ લઇ સ્નાત્રીયાઓએ ઊભા રહેવું.

## પંડિત શ્રી વીરવિજયજીકૃત સ્નાત્રપૂજા.

પ્રથમ કલશ લઇ ઊભા રહેવુ

### કાવ્ય દ્રુતવિલમ્બિતવૃત્તમ્

સરસ શાન્તિ સુધારસસાગર, શુચિતરં ગુણરત્ન મહાગરં,
ભવિકપંકજ બોધ દિવાકર પ્રતિદિન પ્રણુમામિ જિનેશ્વરં ૧

### દોહા

અહીં પખાલ કરવો

કુસુમાભરણ ઉતારીને, પડિમા ધરીય વિવેક,
મજ્જનપીઠે થાપીને, કરીયે જળ અભિષેક. ૨

કુસુમાજલિની થાળી લઇ ઉભા રહેવું.

## ગાથા આર્યા ગીતિ

જિણજમ્મસમય મેરૂ સિહરે, રયણ કણયકલસેહિં,
દેવાસુરહિં ણ્હવિઉ, તે ધન્ના જેહિં દિઠ્ઠોસિ. ૩.

પ્રભુના જમણા હાથે કુસુમાંજલિ મૂકવી. નમોઽર્હત્સિદ્ધાચાર્યોપાધ્યાયસર્વસાધુભ્યઃ

## કુસુમાંજલિ. ઢાળ

નિર્મલ જલ કલશે ન્હવરાવે, વસ્ત્ર અમૂલક અંગ ધરાવે,
કુસુમાંજલિ મેલો આદિ જિણંદા, સિદ્ધ સ્વરૂપી અંગ પખાલી,
આતમ નિર્મળ હુઇ સુકુમાળી. કુ૦ ૪

## ગાથા આર્યા ગીતિ. ઢાળ

મચકુંદચંપમાલઇ કમલાઇ, પુપ્ફપંચવણ્ણાઇં,
જગનાહ ન્હવણસમયે, દેવા કુસુમાંજલિ દિંતિ. ૫

નમોઽર્હત્સિદ્ધાચાર્યોપાધ્યાયસર્વસાધુભ્યઃ

## કુસુમાંજલિ. ઢાળ

રયણ સિંહાસન જિન થાપીજે, કુસુમાંજલિ પ્રભુ ચરણે દિજે,
કુસુમાંજલિ મેલો શાન્તિ જિણંદા. ૬

## દોહા

જિણ તિહું કાલય સિદ્ધની, પડિમા ગુણ ભંડાર,
તસુ ચરણે કુસુમાંજલિ, ભવિક દુરિત હરનાર. ૭

નમોઽર્હત્સિદ્ધાચાર્યોપાધ્યાયસર્વસાધુભ્યઃ

## કુસુમાંજલિ. ઢાળ

કૃષ્ણાગરૂવરધૂપ ધરીજે, સુગંધકર કુસુમાજલિ દીજે,
કુસુમાજલિ મેલો નેમિ જિણંદા ૮

## ગાથા આર્યા ગીતિ

જસ્સ પરિમલ બલ દહદિસિ, મહુકરઝંકાર સદ્દસંગીયા;
જિણ ચલણોવરિ મુક્કા, સુરનર કુસુમાંજલિ સિદ્ધા ૯
નમોઽર્હત્સિદ્ધાચાર્યોપાધ્યાયસર્વસાધુભ્યઃ.

## કુસુમાંજલિ. ઢાળ

પાસ જિણેસર જગ જયકારી, જલથલ ફૂલ ઉદક કર ધારી,
કુસુમાજલિ મેલો પાર્શ્વજિણંદા ૧૦

## દોહા

મૂકે કુસુમાજલિ સુરા, વીરચરણ સુકુમાલ,
તે કુસુમાજલિ ભવિકના, પાપ હરે ત્રણ કાળ. ૧૧

નમોઽર્હત્૦

## કુસુમાંજલિ ઢાળ

વિવિધ કુસુમ વર જાતિ ગહેવી, જિનચરણે પણમત ઠવેવી,
કુસુમાજલિ મેલો વીર જિણંદા. ૧૨

## વસ્તુછંદ

ન્હવણકાળે ન્હવણકાળે, દેવદાણવ સમુચ્ચિય,
કુસુમાજલિ તહિ સંઠવિય, પસરંત દિસિ પરિમલ સુગંધિય,

જિણપયકમલે નિવડેઈ, વિગ્ઘહર જસ નામ મંતો,
અનંત ચઉવીસ જિન, વાસવ મલિય અસેસ,
આ કુસુમાંજલિ સુહકરો, ચઉવિહ સંઘ વિશેષ,
કુસુમાંજલિ મેલો ચઉવીસ જિણંદા. ૧૩

નમોઽર્હત્૦

## કુસુમાંજલિ. ઢાળ

અનંત ચઉવીસી જિનજી જુહારું, વર્તમાન ચઉવીસી સંભારું,
કુસુમાંજલિ મેલો ચોવીશ જિણંદા. ૧૪

## દોહા

મહાવિદેહે સંપ્રતિ, વિહરમાન જિન વીશ;
ભક્તિ ભરે તે પૂજિયા, કરો સંઘ સુજગીશ. ૧૫

નમોઽર્હત્૦

## કુસુમાંજલિ ઢાળ

અપચ્છરમંડલી ગીત ઉચ્ચારા, શ્રી શુભવીરવિજય જયકારા,
કુસુમાંજલિ મેલો સર્વ જિણંદા. ૧૬

## ઈતિ શ્રી કુસુમાંજલયઃ

પછી સ્નાત્રીયા ત્રણ ખમાસમણ દેઈ શ્રી સિદ્ધાચલના ત્રણ દોહા બોલતા ત્રણ પ્રદક્ષિણા દઈ [1]જગચિંતામણીનું ચૈત્યવંદન કરી “ નમુત્થુણં ” કહી જય વીયરાય પર્યંત કહે. પછી હાથ ધુપી મુખકોસ બાંધી કળશ લઈ ઉભા રહીને કળશ કહે.

---

૧ જગચિંતામણિનું ચૈત્યવંદન પ્રતિક્રમણના સૂત્રોમાં આપેલ છે.

### કળશ-દોહા

સયલ જિણેસર પાય નમી, કલ્યાણકવિધિ તાસ,
વર્ણવતા સુણતા થકા, સંઘની પૂગે આશ. ૧

### ઢાળ

સમકિત ગુણઠાણે પરિણમ્યા, વળી વ્રતધર સંયમ સુખ રમ્યા, વીશ સ્થાનક વિધિએ તપ કરી, એસી ભાવદયા દીલમા ધરી. ૧. જો હોવે મુજ શક્તિ ઈસી, સવિ જીવ કરુ શાસનરસી; શુચિરસ ઢળતે તિહા બાધતા, તીર્થંકર નામ નિકાચતા. ૨ સરાગથી સયમ આચરી, વચમા એક દેવનો ભવ કરી; ચ્યવી પન્નર ક્ષેત્રે અવતરે, મધ્ય ખંડે પણ રાજવી કુલે ૩ પટરાણી કૂખે ગુણનીલો, જેમ માનસરોવર હંસલો, સુખશય્યાયે રજની શેષે, ઉતરતા ચઉદ સુપન દેખે. ૪

### ઢાળ૦ સ્વપ્નાની

પહેલે ગજવર દીઠો, બીજે વૃષભ પઈટ્ઠો, ત્રીજે કેશરીસિંહ, ચોથે લક્ષ્મી અબિહ. ૧ પાચમે ફૂલની માળા, છઠ્ઠે ચંદ્ર વિશાળ, રવિ રાતો ધ્વજ મ્હોટો, પુરણ કળશ નહીં છોટો. ૨ દશમે પદ્મ સરોવર, અગીયારમે રત્નાકર, ભુવનવિમાન રત્નગંજી, અગ્નિ શિખા ધૂમવર્જી ૩ સ્વપ્ન લહી જઈ રાયને ભાષે, રાજા અર્થ પ્રકાશે, પુત્ર તીર્થંકર ત્રિભુવન નમશે, સકલ મનોરથ ફળશે ૪

### વસ્તુછંદ

અવધિનાણે અવધિનાણે, ઉપના જિનરાજ, જગત જસ પરમાણુઆ, વિસ્તર્યા વિશ્વજંતુ સુખકાર, મિથ્યાત્વ તારા

નિર્મલા, ધર્મઉદય પરભાત સુંદર, માતા પણ આનંદિયા, જાગતી ધર્મ વિધાન, જાણુંતી જગતિલક સમો, હોશે પુત્ર પ્રધાન. ૧

### દોહા

શુભ લગ્ને જિન જનમિયા, નારકીમાં સુખ જ્યોત; સુખ પામ્યા ત્રિભુવન જના, હુઓ જગત ઉદ્યોત. ૧

### ઢાળ૦ કડખાની દેશી

સાંભળો કળશ જિન મહોત્સવનો ઇહાં, છપ્પન કુમરી દિશિ વિદિશ આવે તિહાં, માય સુત નમીય આણંદ અધિકો ધરે, અષ્ટ સંવર્ત્ત વાયુથી કચરો હરે. ૧ વૃષ્ટિ ગંધોદકે, અષ્ટકુમરી કરે, અષ્ટકલશા ભરી, અષ્ટદર્પણ ધરે, અષ્ટ ચામર ધરે, અષ્ટ પંખા લહી, ચાર રક્ષા કરી, ચાર દીપક ગ્રહી. ૨ ઘર કરી કેળના, માય સુત લાવતી, કરણ શુચિકર્મ જળ, કલશે ન્હવરાવતી, કુસુમ પૂજી, અલંકાર પહેરાવતી, રાખડી બાંધી જઈ, શયન પધરાવતી. ૩ નમીય કહે માય તુજ, બાળ લીલાવતી, મેરુ રવિ ચંદ્ર લગે, જીવજો જગપતિ, સ્વામી ગુણ ગાવતી, નિજઘરે જાવતી, તેણ સમે ઇંદ્ર, સિંહાસન કંપતી. ૪

### ઢાળ૦ એકવીશાની દેશી

જિન જન્મ્યાજી, જિણ વેળા જનની ઘરે, તિણ વેળાજી, ઇંદ્રસિંહાસન થરહરે, દાહિણોત્તરજી, જેતા જિન જનમે યદા, દિશિનાયકજી, સોહમ ઇશાન બેહું તદા. ૧

### ત્રોટકછંદ

તદા ચિંતે ઇંદ્ર મનમાં, કોણ અવસર એ બન્યો, જિન-

જન્મ અવધિનાણે જાણી, હર્ષ આનંદ ઉપન્યો. ૧ સુઘોષ આદે ઘંટનાદે, ઘોષણા સુરમેં કરે, સવિ દેવી દેવા જન્મમહોત્સવે, આવજો સુરગિરિવરે ૨

( અહીં ઘંટ વગાડવો. )

ઢાળ૦ પૂર્વની

એમ સાંભળીજી, સુરવર કોડિ આવી મળે, જન્મમહોત્સવજી, કરવા મેરુ ઉપર ચલે, સોહમપતિજી, બહુ પરિવારે આવીયા, માય જિનનેજી, વાંદી પ્રભુને વધાવીયા ૩

( પ્રભુને ચોખાથી વધાવવા )

ત્રોટક

વધાવી બોલે હે રત્નકુક્ષી, ધારિણી તુજ સુતતણો, હું શક્ર સોહમ નામે કરશું, જન્મ મહોત્સવ અતિ ઘણો, એમ કહી જિન પ્રતિબિંબ સ્થાપી, પંચરૂપે પ્રભુ ગ્રહી, દેવ દેવી નાચે હર્ષ સાથે, સુરગિરિ આવ્યા વહી ૪

ઢાળ૦ પૂર્વની

મેરુ ઉપરજી, પાંડુકવનમેં ચિહુ દિશે, શિલા ઉપરજી, સિંહાસન મન ઉલ્લસે, તિહાં બેસીજી, શક્રે જિન ખોળે ધર્યા, હરિ ત્રેસઠજી, બીજા તિહાં આવી મળ્યા. ૫

ત્રોટક

મળ્યા ચોસઠ સુરપતિ તિહાં, કરે કળશ અડ જાતિના, માગધાદિ જલ તીર્થ ઔષધી, ધૂપ વળી બહુ ભાતિના, અચ્યુત-

પતિએ હુકમ કીધો, સાંભળો દેવા સવે, ખીર જલધિ ગંગાનું નીર લાવો, ઝટિતિ જિન મહોત્સવે. ૬

## ઢાળ૦ વિવાહલાની દેશી

સુર સાંભળીને સંચરીઆ, માગધ વરદામે ચલીયા, પદ્મદ્રહ ગંગા આવે, નિર્મળ જળ કળશા ભરાવે. ૧ તીરથ જળ ઔષધી લેતા, વળી ખીરસમુદ્રે જાતા, જળકળશા બહુલ ભરાવે, ફૂલ ચંગેરી થાળા લાવે. ૨ સિંહાસન ચામર ધારી, ધૂપધાણું રકેબી સારી, સિદ્ધાંતે ભાખ્યાં જેહ, ઉપકરણ મિલાવે તેહ. ૩ તે દેવા સુરગિરિ આવે, પ્રભુ દેખી આનંદ પાવે, કળશાદિક સહુ તિહાં ઠાવે, ભકતે પ્રભુના ગુણ ગાવે. ૪

## ઢાળ૦ રાગ ધનાશ્રી

આતમભકિત મળ્યા કેઇ દેવા, કેતા મિત્તાનું જાઈ, નારી પ્રેર્યા વળી નિજ કુલવટ, ધર્મીધર્મ સખાઇ, જોઈસ, વ્યંતર ભુવનપતિના, વૈમાનિક સુર આવે, અચ્યુતપતિ હુકમે ધરી કળશા, અરિહાને નવરાવે. આ૦ ૧ અડ જાતિ કળશા પ્રત્યેકે, આઠ આઠ સહસ પ્રમાણો, ચઉસઠ્ઠ સહસ હુઆ અભિષેકે, અઢીસેં ગુણા કરી જાણો, સાઠ લાખ ઉપર એક કોડી, કળશાનો અધિકાર, બાસઠ ઇંદ્રિતણા તિહાં બાસઠ, લોકપાલના ચાર. આ૦ ૨ ચંદ્રની પંકિત છાસઠ છાસઠ, રવિસેણી નરલોકો, ગુરુસ્થાનક સુર કેરો એક જ, સામાનિકનો એકો, સોહમપતિ ઇશાનપતિની, ઇંદ્રાણીના સોળ, અસુરની દશ ઇંદ્રાણી નાગની, બાર કરે કલ્લોલ. આ૦ ૩ જ્યોતિષ વ્યંતર ઇંદ્રની ચઉ ચઉ, પર્ષદા ત્રણનો એકો, કટકપતિ અંગરક્ષકકેરો, એક એક સુવિવેકો, પરચુરણ

સુરનો એક છેલ્લો, એ અઢીસેં અભિષેકો, ઈશાનઈંદ્ર કહે મુજ આપો, પ્રભુને ક્ષણુ અતિરેકો આ૦ ૪ તવ તસ ખોળે ઠવી અરિહાને, સોહમપતિ મનરંગે, વૃષભરૂપ કરી શૃંગ જળે ભરી ન્હવણુ કરે પ્રભુ અંગે, પુષ્પાદિક પૂજીને છાંટે, કરી કેસર રંગ રોલે, મંગળ દીવો આરતી કરતા, સુરવર જય જય બોલે. આ૦ ૫ ભેરી ભૂગળ તાલ બજાવત, વળિયા જિન કર ધારી, જનની ઘર માતાને સોંપી, એણિપેરે વચન ઉચ્ચારી, પુત્ર તુમારો સ્વામી હમારો, અમ સેવક આધાર, પંચધાવ્ય રંભાદિક થાપી, પ્રભુ ખેલાવણુહાર. આ૦ ૬ બત્રીશ કોડિ કનક મણિ માણેક, વસ્ત્રની વૃષ્ટિ કરાવે, પૂરણ હર્ષ કરેવા કારણુ, દ્વીપ નંદીસર જાવે, કરીય અઠ્ઠાઈ ઉત્સવ દેવા, નિજ નિજ કલ્પ સધાવે, દીક્ષા કેવલને અભિલાષે, નિત નિત જિન ગુણુ ગાવે આ૦ ૭ તપગચ્છ ઇસ સિંહસૂરીસર કેરા શિષ્ય વડેરા, સત્યવિજય પંન્યાસતણે પદ, કપૂરવિજય ગંભીરા, ખીમાવિજય તસ સુજસવિજયના, શ્રી શુભવિજય સવાયા, પંડિત વીરવિજય તસ શિષ્યે, જિન જન્મમહોત્સવ ગાયા આ૦ ૮ ઉત્કૃષ્ટા એકસો ને સિત્તેર, સંપ્રતિ વિચરે વીશ, અતીત અનાગત કાળે અનંતા, તીર્થંકર જગદીશ, સાધારણ એ કળશ જે ગાવે, શ્રી શુભવીર સવાઈ, મંગળલીલા સુખભર પાવે, ઘર ઘર હર્ષ વધાઈ આ૦ ૯

અહીં કળશાભિષેક કરીએ પછી દૂધ, દહીં, ઘૃત, જળ અને શર્કરા એ પંચામૃતનો પખાલ કરીને પછી પૂજા કરીએ ને ફૂલ ચઢાવીએ પછી લૂણુ ઉતારી આરતી કરી પછી

પ્રતિમાજીને આડો પડદો રાખી સ્નાત્રીઆએ પોતાના નવ અંગે કુંકુના ચાંલ્લા કરવા. પછી પડદો કાઢી નાંખી મંગલ દીવો ઉતારવો. જો સ્નાત્ર ભણાવ્યા પછી તરત જ શાન્તિ કલશ ભણાવવો હોય તો આ બધી ક્રિયા પછી કરવી.

## શાન્તિ કળશની વિધિ

૧ પ્રભુજીના ન્હવણનું પાણી કુંડીમાં હોય તે ગળી લઈ તેનાથી કળશ ભરવો.

૨ એક જણ કળશના નાળચા વાટે કુંડીમાં જળધારા કરે અને મોટી શાંતિ બોલે પરન્તુ ધારા તૂટવા ન દેતાં જળધારા અખંડ રાખ્યે જ જવી. તેથી કળશમાં પાણી ન ખૂટે; માટે બીજાએ તેમાં પહેલું ગળી લીધેલું પાણી રેડયે જ જવું જોઈએ.

૩ મોટી શાંતિ પૂરી થયા બાદ એ શાંતિ જળથી સૌએ ન્હવણ વંદન કરી ( મસ્તકે ચઢાવી ) શાંતિ કળશનો વિધિ પૂર્ણ કરવો.

૪ ત્યાર પછી એક નવકારનો કાઉસ્સગ્ગ થોય સુધી, ભાવ પૂજા તરીકે ચૈત્યવંદન કરવું.



શ્રી જ્ઞાનવિમલસૂરિકૃત-

## શ્રી શાન્તિજિન કળશ.

(કાવ્ય)

શ્રેયઃશ્રીજયમંગલાભ્યુદયતા-વલ્લીપ્રરોહામ્બુદો, દારિદ્રયદ્રુમ-કાનનૈકદલને મત્તોદ્ધુરઃ સિન્ધુર; વિશ્વૈ સંસ્તુત સત્પ્રભાવ-મહિમા સૌભાગ્યભાગ્યોદયં, સ. શ્રીશાન્તિજિનેશ્વરોઽભિમતદો, જીયાત્ સુવર્ણચ્છવિઃ ॥ ૧ ॥

(ગદ્ય પાઠ)

અહો ભવ્યા ! શૃણુત તાવત્ સકલમંગલકમલાકેલીકલન-લસત્કમલલીલારસરોલમ્બિતચિત્તવૃત્તયઃ ! વિહિત-શ્રીજિનેન્દ્ર-ભક્તિપ્રવૃત્તય ! સામ્પ્રતં (શ્રીમચ્છાન્તિજિનજન્માભિષેકકલશો ગીયતે— )

[ઢાળ-રાગ વસંત, આરામમદભાવ-એ દેશી ]

શ્રી શાંતિ જિનવર સયલ સુખકર કલશ ભણીએ તાસ, જીમ ભવિક જનને સર્વ સંપત્તિ બહુલ લીલવિલાસ; કુરુનામે જનપદ તિલક સમોવડ હથિણાઉર સાર, જિણ નયરિ કંચણ રયણ ધણધણ સુગુણજણ આધાર. ૧ તિહાં રાય રાજે બહુ દિવાજે વિશ્વસેન નરિંદ, નિજ પ્રકૃતિ સોમહ તેજી તપનહ માનુ ચંદ દિણંદ, તસ પુણ્યખાણી નૃપ પટરાણી નામે અચિરા નાર, સુખ સેજ સુતાં ચૌદ પેખે સુપન સાર ઉદાર. ૨ શ્રી શાંતિકરણ જિન શાંતિજિનેશ્વર દેવ, જે યોગ ક્ષેમંકર જગહિત-કર નિતમેવ. વિશ્વસેન નરેસર વંશમહોદધિ ચંદ, મૃગલંછન કંચનવાને સમ સુખકંદ. ૩. જે પંચમ ચક્રી સોલસમા

જિનરાય, જસ નામે સઘળાં ઇતિ ઉપદ્રવ જાય; આવી ઉપન્ના અચિરાદેવી કૂખે, નિજ મુખ ઉતરતાં ચૌદહ સુહણાં દેખે. ૪

[ દુહા ]

ભાવારથ જેહવા હુસ્યે, દ્રવ્ય ભાવથી જેહ;
જિનગુણ દાખું દેશથી, મતિમંદે કહું તેહ.

[ઢાળ–તેહીજ સામેરી તથા નટ્ટનાઇરે.]

ઉન્નત સિત ગજવર ચઉવિહ ધર્મ કહંત, માનું મોહ સહાગઢ, તસ શિર દોટ દિયંત; ઐરાવણ પતિ–તતિ સેવિત ચઉગતિઅંત, તિણ હેતે પ્રથમ ગજ સુપને શુભ ચઉદંત. ૧. સંયમ ભાર વહેવા ધોરી વૃષભ કહાવે, ભરતે ભવિ ક્ષેત્રે બોધિબીજ વર વાવે; જસ ઉન્નત કકુદ ઉન્નત ગોત્ર ને વંશ, સિત અમૃત મંગલ મુખ, બીજે વૃષભ અંવતંસ. ૨. પરતીર્થિક શ્વાપદ પીડિત ભવિવન રાખે, એકલ મલ્લદુર્દ્ધર સિંહ પરાક્રમ દાખે; પરિસહ ગજ ભેદી નહિ અસહાય અબીહ, એહવો એ હોસ્યે આવી ઈમ કહે સિંહ. ૩. દેઇ વાર્ષિક દાને જિનપદ લચ્છી લહેસે, તુજ ચાપલદૂષણ એહને સંગે મિટસ્યે; જડકંટક સંગી નિજકજ છંડિ વાસ, કરે લક્ષ્મી ચોથે સુપને અર્થ વિલાસ. ૪. ત્રિભુવન શિર ધરશે જસ આણા સુરધામ, નિજ જસભર સુરભિત જગત હોસ્યે ઉદ્દામ; એ પંચમ સુહણે છઠ્ઠે શશિધર દેખે, નિકલંક હું થાઉં તુજ સુત સંગ વિશેષે. ૫. કુવલયે મુદ દેસ્યે શમચંદ્રાતપયુક્ત, હવે સત્તમે દિનકર મિથ્યાતિમિરવિમુક્ત; ભવિકમલ વિકાસે ભાનુ કહે પુષ્પદંત, તુમ સુતપરિ અમચો નિત્ય ઉદય પભણંત. ૬. કુલધ્વજ તુમ નંદન ધર્મધ્વજે સોહંત, સવિ ત્રિભુવનમાંહે એહીજ એક મહંત; ઈમ અઠ્ઠમ સુહણે ભવિકને ભાવ જણાવે; હવે નવમે કુંભો સુપને એમ કહાવે. ૭. જ્ઞાન, દર્શન, ચારિત્ર

ધર્મ મહાપ્રાસાદ, તસ શિખરે ઠવશે આતમ નહિ વિખવાદ; દશમે પદ્મ સરોવર સુકૃતકજમદ ઠાવે, એ પાવન કરશે જ્ઞાનાંજલિ મંગલ ભાવે. ૮ તુજ સુતગુણ રયણે ગંભીરો સુગુણ મહેઠો; થયો જાણી સેવે ખીર સમુદ્રજ મીઠો, તેહ ભણી મુજ નીરે હોજ્યો તનુપરિભોગ, એકાદશ મુહણે માનુ એ વિનતિ યોગ. ૯ વળી ભવન વિમાનાધિપ ચઉ દેવનિકાય, સેવિત એ હોશયે પાસે સુર સમુદાય, બારમે એ જાણો તેરમે રયણનો રાશિ, ધન કંચન દેઈ કરશે ત્રિગડે વાસિ ૧૦ જ્ઞાનાદિક ગુણમણિ દેશે ભવિને એહ, વરવરિકાઘોષી પૂરવપરિગુણગેહ; નિજકર્મ ઈંધણને ધ્યાનાનલસ્યુ જવાલી, નિજ આતમ નિર્મલ કંચનપરિ અજુઆલી ૧૧. નિર્ધૂમ અગ્નિસમ ભવિસોવનકરિ શુદ્ધ; ચૌદસમે મુહણે અષ્ટકર્મક્ષયે સિદ્ધ; ચૌદરાજની ઉપર કરશે જે અહિઠાણ, તેહ ભણિ સંપૂરણ ચૌદ સુપનમંડાણ ૧૨. ગુણલક્ષણ લક્ષિત અતિસુંદર આકાર, જિન માતા ચૌદે દેખે સુપન ઉદાર; પણ ચક્રિમાતા કાંઇક તેજે હીણ, દેખે દોઈ પદધર દોયવાર ગુણપીણ. ૧૩ કુલદીરતિ થભો કુલોદ્ધાર કુલમેરુ, કુલસુરતરુપાદપ જેહને નહિ ભવફેર, કુલ મંડણદીપક જીપક દુસમન કોડિ, ત્રિભુવન જસ ભગતિ નમશે પદ કરજોડી ૧૪ વળી હોડી ન એહુની કરતા ભુવન મઝાર, લોકોત્તર ચરિતે ધન્ય હોશે અવતાર, વળી જ્ઞાનવિમળ ગુણ જેહના કહેતાં પાર, ન લહે સુખ કહેતા જો સુરગુરુ અવતાર ૧૫

[ ઢાળ ]

સવર્દ્ધસિદ્ધ વિમાનથી તવ ચવીય ઉઅરે ઉપન્ન, બહુભદ્ ભદ્વકસિણ સત્તમિ દિવસ ગુણસંપન્ન, તવ રોગ સોગ વિયોગ વિડુર મારી ઈતિ શમંત, વરસયલ મંગલ કેલિકમલા ઘરઘરે વિલસંત ૧. વરચંદયોગે જિઠ્ઠતેરસવદિદિને થયો જમ્મ; તા

મજ્જરયણી દિશિ કુમરી કરે સુઇકમ્મ; તવ ચલિય આસણ મુણિય સવિહરિ ઘંટનાદે મેલિ, સુરવિંદ સથ્થે મેરુમથ્થે રચ્ચે મજ્જનકેલિ. ૨.

(ઢાળ-નાભિરાયા ઘરિ નંદન જનમીયા—એ દેશી)

વિશ્વસેન નૃપ ઘરિ, નંદન જનમીઆ એ
તિહુયણ ભવિયણ પ્રેમશું પ્રણમિયા એ.

[ ત્રોટક ]

પ્રણમિયા ચઉસટ્ઠી ઇંદ, લેઇ ઠવે મેરુગિરિંદ; સુર નદિય-નીર સમીર, તિહાં ક્ષીરજલનિધિ નીર. ૧. સિંહાસણે સુરરાજ, જિહાં મલ્યા દેવ સમાજ; સવિ ઔષધિની જાત, તિહાં સરસ કમલ વિખ્યાત. ૨.

[ તાલ ]

વિખ્યાત વિવિધ પરિકર્મના એ,
તિહાં હરષભર સુરભિ વર દામના એ.

[ ત્રોટક ]

વરદામ માગધ નામ, જેહ તીર્થ ઉત્તમ ઠામ; તિહાં તણી માટી સર્વ, કર ગ્રહે સર્વ સુપર્વ. ૩. બાવના ચંદન સાર, અભિયોગી સુર અધિકાર; મન ધરી અધિક આનંદ, અવલોકતા જિનચંદ. ૪.

[ તાલ ]

શ્રી જિનચંદને સુરપતિ સવિ ન્હવરાવતાએ,
નિજ નિજ જન્મ સુકૃતાર્થ ભાવતાએ.

[ ત્રોટક ]

ભાવતા જનમ પ્રમાણ, અભિષેક કલશ મંડાણ; સાઠિ

લાખને એક કોડિ, શત દોયને પચાસ જોડિ. ૫ આઠ જાતિના તે હોય, ચઉસઠિ સહુસા જોય; ઇણિપરિ ભકિત ઉદાર, કરે પૂજા વિવિધ પ્રકાર. ૬

[ તાલ ]

વિવિધ પ્રકારના કરીય શિણગારએ
ભરિય જલ વિમલના વિપુલ ભૃંગારએ.

[ ત્રોટક ]

ભૃંગાર થાલ ચંગેરી, સુપ્રતિષ્ઠ પ્રમુખ સુભેરી, સવિ કલસપરિમંડાણ, તે વિવિધ વસ્તુ પ્રમાણ ૭ આરતિ મંગલ દીપ જિનરાજને સમીપ, ભગવતી ચૂર્ણિમાંહિ, અધિકાર એહ ઉછાહિં. ૮

[ તાલ ]

અધિક ઉછાહિસ્યુ હરષ ભરી જલ ભીંજતાએ,
નવ નવ ભાતિસ્યુ ભકિતભર કીજતાએ.

[ ત્રોટક ]

કિજતા નાટિક રંગ, ગાજતા ગુહિર મૃદંગ, કિડકિડતિ કડતાલ, ચઉતાલ તાલ કંસાલ. ૯ શંખ પણવ ભુંગલ ભેરી, ઝલ્લરી વિણા નફેરી, એક કરે હયહયકાર, એક કરે ગજગુલકાર ૧૦

[ તાલ ]

ગુલકાર ગરજના રવ કરે એ, પાય દુર દુર ધુર સુર ધરે એ.

[ ત્રોટક ]

સુર ધરે અતિ બહુમાન તિહા કરે નવનવતાન; વર વિવિદ્દ

જાતિ છંદ, જિનભકિત સુરતરૂકંદ. ૧૧. વલી કરે મંગલ આઠ, એ જંબૂપન્નત્તિ પાઠ; થય થુઈ મંગલ એમ, મન ધરી અતિ બહુ પ્રેમ. ૧૨.

[ ઢાલ ]

પ્રેમ સુઘોષણ પુન્યની સુર સહુએ
સમકિત પોષણા, શિષ્ટ સંતોષણા ઈમ બહુએ.

[ ત્રુટક ]

બહુ પ્રેમસ્યું સુખ ખેમ, ઘેર આવીયા નિધિ જેમ; બત્તિશ કોડિ સુવન્ન, કરિ વૃષ્ટિ રયણ નિવન્ન. ૧૩ જિન જનની પાસે મેહલિ, કરે અઠ્ઠાઈની કેલિ; નંદિસરે જિનગેહ કરે મહોચ્છવ સસનેહ. ૧૪.

[ ઢાળ ]

હવે રાય મહોચ્છવ કરે રસભર હુવો જબ પરભાત, સુરપૂજિઆ સુત નયણે નિરખી હરખીઓ તવ તાત; વર-ધવલ મંગલ ગીત ગાને સધવ ગાવે રાસ; બહુ દાને માને સુખીયા કીધા સકલ પૂગી આસ. ૧. પંચવરણી કુસુમ વાસિત ભૂમિકા સલિત્ત, વર અગર ચંદન ધૂપ ધૂપણ છાંટયાં કુંકુમ લિત્ત, શિર મુગટ મંડલ કાને કુંડલ, હૈયે નવસર હાર, ઇમ સયલ ભૂષણ ભૂષિતાંબર જગતજન પરિવાર. ૨. જિન જન્મ કલ્યાણક મહોચ્છવે, હુઓ ચૌદ ભુવન ઉદ્યાત, નારકી થાવર પ્રમુખ સુખીયા, સકલ મંગલ હોત; દુઃખ દુરિત ઈતિ શમંત, સઘળે જિનરાજ જન્મ પ્રતાપ, તિણ હેતે શાંતિ કુમાર, ઠવીઓ નામ ઇતિ આલાપ. ૩.

ઈમ શાંતિ જિનનો કલશ ભણતાં હોએ મંગલમાલ, કલ્યાણ કમલાકેલિ કરતાં લહિએ લીલ વિશાલ; જિન સ્નાત્ર

કરીએ સ્હેજે તરીએ ભવસમુદ્ર અપાર, શ્રી જ્ઞાનવિમલસૂરીંદ જંપે, શ્રી શાંતિ જિન જય જયકાર. ૪.

## લૂણ ઉતારણું

ગાથા.

લૂણ ઉતારો જિનવર અંગે, નિર્મળ જળધારા મનરંગે લૂ૦ ૧
જેમ જેમ તડ લૂણજ ફૂટે, તેમ તેમ અશુભ કર્મ બંધ-તૂટે ૨
(એ ગાથા કહી લૂણ અગ્નિમાં નાખવુ. પછી બીજુ લૂંણ લઈને નીચે પ્રમાણે બોલવુ.)
નયન સલૂણા શ્રીજિનજીના, અનુપમ રૂપ દયારસ ભીનાં-લૂ૦ ૩
રૂપસલૂણ જિનજીનું દિસે, લાજ્યુ લૂણ તે જળમા પેસે-૪.
ત્રણ પ્રદક્ષિણા દેઈ જળ ધારા, જલણ ખેપવીયે લૂણઉદારા-૫.
જે જિન ઉપર દુમણો પ્રાણી, તે એમ થાજો લૂણ જ્યુ પાણી-૬.

(એમ કહીને લૂણને જળની વાડકીમા નાખવુ. પછી હાથમા ધૂપ લઈને)

અગર કૃષ્ણાગરુ કુંદરુ સુગંધે,ધૂપ કરીજે વિવિધ પ્રબંધે લુણ૦
(એ ગાથા કહીને અગ્નિ ઉપર ધૂપ પ્રક્ષેપવો.)

આરતી.

જય જય આરતી આદિ જિણંદા;
નાભિરાયા મરૂદેવીકો નંદા. જય૦ ૧
પહેલી આરતી પૂજા કીજે;
નરભવ પામીને લહાવો લીજે. જય૦ ૨
દુસરી આરતી દીનદયાળા;
ધુળેવા મંડપમાં જગ અજુવાળા. જય૦ ૩

તીસરી આરતી ત્રિભુવન દેવા;
સુર નર ઇન્દ્ર કરે તોરી સેવા. જય૦ ૪

ચોથી આરતી ચઉગતિ ચૂરે;
મનવાંછિત ફળ શિવસુખ પૂરે. જય૦ ૫

પંચમી આરતી પુણ્ય ઉપાયા;
મૂલચંદે રિષભ ગુણ ગાયા. જય૦ ૬

### મંગળ દીવો

દીવો રે દીવો મંગલિક દીવો;
આરતી ઉતારીને બહુ ચિરંજીવો. દીવો૦ ૧

સોહામણું ઘર પર્વ દીવાળી;
અંબર ખેલે અમરા બાળી. દીવો૦ ૨

દીપાળ ભણે એણે કુલ અજવાળી;
ભાવે ભગતે વિઘન નિવારી. દીવો૦ ૩

દીપાળ ભણે એણે એ કલિકાલે;
આરતી ઉતારી રાજા કુમારપાલે. દીવો૦ ૪

અમ ઘર મંગલિક તુમ ઘર મંગલિક;
મંગલિક ચતુર્વિધ સંઘને હોજો. દીવો૦ ૫

મંગળીક દીવો ઉતાર્યા પછી નીચેનો કળશ બોલવો.

### કળશ

(રાગ ધનાશ્રી)

ગાયો ગાયો રે જિન ભવી ભાવ ધરીને ગાયો.
સમકિત શુદ્ધ કરીને સહુજે, શિવસુખ સંપદ પાયો રે. જિ૦

સ્નાત્ર મહોત્સવ વિધિ એમ કરતાં, કુમતિ મિથ્યાત્વ ગમાયો;
ભાવ સહિત જે જિનવર પૂજે, તસ હાથે જિનપદ પાયો રે. જિ૦

શ્રેણિક કૃષ્ણ સત્યકી વિદ્યાધર, કોણિક નરપતિ રાયો;
ઈત્યાદિક જિનપૂજા પસાયે, તીર્થંકર પદ પાયો રે. જિ.
જેણે નરભવ શ્રાવક કુળ પામી, જિનવર ગુણ નવી ગાયો;
જેણે જિનરાજની સેવા ન કીધી, સો જનની કાં જાયો રે. જિ૦
ત્રણ ભુવન મનવાછિત પૂરણ, સુરતરુ સમવડ આયો;
મિથ્યા વિષ ચૂરણ પ્રભુ ધ્યાતા, સમકિત સુયશ સવાયો રે. જિ૦

(એ પ્રમાણે કહીને પછી શાન્તિકળશ કરવો. તે ન્હવણના જળવડે એક કળશમાંથી અખંડ ધારાએ કુંડીમાં એક નવકાર તથા *મોટી શાન્તિ બોલતાં કરવો.)

## પૂજા કરનારાઓને જરૂરી સૂચના

૧. સંસારના તમામ પાપ-વ્યાપારોને છોડવાની શરતરૂપ પ્રથમ નિસ્સિહી કહીને દહેરાસરમા પેસનારાએ પછી સંસાર સંબંધી વાતો કરવી નહિ, કારણ કે તેમ કરવાથી નિસ્સિહી કહેવાનો કાંઇ અર્થ સરતો નથી તથા પોતે કરેલી શરતનો પોતે જ ભંગ કરે છે માટે દહેરાસરમા હોઇએ ત્યા સુધી સંસાર સંબંધી વાતોને છોડી દેવી.

૨. પોતાના કપાળ ઉપર સાચવીને બરોબર જે જગ્યાએ જોઇએ તે જ જગ્યાએ ચાંલ્લો કરવાની દરકાર રાખનારા પ્રભુજીની નાની પ્રતિમાઓની પૂજા કરતા અંગ ઉપર પૂજા થાય છે કે અંગ બહાર થાય છે તેનું બીલકુલ ધ્યાન રાખતા નથી. અરે ! ભગવાનનુ મોઢુ પણ કેશરથી ઢાકી દે છે તે ઉચિત થતું નથી તે માટે પૂરતો ખ્યાલ રાખવો

* ૧૦ મા ખંડમાં આપેલ નવ સ્મરણમાથી મોટી શાંતિ જોઇ લેવી

૩. મોટા મોટા ઘાંટા પાડી બીજાના ચૈત્યવંદનને ખલેલ પહોંચાડવી નહિ પણ ધીમા અવાજે બોલવાનો અભ્યાસ રાખવો.

૪. દહેરાસરમાં પૂજા કરવા માટે રાખેલ કપડાએ કેટલાક શરીરનો પસીનો તથા નાકનો શ્લેશ્મ સાફ કરે છે. તેવા હાથથી તથા ગંદા કપડાથી પૂજા કરવામાં આશાતના થાય છે. તેનો પણ દરેકે ખાસ ખ્યાલ રાખવો.

૫. પૂજા કરતી વખતે રૂમાલ રાખવામાં આવે છે. તેના આઠ પડ થતા નથી, માટે ખેસ રાખવો. ખેસના આઠ પડ કરી નાસિકા ઉપર બાંધવા. નાસિકા ખુલ્લી રાખવી નહિ. નાસિકાની દુર્ગંધ પ્રભુ ઉપર જવાથી આશાતના થાય છે.

૬. કેટલાક લોકો માત્ર શોખને ખાતર ગંજીફ્રાક પહેરીને પૂજા કરે છે તે ઠીક ન કહેવાય. પૂજામાં માત્ર બે કપડા રાખવાના છે. ( માંદગીના કારણે કોઇ ગંજીફ્રાક રાખી પૂજા કરે એ જુદી વાત છે. )

૭. પૂજા કરવાના કપડાથી શરીર સાફ કરવું નહિ, પણ તેને માટે જુદો ટુવાલ રાખવો.

૮. પહેલા દ્રવ્યપૂજા ( અંગપૂજા ) કર્યા પછી ચૈત્યવંદન–રૂપ ભાવપૂજા કરવી.

૯. સમય ઓછો હોય તો થોડા જ ભગવાનને પૂજા કરવી પરન્તુ જેમ ગમે તે જગ્યાએ પૂજા કરી વેઠ ઉતારવા જેવું કરવું નહિ.

૧૦ વા–સંચાર વિગેરે થવાની તૈયારીમા તરત જ દહેરાસર બહાર નીકળી જવું.

૧૧. દહેરાસરમા ત્રણ પ્રદક્ષિણા, દર્શન, જ્ઞાન અને ચારિત્ર એ રત્નત્રયીને પ્રાપ્ત કરી ચોરાસી લાખ યોનિના ફેરા ટાળવા માટે દેવાય છે દોડધામ કરી નીચું જોયા વિના પ્રદક્ષિણા દેવાથી જીવોની હિંસા થઇ જાય છે અને તેથી ફેરા ઓછા થવાને બદલે અધિક ન થઈ જાય તે માટે બહુ જ ઉપયોગપૂર્વક નીચે જોઇને પ્રદક્ષિણા આપવી

## સાત પ્રકારની શુદ્ધિ

અંગ વસન મન ભૂમિકા, પૂજોપગરણ સાર,
ન્યાય દ્રવ્ય વિધિશુદ્ધતા, શુદ્ધિ સાત પ્રકાર.

૧ અંગશુદ્ધિ—શરીર બરાબર શુદ્ધ થઈ રહે એટલા માપસર અચિત્ત જળથી સ્નાન કરીને કોરા રૂમાલથી શરીરને બરાબર લૂછવું. તથા ન્હાવાનુ પાણી ઢોળતા જીવ–જન્તુની વિરાધના ન થાય એ ધ્યાનમા રાખવું.

૨ વસ્ત્રશુદ્ધિ—પૂજા માટે પુરુષોએ બે વસ્ત્ર અને સ્ત્રીઓએ ત્રણ વસ્ત્ર તથા રૂમાલ રાખવો પૂજા માટેના વસ્ત્રો મુખ્યતયા સફેદ, ફાટ્યા કે બગડ્યા વગરના તથા સાધ્યા વિનાના રાખવા એ વસ્ત્રો રેશમી હોય તો પણ હમેશા ધોવા જોઇએ. તથા સુગંધિત પદાર્થોથી વાસિત કરવા જોઇએ. પૂજાના કપડા પહેરીને વગર ન્હાયેલાને કે અશુદ્ધ વસ્ત્રવાળાને અડવું નહિં.

૩ મનશુદ્ધિ—જેમ બને તેમ મનને પૂજામા સ્થિર

રાખવું. તથા સંસારના રગડા-ઝગડાને અને ખટપટને ભૂલી જવા. ખોટા વિચારમાં મનને પરોવવું નહિ.

૪ ભૂમિશુદ્ધિ—દહેરાસરમાં કાજો (કચરો) બરાબર લીધો કે કેમ? તે જોવું. પૂજાના ઉપકરણો (સાધનો) લેવા મૂકવાની જગ્યા પણ જેમ બને તેમ શુદ્ધ રાખવી. તેમ જીવાકુલ ન હોય તે માટે ધ્યાન રાખવું.

૫ ઉપકરણશુદ્ધિ—પૂજાના જોઈતા ઉપકરણો કેસર-સુખડ-પુષ્પ-ધૂપ-અગરબત્તી-દીપક-ચોખા-ફળ-નૈવેદ્ય વિગેરે જેમ બને તેમ ઊંચી જાતિના તેમજ શક્તિ હોય તો પોતાના ઘરના જ વાપરવા. કળશ, ધૂપધાણા, ફાનસ, અંગલુંછણા વિગેરે સાધનો ખૂબ ઉજળા, ચકચકાટ રાખવા. જેમ ઉપકરણની શુદ્ધિ વધારે તેમ આહ્‌લાદ વધારે આવશે અને ભાવની વૃદ્ધિ પણ વધારે આવશે.

૬ દ્રવ્યશુદ્ધિ—જિનપૂજા આદિ શુભ કાર્યમાં વપરાતું દ્રવ્ય જો ન્યાયથી પેદા કરેલું હોય તો તે શુદ્ધ દ્રવ્ય (ધન)-દ્વારા ભાવની બહુ જ વૃદ્ધિ સાથ નિર્મળતા રહે છે.

૭ વિધિશુદ્ધિ—સ્નાન કરીને શુદ્ધ ઉજળા વસ્ત્ર પહેરી પૂજાના ઉપકરણો લઈ શુભ ભાવના ભાવતા જિનમંદિરે જવું. રસ્તામાં કોઈ અશુદ્ધ વસ્તુનો સ્પર્શ ન થઈ જાય તેમ રસ્તામાં કોઈ સંસારી વ્યાપાર-ખટપટમાં ન પડાય એ ધ્યાનમાં રાખવું તેમ ચામડાના પગરખા(જોડા) આદિ પહેરવા નહિ.

## શ્રી જિનમંદિરમાં પ્રવેશનો વિધિ.

દહેરાસરમાં પેસતાં પ્રથમ "નિસ્સિહિ" કહેવી, છેટેથી

પ્રભુનું મુખ જોતા બે હાથ ભેગા કરી મસ્તકે લગાડી "નમો જિણાણં" બોલવુ. જ્યા પ્રદક્ષિણા ફરી શકાય ત્યા ત્રણ પ્રદક્ષિણા દેવી. પ્રદક્ષિણા ફરતા અને ફર્યા પછી દહેરાસરમાથી આશાતના ટાળવા બનતું કરવું. પછી મૂળનાયક સન્મુખ જઇ સ્તુતિના શ્લોકો બોલવા. પુરુષોએ પ્રભુની જમણી બાજુ અને સ્ત્રીઓએ ડાબી બાજુએ ઊભા રહેવુ. સ્તુતિ બોલતી વખતે પોતાનું અર્ધું અંગ નમાવવુ. પૂજા કરનારે પોતાના કપાળમા, ગળે, છાતીએ અને નાભિએ એમ ચાર તિલક કરવા. પછી બીજી વખત "નિસ્સિહી" કહી દ્રવ્ય પૂજામા જોડાવવુ. દ્રવ્ય પૂજા કર્યાબાદ ત્રીજી "નિસ્સિહી" કહી ભાવપૂજા એટલે ચૈત્યવંદન કરવું.

## શ્રી અષ્ટપ્રકારી પૂજાનો ક્રમ.

અષ્ટપ્રકારી પૂજા એટલે આઠ પ્રકારોથી શ્રી જિનેશ્વર દેવની પૂજા કરવી એ આઠ પ્રકારોમા પહેલા ત્રણ પ્રકારની પૂજાને અંગપૂજા કહેવાય છે, કારણ કે તે પૂજા પ્રભુના અંગને સ્પર્શ કરીને કરવાની હોવાથી તેને અંગપૂજા કહેવાય છે.

જેને શરીરમાથી રસી ઝરતી હોય તેણે અંગપૂજા પોતાના ચંદન-પુષ્પ આદિથી બીજા પાસે કરાવવી અગ્રપૂજા તથા ભાવપૂજા પોતે કરવી.

જલપૂજા-પ્રથમ પંચામૃતથી( દૂધ, દહીં, સાકર, ઘી અને પાણી ભેગા કરીને ) શ્રી જિનપ્રતિમા આદિને ન્હવણ કરી પછી ચોકખા પાણીથી ન્હવણ કરવુ. ત્રણ અંગલુછણા પોતાના હાથે જ બહુમાનપૂર્વક કરવા. અંગલુછણા સારામા સારી ઊંચી મલમલના રાખવા.

## ૧. જલપૂજાના દુહા.

*જલપૂજા જુગતે કરો, મેલ અનાદિ વિનાશ;
જલપૂજા ફલ મુજ હજો, માંગો એમ પ્રભુ પાસ. ૧

જ્ઞાન કલશ ભરી આત્મા, સમતા રસ ભરપૂર;
શ્રી જિનને નવરાવતાં, કર્મ હોય ચકચૂર. ૨

---

મેરુશિખર નવરાવે, હો સુરપતિ મેરુશિખર૦
જન્મકાળ જિનવરજીકો જાણી, પંચ રૂપ કરી આવે ભાવે;
હો સુરપતિ મેરુશિખર૦ ૧

રતન પ્રમુખ અડ જાતિના કળશા, ઔષધિ ચૂરણ મીલાવે,
ખીરસમુદ્ર તીર્થોદક આણી, સ્નાત્ર કરી ગુણ ગાવે;
હો સુરપતિ૦ ૨

એણીપરે જિનપ્રતિમાકો ન્હવણ કરી, બોધિબીજ માનુ વાવે,
અનુક્રમે ગુણ રત્નાકરું ફરસી, જિન ઉત્તમ પદ પાવે.
હો સુરપતિ૦ ૩

રાગ. માલકોશ

આનંદ ભર ન્હવણ કરી જિનચંદ,
કંચન રતન કળશ જલ ભરકે, મહકે બરાસ સુગંધ;
સુરગિરિ ઉપર સુરપતિ સઘળે, પૂજે ત્રિભુવન ઇંદ.
આનંદ૦ ૧

---

* ૐ હ્રીં શ્રીં પરમપુરુષાય પરમેશ્વરાય જન્મજરામૃત્યુનિવારણાય શ્રીમતે જિનેંદ્રાય જલં યજામહે સ્વાહા. (જે પૂજા હોય તેનું નામ બદલી આ મંત્ર બોલવો.)

ઇત્યાદિ અનર્થના કાર્યોમાં અનેક પ્રકારે ઘણા માણસો પ્રવર્તે છે, તેથી મંદ સ્વરે પ્રતિક્રમણ કરવાનો ઉપયોગ રાખવો.

૩ પ્રતિક્રમણ એક જણ ભણાવે અને બીજા માણસો તેના સૂત્રો લક્ષ્યમાં રાખી સાંભળે અથવા મનમાં ભણે તેમ કરવાથી અર્થનું ચિંતવન બરાબર થઈ શકે છે, તથા ઉપયોગ પણ રહી શકે છે.

૪ કાઉસ્સગ્ગ કરતી વખતે નાસિકાના અગ્રભાગ પર દૃષ્ટિ રાખવી, તેમ ન બની શકે તો સ્થાપનાચાર્ય પર દૃષ્ટિ રાખવી.

૫ પ્રતિક્રમણ કરતી વખતે દૃષ્ટિ સ્થાપનાચાર્ય પર રાખવી. દૃષ્ટિને અસ્થિર રાખવાથી અથવા શૂન્ય ચિત્તે પ્રતિક્રમણ કરવાથી અવિધિ દોષ લાગે છે, અને કરેલી ક્રિયા નિષ્ફળપ્રાય. થાય છે, માટે ઉપયોગ રાખવો.

૬ પ્રતિક્રમણની બધી ક્રિયા પ્રમાદ રહિતપણે કરવાની છે, માટે તે વખતે જરૂરીયાત વિના (ચરવળો હોય તો) કટાસણા ઉપર બેસવું નહિ. બનતા સુધી કાઉસ્સગ્ગ, વંદન વિગેરે સર્વ આવશ્યક જયણાપૂર્વક ઊભા ઉભા કરવાના છે, શરીરે બેચેની હોય તો જ બેઠા બેઠા કરવું જોઈએ. પ્રતિક્રમણ ઠાયા પછી ૭ આવશ્યક સુધી ઊભા ઊભા ક્રિયા કરવાની હોય છે, માટે કટાસણું કાઢી નાખવું. ફક્ત વંદિત્તુ તથા ૭ આવશ્યકની પૂર્વે અને પછી કરવામાં આવતી ક્રિયા જ કટાસણા ઉપર બેસીને કરવાની છે.

૭ શિષ્ય અને શ્રાવકે ગુરુથી સાડાત્રણ હાથ દૂર રહી ક્રિયા કરવી, તેમ કરવાથી જ ગુરુનું બહુમાન સચવાય છે. સાધ્વી તથા શ્રાવિકાએ મોહપ્રસંગ નિવારવા માટે ગુરુથી તેર હાથ દૂર રહી ક્રિયા કરવી. તે જ પ્રમાણે સાધ્વીથી અન્ય સાધ્વી અને શ્રાવિકાઓમાં બહુમાનાર્થે સાડાત્રણ હાથ, તથા સાધ્વીથી સાધુ અને શ્રાવકને મોહપ્રસંગ નિવારવા માટે તેર હાથ દૂર રહેવાનું સમજવું. આ ઉત્કૃષ્ટ અવગ્રહ જાણવો.

## ૮ પ્રતિક્રમણ કેવી રીતે કરવું?

કોઈ પણ સાધુ, સાધ્વી, શ્રાવક–શ્રાવિકાએ તદ્રૂપ ચિત્તવાળા થઈને,

તન્મય થઈને, તદ્રૂપ તીવ્ર અધ્યવસાયવંત થઇને, તેના અર્થમાં ઉપયુક્ત થઇને, તેને જ પ્રિય માનીને, તદ્ભાવના ભાવિત થઇને, અન્યત્ર કોઇ પણ સ્થાને મનને ચંચળ નહીં કરતાં એક મનવાળા થઇને, ઉભય કાળ આવશ્યક પ્રતિક્રમણ કરવું. આ પ્રમાણે આવશ્યક કરતો ભવ્ય પ્રાણી સંસારસમુદ્રનો પાર પામે એ નિ:શંક છે.

૯ મુહુપત્તિ—એક વેંત અને ચાર અંગુલ લાંબી-પહોળી; તેમજ ચરવળો બત્રીશ અંગુલ લાંબો એટલે દાંડી ચોવીશ અંગુલ લાંબી અને દશીનો ગુચ્છો આઠ અંગુલ લાંબો હોવો જોઇએ.

---

# પ્રતિક્રમણનાં સૂત્રો વિગેરેનો સંક્ષિપ્ત ભાવાર્થ

નવકાર (પંચમંગલસૂત્ર)—આમાં અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય તથા સાધુ એ પાંચ પરમેષ્ઠીને નમસ્કાર કરવામાં આવ્યો છે. એથી સર્વ પાપ તથા વિઘ્નો દૂર થાય છે.

પંચિંદિય—આમાં આચાર્યના છત્રીશ ગુણોનું વર્ણન છે અને ક્રિયા કરતાં પ્રારંભમાં સ્થાપના સ્થાપતી વખતે બોલાય છે.

પ્રણિપાત (ખમાસમણ)—આથી દેવગુરુ વંદન કરાય છે.

ઇચ્છકાર—આથી ગુરુને સુખશાતા પૂછાય છે.

ઇરિયાવહિયં, તસ્સ ઉત્તરી—આથી હાલતાંચાલતાં લાગેલાં પાપને દૂર કરવામાં આવે છે.

અન્નત્થ—આમાં કાઉસ્સગગના સોળ આગાર(છૂટ)નું વર્ણન છે.

લોગસ્સ (નામસ્તવ)—આમાં ચોવીશ તીર્થંકરની નામપૂર્વક સ્તુતિ છે.

કરેમિ ભતે—આ સામાયક લેવાનુ પચ્ચખ્ખાણ છે. એમાં સામાયિક લઇને નિદા, વિકથા વિગેરે પાપકાર્ય ન કરવુ તે બતાવ્યુ છે

સામાઇઅવયજુત્તો—આમા સામાયિક એ બે ઘડીનુ ચરિત્ર છે તે બતાવ્યુ છે તેથી તેનુ વારવાર કરવાપણુ બતાવ્યુ છે તે સામાયિક પારતી વખતે બોલાય છે

જગચિતામણિ—આ શ્રી ગાતમસ્વામીએ રચેલુ ચૈત્યવદન છે એમા અષ્ટાપદ પર્વત ઉપર બિરાજેલા ચોવીશ તીર્થંકરોને તથા બીજા પણુ તીર્થ કરો અને સર્વ તીર્થોને નમસ્કાર કરવામા આવેલ છે

જ કિંચિ—આમા જે કોઈ નામરૂપે તીર્થ હોય તેને તથા ત્રણુ લોકમા રહેતી જિનપ્રતિમાઓને નમસ્કાર કરવામા આવ્યો છે

નમુત્થુણુ (શક્રસ્તવ)—ઇંદ્ર મહારાજ જ્યારે ભગવાનની સ્તુતિ કરે છે ત્યારે આ સૂત્ર બોલે છે એમા ભગવાનના ગુણોનુ વર્ણન છે

જાવંતિ ચેઇઆઇ—આમા ત્રણે લોકમા રહેલી પ્રતિમાઓને નમસ્કાર કર્યો છે

જાવંત કેવિ સાહૂ—આમા ભરત, ઐરવત અને મહાવિદેહની અદર રહેલા સર્વ સાધુઓને (સાધ્વીઓને) નમસ્કાર કરવામા આવ્યો છે

નમોઽર્હત્—આમાં પચ પરમેષ્ઠીઓને નમસ્કાર કર્યો છે. આચાર્ય શ્રી સિદ્ધસેનદિવાકરસૂરિજીનુ રચેલુ છે

ઉવસગ્ગહર—આ શ્રી પાર્શ્વનાથનુ ગુણસ્તુતિરૂપ સ્તવન શ્રી ભદ્રબાહુસ્વામીનુ રચેલુ છે, તે સર્વ વિઘ્નોનો નાશ કરનાર છે

જય વીયરાય—આમાં પ્રભુની પાસે કેટલીક ઉત્તમ પ્રાર્થના કરવામા આવી છે

અરિહંતચેઇઆણુ (ચૈત્યસ્તવ)—આમા જ્યા દેવવદન કરતા હોઇએ તે એક દેરાની પ્રતિમાઓને વદન કરવામા આવ્યુ છે.

**કલ્લાણકંદં**—આ શ્રી ઋષભદેવ, શાન્તિનાથ, નેમિનાથ, પાર્શ્વનાથ અને મહાવીરસ્વામીની સ્તુતિ છે.*

**સંસારદાવા**—આ શ્રી મહાવીરસ્વામી વિગેરેની સ્તુતિ છે. શ્રી હરિભદ્રસૂરિજીએ રચી છે.

**પુક્ખરવરદી ( શ્રુતસ્તવ )**—આમાં વિચરતા તીર્થંકરોની તથા જ્ઞાનના સ્તુતિ છે.

**સિદ્ધાણં બુદ્ધાણં ( સિદ્ધસ્તવ )**–આમાં સર્વસિદ્ધ, મહાવીરસ્વામી, નેમિનાથ તથા અષ્ટાપદ ઉપર વિરાજમાન ચોવીશ તીર્થંકરોની સ્તુતિ છે.

**વેયાવચ્ચગરાણં**–આથી સમકિતી દેવોને સંભારવામાં આવે છે.

**ઇચ્છામિ ઠામિ**–આથી આખા દિવસમાં લાગેલાં પાપને સામાન્ય રીતે જાહેર કરી તેની માફી માગવામાં આવે છે.

**નાણંમિ**–આ આઠ ગાથામાં જ્ઞાનાદિ પાંચ આચારના ભેદોનું વર્ણન છે.

**વાંદણા ( સુગુરુવંદન )**–આથી સુગુરુને વંદન કરી તેમની પ્રત્યે થયેલા દોષની ક્ષમા યાચવામાં આવે છે.

**સાત લાખ**–આમાં ચોરાશી લાખ યોનિવાળા જીવોમાં જે જીવો હણાયા હોય તે બાબત મિચ્છામિ દુક્કડં દેવામાં આવે છે.

**અઢાર પાપસ્થાનક**–આમાં અઢાર પ્રકારે પાપ બંધાય છે તેનાં નામ છે અને પછી તેવી રીતે કરેલાં પાપની ક્ષમા માગવામાં આવી છે. ( મિચ્છા દુક્કડં દેવામાં આવે છે. )

**સવ્વસ્સવિ**–આમાં લાગેલાં પાપને અતિ ટૂંકામાં કહેવા સાથે તેની માફી માગવામાં આવી છે.

---

* પહેલી ગાથામાં અમુક તીર્થંકરની, બીજી ગાથામાં સર્વજિનની, ત્રીજીમાં જ્ઞાનની અને ચોથીમાં શાસનદેવદેવીની સ્તુતિ છે.

વંદિત્તુ ( શ્રાદ્ધ પ્રતિક્રમણ સૂત્ર )—આથી શ્રાવકને બાર વ્રત વિગેરેમાં લાગેલા દોષને બહુ દિલગીરી સાથે પિશ્ચાત્તાપથી જાહેર કરી તેવા દોષો ફરીથી ન લાગે તેવી ઇચ્છા સાથે તે બાબત માફી માગવામાં આવી છે.

અબ્ભુટ્ઠિઓ ( ક્ષામણક સૂત્ર )-આથી આપણાથી ગુરુમહારાજ પ્રત્યે દિવસ તથા રાત સંબંધી જે જે અપરાધ થયા હોય તે જાહેર કરી તેમની પાસે માફી માગવામાં આવે છે.

આયરિય ઉવજ્ઝાએ-આમાં આચાર્ય, ઉપાધ્યાય, સકળ સંઘ તથા સર્વ જીવો ઉપર દોષ થયો હોય તો તેની તથા તેઓના બીજા જે કાંઇ અપરાધ થયા હોય તે બાબતની માફી માગવામાં આવે છે.

નમોઽસ્તુ વર્દ્ધમાનાય-આ શ્રી વીરપરમાત્માની સ્તુતિ છે, તે સાંજે દેવસી પ્રતિક્રમણમાં બોલાય છે.

વિશાલલોચન-આ પણ શ્રી વીરપ્રભુની સ્તુતિ છે, સવારે રાઇ પ્રતિક્રમણમાં બોલાય છે

સુઅદેવયા-આ શ્રુતદેવીની સ્તુતિ છે

જિસે ખિત્તે-આ ક્ષેત્રદેવીની સ્તુતિ છે.

કમલદલ-આ શ્રુતદેવીની સ્તુતિ છે તે સ્ત્રીઓ બોલે છે

યસ્યા ક્ષેત્ર-આ ક્ષેત્રદેવીની સ્તુતિ છે

જ્ઞાનાદિ૦-આ ભુવનદેવીની સ્તુતિ છે.

આ બન્ને સ્તુતિઓ પાક્ષિકાદિ પ્રતિક્રમણમાં બોલાય છે

અડ્ઢાઇજ્જેસુ ( મુનિવંદન સૂત્ર )-આથી અઢીદ્વીપમાં રહેલા સર્વ મુનિઓને નમસ્કાર કરવામાં આવે છે

વરકનક-આથી એકસો સિત્તેર તીર્થંકરોને વંદન કરવામાં આવે છે

લઘુશાન્તિ-શ્રી નાડુલ નગરમાં મરકી હઠાવવા શ્રી માનદેવસૂરિજીએ આ સ્તોત્ર રચ્યું છે એને ભણવાથી, સાંભળવાથી તથા તેના વડે મંત્રેલું જળ છાંટવાથી સર્વે રોગો દૂર થાય છે અને શાન્તિ ફેલાય છે.

**ચઉક્કસાય**–આ શ્રી પાર્શ્વનાથનું ગુણસ્તુતિરૂપ ચૈત્યવંદન છે.

**ભરહેસર**–આમાં બ્રહ્મચર્યવાળા તથા બીજી રીતે થએલા પ્રાતઃ-સ્મરણીય ઉત્તમ* પુરુષો અને સ્ત્રીઓનાં નામો ગણાવ્યાં છે.

**મન્હ જિણાણં**–આ સજ્ઝાયમાં શ્રાવકને કરવા યોગ્ય છત્રીશ કૃત્યોનું વર્ણન છે.

**સકલતીર્થ** (**તીર્થવંદના**)–આમાં ત્રણ લોકની અંદર આવેલા શાશ્વતા અને અશાશ્વતા ચૈત્યો તથા તેની અંદર રહેલી પ્રતિમાઓની સંખ્યા બતાવી તેઓને નમસ્કાર કરવામાં આવ્યો છે. આ **જીવવિ-જયજી**એ રચેલ છે.

**સ્નાતસ્યા**—શ્રી બાલચંદ્રસૂરિજીની રચેલી આ મહાવીરસ્વામી વગેરેની સ્તુતિ છે.

**સકલાર્હત્**–શ્રી હેમચંદ્રાચાર્ય મહારાજનું રચેલું આ ચૈત્યવંદન છે. એમાં ચોવીશ તીર્થંકરની જુદા જુદા શ્લોકથી સ્તુતિ કરવામાં આવી છે. પક્ખી, ચોમાસી અને સંવચ્છરી પ્રતિક્રમણમાં ચૈત્યવંદન તરીકે બોલાય છે.

**અજિતશાન્તિ**–શ્રી નંદિષેણસૂરિજીનું રચેલું આ અજિતનાથ અને શાન્તિનાથનું ભેગું સ્તવન છે. શ્રી શત્રુંજય ઉપર આ બન્ને ભગવાનનાં દહેરાસર સામસામાં હતાં, પણ આ સ્તવન પ્રથમ બોલાતી+ વખતે તે એક હારમાં આવી ગયાં એમ કહેવાય છે.

**બૃહત્શાન્તિ**–ભગવાન્ જન્મે છે ત્યારે તેમને મેરુપર્વત ઉપર ન્હવરાવવા ઇંદ્રો અને દેવતાઓ લઇ જાય છે. ત્યાં તેમને ન્હવરાવ્યા પછી તેઓ આ શાન્તિપાઠ બોલે છે. આની અંદર અનેક જીવોની અનેક પ્રકારે શાન્તિ ઇચ્છવામાં આવી છે. આ શ્રી નેમનાથ પ્રભુની માતા **શિવાદેવી**એ દેવીપણામાં રચેલી છે એમ કહેવાય છે.

---

* દાનેશ્વરી, તપસ્વી વગેરે.

\+ રચ્યું પણ તે જ વખતે છે.

અતિચાર-આ પકૂખી વિગેરે પ્રતિક્રમણ વખતે પાચ આચાર તથા બાર વ્રત વિગેરેમાં લાગેલા દોષ દૂર કરવા માટે બોલાવામા આવે છે. તેમાં નીચે જણાવેલી બાબતોમાં લાગતા દૂષણો બતાવેલા છે.

જ્ઞાનાચાર-જ્ઞાનને ભણવુ તથા ભણાવવુ તે.

દર્શનાચાર-સમકિત પાળવુ તથા પળાવવુ તે

ચારિત્રાચાર—સયમ પાળવુ તથા પળાવવુ તે.

સમકિત, બાર વ્રતો, તથા તેના અતિચારોનુ વર્ણન બતાવવામાં આવ્યુ છે.

સલેષણા-મરણ સમયે ભવિષ્યની ગતિ સુધારવા માટે વ્રત, પચ્ચખ્ખાણ કરવા તે.

બાહ્ય તપ-જેને બીજાઓ દેખી શકે એવો ઉપવાસાદિ, વિનયાદિ તપ કરવો તે

અભ્યતર તપ-જેને બીજાઓ ન દેખી શકે એવો પશ્ચાત્તાપ, વિનયાદિ તપ કરવો તે

વીર્યાચાર-ધર્મ સબધી ક્રિયાઓ તથા કાર્યોમા પોતાની શક્તિનો સદુપયોગ કરવો તે આ બધાંમા લાગેલા દોષો અતિચારમાં જણાવેલા છે અને તેની માફી માગવામાં આવી છે

સંતિકર-શ્રી મુનિસુદરસૂરિજીએ રચેલુ આ શ્રી શાન્તિનાથનૂ સ્તવન છે તેની અદર કેટલાએક દેવ તથા દેવીઓની આપણા રક્ષણને માટે પ્રાર્થના કરવામા આવી છે

તિજયપહુત્ત (સપ્તતિશત સ્તોત્ર)—આ સ્તોત્રમા એક સો સિત્તેર તીર્થંકરની સ્તુતિ છે શ્રી માનદેવસૂરિજીએ કોઈ વખતે શ્રી સઘમા વ્યતરે કરેલ ઉપસર્ગ દૂર કરવા આ સ્તોત્ર રચ્યુ છે

નમિઊણ (ભયહર સ્તોત્ર)—આ શ્રી માનતુગસૂરિજીએ રચેલુ શ્રી પાર્શ્વનાથનુ સ્તોત્ર છે એક ચિત્ત ભણવાથી મ્હોટા મ્હોટા ભય તથા વ્યાધિઓ નાશ પામે છે.

ભક્તામર-આ પણ શ્રી માનતુંગસૂરિજીએ રચેલું શ્રી આદિનાથનું સંસ્કૃત સ્તોત્ર છે. આ આચાર્ય મહારાજને કોઇ રાજાએ તેમની શક્તિની પરીક્ષા કરવા માટે ૪૮ બેડીઓ પહેરાવી હતી. તેઓ જેમ જેમ શ્લોકો રચતા ગયા તેમ તેમ તે બેડીઓ તુટતી ગઇ* આથી જૈનધર્મની બહુ ઉન્નતિ ( ચઢતી ) થઇ, અને રાજા જૈનધર્મમાં પ્રીતિવાળો થયો, આને ભણવાથી ઇચ્છા પ્રમાણે આરોગ્ય ( રોગ રહિતપણું ) તથા લક્ષ્મી મળે છે.

કલ્યાણમંદિર—આ શ્રી સિદ્ધસેનદિવાકરસૂરિજીએ રચેલું શ્રી પાર્શ્વનાથનું સ્તોત્ર ( સ્તવન ) છે. આ ઉજ્જયિની નગરીમાં મહાકાળ નામના જૈન મંદિરમાં શ્રી પાર્શ્વપ્રભુની પ્રતિમા હતી. તેને બ્રાહ્મણોએ શિવલીંગ પધરાવી ઢાંકી દીધી હતી. બાદ આ સ્તોત્ર રચનાર આચાર્ય મહારાજ ત્યાં ગયા અને આ સ્તોત્ર રચ્યું. તેનો અગિયારમો શ્લોક રચતાં તે લીંગ ફાટયું અને પ્રતિમાજી પ્રગટ થયા. આને ભણવાથી સર્વ પ્રકારના વિઘ્નો નાશ પામે છે અને સુખ મળે છે.

રત્નાકરપચ્ચીશી—આ શ્રી રત્નાકરસૂરિજીની રચેલી પ્રભુસ્તુતિ છે. એમાં આચાર્ય મહારાજે પોતામાં રહેલા દોષો તથા અવગુણોની નિંદા કરી છે. છેવટે સમકિતની માંગણી કરી છે.

---

* પ્રથમ ભક્તામર સ્તોત્રમાં શ્લોક પણ ૪૮ હતા, તેમાંથી કોઇ પણ કારણસર ૪ પ્રાતિહાર્યના ૪ શ્લોક કાઢી નાખવામાં આવ્યા છે.

# ખંડ આઠમો

## વિધિવિધાનો.

### ૧ ગુરૂવંદનનો વિધિ.

પ્રથમ બે ખમાસમણ દેવા પછી ઇચ્છકાર સુહરાઇનો પાઠ કહેવો પછી અબ્ભુટ્ઠિઓ ખામવો.

બપોરના સાડાચાર સુધી સુહરાઇ પાઠ બોલવો. ત્યારપછી સુહ-દેવસી પાઠ બોલવો. પદવીધર સાધુ મહારાજ હોય તો ઇચ્છકાર પછી એક ખમાસમણ દઇ પછી અબ્ભુટ્ઠિઓ ખામવો.

### ૨ ચૈત્યવંદન કરવાનો વિધિ

પ્રથમ ત્રણ ખમાસમણ દેવા પછી ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ચૈત્ય-વંદન કરૂં ? ઇચ્છં એમ કહી દરેક ચૈત્યવંદન પહેલા નીચે મુજબ બોલવું

સકલકુશલવલ્લિ પુષ્કરાવર્તમેઘો
દુરિતતિમિરભાનુઃ કલ્પવૃક્ષોપમાન
ભવજલનિધિપોત, સર્વસંપત્તિહેતુ
સ ભવતુ સતત વ, શ્રેયસે શાન્તિનાથ

ઉપર મુજબ બોલ્યા પછી ચૈત્યવંદન કહેવું પછી જં કિંચિ કહી, બે હાથ જોડી નાસિકા સુધી હાથ ઊંચા રાખી નમુત્થુણં, જાવંતિ ચેઇ-આઇ કહી, એક ખમાસમણ દઇ, 'જાવંત કેવિ સાહૂ,' તથા નમોઽર્હત્ કહી ઓછામાં ઓછી પાંચ ગાથાનું ભાવવાહી સ્તવન બોલવું પછી બે હાથ જોડી લલાટે લગાડી જય વીયરાય સંપૂર્ણ કહેવા (આભવમખંડા કહ્યા પછી હાથ જરા નીચે ઉતારી લેવા)

પછી ઊભા થઈ અરિહંતચેઇઆણું, અન્નત્થ૦ કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરી પારીને નમોઽર્હત્ કહી થોય કહેવી.

## ૩ સામાયિક લેવાનો વિધિ.

પ્રથમ સ્થાપનાચાર્યજી ન હોય તો ઊંચે આસને પુસ્તક વિગેરે મૂકીને શ્રાવક શ્રાવિકાએ કટાસણું, મુહપત્તિ, ચરવળો લઈ, શુદ્ધ વસ્ત્ર પહેરી, જગ્યા પુંજી, તેના પર કટાસણું પાથરી તે પર બેસવું. પછી મુહપત્તિને ડાબા હાથમાં મુખ પાસે રાખી જમણા હાથને સ્થાપનાજી સન્મુખ રાખી એક નવકાર અને પંચિંદિય કહેવા. પછી ઇચ્છામિ ખમાસમણ દઈ, "ઇરિયાવહિયં, તસ્સ ઉત્તરી, અન્નત્થ ઊસસિએણં" કહી એક લોગસ્સનો (ચંદેસુ નિમ્મલયરા સુધી) ન આવડે તો ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરવો. અને 'નમો અરિહંતાણં' પદ બોલી, કાઉસ્સગ્ગ પારી પછી લોગસ્સ કહેવો.

પછી ખમાસમણ દઈ, "ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! સામાયિક મુહપત્તિ પડિલેહું? ઇચ્છં" એમ કહી પચાસ બોલ ચિંતવવા. સાથે મુહપત્તિની પડિલેહણા કરવી. પછી ખમાસમણ દઈ "ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! સામાયિક સંદિસાહું? ઇચ્છં" બોલી, વળી ખમાસમણ દઈ "ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! સામાયિક ઠાઉં? ઇચ્છં" એમ કહી બે હાથ જોડી એક નવકાર ગણી "ઇચ્છકારી ભગવન્! પસાય કરી સામાયિક દંડક ઉચ્ચરાવોજી" કહી, ગુરુ અથવા વડિલ હોય તો તેમની પાસે 'કરેમિ ભંતે' ઉચ્ચરવું. ન હોય તો પોતે 'કરેમિ ભંતે'-નો પાઠ બોલવો.

પછી ખમાસમણ દઈ 'ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! બેસણે સંદિસાહું? ઇચ્છં' કહી, ખમાસમણ દઈ 'ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! બેસણે ઠાઉં? ઇચ્છં' કહી, ખમાસમણ દઈ 'ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! સજ્ઝાય સંદિસાહું? ઇચ્છં' કહી ખમાસમણ દઈ 'ઇચ્છા-

કારેણ સંદિસહ ભગવન્! સજ્ઝાય કરૂ ? ઈચ્છં ' એમ કહી ત્રણ નવકાર ગણવા પછી બે ઘડી (૪૮ મિનિટ) સજ્ઝાય ધ્યાન-ધર્મધ્યાન કરવુ.

## ૪ સામાયિક પારવાનો વિધિ.

ખમાસમણ દઈ, ઇરિયાવહી યાવત્ લોગસ્સ સુધી કહી ખમા૦ દઈ 'ઈચ્છાકારેણ સંદિસહ ભગવન્! મુહપત્તિ પડિલેહુ ? ઇચ્છં' કહી, મુહપત્તિ પડિલેહી, ખમાસમણ દઈ 'ઇચ્છા૦ સામાયિક પારૂ ? યથાશક્તિ' વળી ખમાસમણ દઈ 'ઇચ્છા૦ સામાયિક પાર્યું, તહત્તિ' કહેવુ પછી જમણો હાથ ચરવલા ઉપર અથવા કટાસણા ઉપર સ્થાપી એક નવકાર ગણી "સામાઇયવયજુત્તો" કહીએ પછી[1] જમણો હાથ પોતાના મુખ સામો સવળો રાખીને એક નવકાર ગણીએ

## ૫ દૈવસિક પ્રતિક્રમણનો વિધિ

પ્રથમ બતાવ્યા મુજબ સામાયિક લેવુ પછી પાણી વાવર્યું હોય તો મુહપત્તિ પડિલેહવી અને આહાર વાવર્યો હોય તો વાદણા બે દેવાં ત્યા બીજા વાદણામા 'આવસ્સિઆએ' પદ ન કહેવુ પછી યથાશક્તિ પચ્ચખ્ખાણ કરવુ પછી ખમાસમણ દઈ ઇચ્છા૦ કહી વડેરાએ અથવા પોતે ચૈત્યવંદન કહેવુ પછી જં કિંચિ૦ નમુત્થુણં૦ કહી ઊભા થઇને અરિહતચેઇયાણં તથા અન્નત્થ૦ કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરી પારીને નમોઽર્હત્૦ કહી પ્રથમ થોય કહેવી પછી લોગસ્સ૦ સવ્વલોએ અરિહતચેઇયાણં કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરી પારીને બીજી થોય કહેવી પછી પુખ્ખરવરદી૦ કહી સુઅસ્સ ભગવઓ કરેમિ કાઉસ્સગ્ગ વંદણવત્તિયાએ કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરી પારીને ત્રીજી થોય કહેવી. પછી સિદ્ધાણં, બુદ્ધાણં૦ કહી વેયાવચ્ચગરાણં૦ કરેમિ કાઉસ્સગ્ગ અન્નત્થ કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરી પારીને નમોઽર્હત્ કહી ચોથી થોય કહેવી પછી બેસીને નમુત્થુણં કહેવુ. પછી -

---

૧ સ્થાપનાચાર્ય હોય તો નવકાર ગણવાની જરૂર નથી

ચાર ખમાસમણુ દેવાપૂર્વક ભગવાન્, આચાર્ય, ઉપાધ્યાય, સર્વ સાધુ પ્રત્યે થોભવંદન કરીએ. પછી 'ઇચ્છાકારી સમસ્ત શ્રાવક વંદું' એમ કહેવું. પછી 'ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! દેવસિઅપડિક્કમણે ઠાઉં? ઇચ્છં' કહી જમણો હાથ ચરવળા અથવા કટાસણા ઉપર સ્થાપીને સવ્વસ્સવિ દેવસિઅ૰, કહેવું.

પછી ઊભા થઈ [1]કરેમિ ભંતે૰, ઇચ્છામિ ઠામિ કાઉસ્સગ્ગં, જો મે દેવસિઓ૰ તસ્સ ઉત્તરી૰ કહીને પાંચ આચારની (અતિચારની) આઠ ગાથાનો કાઉસ્સગ્ગ કરવો. આઠ ગાથા ન આવડે તો આઠ નવકારનો કાઉસ્સગ્ગ કરવો. કાઉસ્સગ્ગ પારીને લોગસ્સ કહેવો. પછી બેસીને ત્રીજા આવશ્યકની મુહપત્તિ પડિલેહીને વાંદણાં બે દેવાં. પછી ઊભા થઈને ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! દેવસિઅં આલોઉં? ઇચ્છં આલોએમિ જો મે દેવસિઓ૰ કહીને[2] સાત લાખ કહેવા. પછી અઢાર પાપસ્થાનક આલોઈને, સવ્વસ્સ વિ દેવસિઅ૰ કહી વીરાસને અથવા જમણો ઢીંચણ ઊભો રાખી એક નવકાર, કરેમિ ભંતે, ઇચ્છામિ પડિક્કમિઉં જો મે દેવસિઓ૰ કહીને વંદિત્તુ કહેવું. પછી વાંદણાં બે દેવાં. પછી અબ્ભુટ્ઠિઓહં અબ્ભિંતર દેવસિઅં ખામીને વાંદણાં બે દેવાં. પછી ઊભા થઈ, આયરિઅઉવજ્ઝાએ કહીને કરેમિ ભંતે૰, ઇચ્છામિ ઠામિ કાઉસ્સગ્ગં જો મે દેવસિઓ૰ તસ્સ ઉત્તરી૰ અન્નત્થ૰ કહી બે લોગસ્સ ન આવડે તો આઠ નવકારનો કાઉસ્સગ્ગ કરવો. તે પારીને લોગસ્સ કહી સવ્વલોએ અરિહંતચેઇયાણં અન્નત્થ કહી એક લોગસ્સ ન આવડે તો ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરવો. તે પારીને પુક્ખરવરદી૰ સુઅસ્સ ભગવઓ૰ કરેમિ કાઉસ્સગ્ગં વંદણ૰ કહીને એક લોગસ્સ ન આવડે તો ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરવો. તે પારીને સિદ્ધાણં બુદ્ધાણં૰ કહી સુઅદેવયાએ કરેમિ કાઉસ્સગ્ગં, અન્નત્થ૰ કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરવો. તે

---

[1] પોસહવાલાએ જાવ નિયમંને બદલે જાવ પોસહં કહેવું.

[2] પોસહવાલાએ અત્રે ગમણાગમણે કહેવા.

પારી નમોઽર્હત્‌૦ કહી પુરુષે 'સુઅદેવયા ભગવઇ' ની થોય કહેવી અને સ્ત્રીએ 'કમલદલની' થોય કહેવી પછી ખિત્તદેવયાએ કરેમિ કાઉસ્સગ્ગ અન્નત્થ૦ કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરવો તે પારી નમોઽર્હત્‌ કહી પુરુષે 'જીસે ખિત્તે સાહુ૦' ની થોય કહેવી, અને સ્ત્રીએ 'યસ્યા ક્ષેત્ર સમાશ્રિત્ય'ની થોય કહેવી પછી એક નવકાર પ્રગટ ગણી બેસીને છઠ્ઠા આવશ્યકની મુહપત્તિ પડિલેહીને બે વાંદણા દેવાં પછી "સામાયિક, ચઉવ્વિસત્થો, વંદન, પડિક્કમણુ, કાઉસ્સગ્ગ, પચ્ચખાણ કર્યું છેજી, ઇચ્છામો અણુસટ્ઠિં, નમો ખમાસમણાણં, નમોઽર્હત્‌" કહીને પુરુષ નમોઽસ્તુ વર્ધમાનાય કહે, અને સ્ત્રી સંસારદાવાની ત્રણ થોય કહે

પછી નમુત્થુણં૦ કહી સ્તવન કહેવું પછી વરકનક૦ કહી ભગવન્‌ આદિ ચારને વાંદવા પછી જમણો હાથ ચરવળા યા ભૂમિ ઉપર સ્થાપી અડ્ઢાઇજ્જેસુ કહેવું પછી "ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્‌! દેવસિઅપાયચ્છિત્તવિસોહણત્થં કાઉસ્સગ્ગ કરું ? ઇચ્છં, દેવસિઅપાયચ્છિત્તવિસોહણત્થં કરેમિ કાઉસ્સગ્ગ" અન્નત્થ૦ કહી, ચાર લોગસ્સ ન આવડે તો સોળ નવકારનો કાઉસ્સગ્ગ કરવો તે કાઉસ્સગ્ગ પારી પ્રગટ લોગસ્સ કહી પછી ખમાસમણ દઈ "ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્‌! સજ્ઝાય સંદિસાહુ ? ઇચ્છં" કહી પાછુ બીજુ ખમાસમણ દઇ "ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્‌! સજ્ઝાય કરું ? ઇચ્છં" કહી, બેસીને એક નવકાર ગણી સજ્ઝાય કહીએ પછી એક નવકાર ગણીએ પછી ખમાસમણ દઇ, "ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્‌! દુક્ખક્ખય કમ્મક્ખય નિમિત્ત કાઉસ્સગ્ગ કરું ? ઇચ્છં, દુક્ખક્ખય કમ્મક્ખય નિમિત્ત કરેમિ કાઉસ્સગ્ગ" એમ કહી અન્નત્થ૦ કહી ચાર લોગસ્સ સંપૂર્ણ, ન આવડે તો સોળ નવકારનો કાઉસ્સગ્ગ કરવો પછી એક વડીલે અથવા પોતે પારીને નમોઽર્હત્‌૦ કહી લઘુશાંતિ કહેવી પછી પ્રગટ લોગસ્સ કહી ખમાસમણ દઇ ઇરિયાવહી૦ તસ્સ ઉત્તરી૦ અન્નત્થ૦ કહી એક લોગસ્સ અથવા ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરી પારી પ્રગટ લોગસ્સ કહેવો ચઉક્કસાય૦ નમુત્થુણં૦ જાવંતિ ચેઇ૦ કહી ખમાસમણ દઇ, જાવંત કેવિ સાહૂ૦ કહીને

નમોઽર્હત્‌૦ ઉવસગ્ગહરં૦ જય વીયરાય૦ કહી મુહપત્તિ પડિલેહવી. પછી ઇચ્છામિ૦ "ઇચ્છા૦ સામાયિક પારું ? યથાશક્તિ" કહી "ઇચ્છામિ૦ ઇચ્છા૦ સામાયિક પાર્યું તહત્તિ" કહી જમણો હાથ ઉપધિ ઉપર સ્થાપી એક નવકાર ગણીને સામાઇયવયજુત્તો કહેવો. પછી સ્થાપેલી સ્થાપના હોય તો પોતાના મુખ સામો હાથ રાખી એક નવકાર ગણી ઊઠવું.

## ૬ રાઇપ્રતિક્રમણ વિધિ.

પ્રથમ પૂર્વની રીતે સામાયિક લેવું. પછી ખમાસમણ દઇ "ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્‌! કુસુમિણ દુસુમિણ ઉડ્ડાવણિ રાઇપાયચ્છિત્તવિસોહણત્થં કાઉસ્સગ્ગ કરું ? ઇચ્છં, કુસુમિણ દુસુમિણ ઉડ્ડાવણિ રાઇપાયચ્છિત્તવિસોહણત્થં કરેમિ કાઉસ્સગ્ગં" એમ કહી અન્નત્થ૦ કહી, ચાર લોગસ્સનો કાઉસ્સગ્ગ સાગરવરગંભીરા સુધી ન આવડે તો સોળ નવકારનો કરી પારી પ્રગટ લોગસ્સ કહેવો. પછી ખમાસમણ દઇ, જગચિંતામણિનું ચૈત્યવંદન જય વીયરાય સુધી કહેવું. પછી ચાર ખમાસમણપૂર્વક ભગવાન્‌, આચાર્ય, ઉપાધ્યાય અને સર્વ સાધુ પ્રત્યે વાંદવા. પછી ખમાસમણ દઇ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્‌ સજ્ઝાય સંદિસાહું ?' અને બીજું ખમાસમણ આપી ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્‌ સજ્ઝાય કરું ? એમ આદેશ માગી એક નવકાર ગણીને ભરહેસરની સજ્ઝાય કહી, ઉપર એક નવકાર ગણવો. પછી ઇચ્છકાર સુહરાઇનો પાઠ કહી 'ઇચ્છાકારેણ સંદિ૦ રાઇપડિક્કમણે ઠાઉં ?' કહીને જમણો હાથ ઉપધિ ઉપર સ્થાપી "ઇચ્છં સવ્વસ્સવિ રાઇય દુચ્ચિંતિય૦" કહેવું. પછી નમુત્થુણં તથા કરેમિ ભંતે કહી ઇચ્છામિ ઠામિ કાઉસ્સગ્ગં૦ તસ્સ ઉત્તરી૦ અન્નત્થ કહી એક [1]લોગસ્સ ન આવડે તો ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરવો. પારીને પ્રગટ લોગસ્સ કહી, સવ્વલોએ અરિહંત૦ કહી એક લોગસ્સ ન આવડે તો ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરવો. તે પારી પુક્ખરવરદી૦ સુઅસ્સ૦ વંદણ૦ કહી પાંચ આચારની (અતિચારની) આઠ ગાથાનો ન

૧ ચંદેસુ નિમ્મલયરા સુધી.

આવડે તો આઠ નવકારનો કાઉસ્સગ્ગ કરવો પારી સિદ્ધાણં બુદ્ધાણં૦ કહીને ત્રીજા આવશ્યકની મુહપત્તિ પડિલેહી, વાંદણાં બે દેવાં ત્યાંથી અબ્ભુટ્ઠિઓ ખામી વાંદણાં બે દઈએ ત્યાંસુધી દેવસીની રીતે જાણવું પણ જે ઠેકાણે 'દેવસિઅ' આવે તે ઠેકાણે 'રાઇઅ' કહેવું પછી આયરિય-ઉવજ્ઝાએ૦ કરેમિ ભંતે૦ ઇચ્છામિ ઠામિ૦ તસ્સ ઉત્તરી૦ કહી [1]તપચિંતવણીનો અને તે કરતા ન આવડે તો સોળ નવકારનો કાઉસ્સગ્ગ કરવો તે પારીને પ્રગટ લોગસ્સ કહી છઠ્ઠા આવશ્યકની મુહપત્તિ પડિલેહીને વાંદણાં બે દેવા પછી તીર્થવંદન—સકલ તીર્થ૦ કહેવું પછી યથાશક્તિએ પચ્ચખ્ખાણ કરવું પછી "સામાયિક, ચઉવ્વિસત્થો, વંદન, પડિક્કમણ, કાઉસ્સગ્ગ, પચ્ચખ્ખાણ કર્યું છે જી" એમ કહી ૭ આવશ્યક સંભારવા. તેમાં પચ્ચખ્ખાણ કર્યું હોય તો કર્યું છે જી કહેવું, અને ધાર્યું હોય તો ધાર્યું છે જી એમ કહેવું.

પછી ઇચ્છામો અણુસટ્ઠિં નમો ખમાસમણાણં નમોઽર્હત્૦ કહીને વિશાલલોચન૦ કહેવું, અને સ્ત્રીએ સંસારદાવાની ત્રણ થોય કહેવી પછી નમુત્થુણં૦ અરિહંતચેઇયાણં૦ કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરી પારી નમોઽર્હત્ કહી કલ્લાણકંદની પ્રથમ થોય કહેવી પછી લોગસ્સ૦ પુક્ખરવરદી૦, સિદ્ધાણં બુદ્ધાણં૦ કહી અનુક્રમે ચાર થોય કહીએ છીએ ત્યાં સુધી સર્વ કહેવું પછી [2]નમુત્થુણં૦ કહી ભગવાન્ આદિ ચારને ચાર ખમાસમણે વાંદવા પછી જમણો હાથ ચરવળા ઉપર સ્થાપી અડ્ઢાઇજ્જેસુ૦ કહેવું પછી સીમંધરસ્વામીનું ચૈત્યવંદન, સ્તવન, જય વીયરાય૦ કાઉસ્સગ્ગ, થોય પર્યંત કહીએ છીએ ત્યાં સુધી કહેવું પછી ખમાસમણપૂર્વક શ્રી સિદ્ધાચલજીનું ચૈત્યવંદન, સ્તવન, જય વીયરાય૦

---

૧ તપચિંતવન કાઉસગ્ગનો વિધિ આગળ આપ્યો છે.

૨ પોસહવાળાએ નમુત્થુણં પછી ખમા૦ લઇ બહુવેલ સંદિસાહુ અને બહુવેલ કરશું, એ આદેશ માગવા

પછી વાંદણા બે દેવા. પછી "દેવસિઅ આલોઇઅ પડિક્કંતા ઇચ્છાકા૦ ભગવન્! પખ્ખિઅ પડિક્કમામિ ?" વડીલ સમ્મં પડિક્કમેહ એમ કહે ત્યારે શિષ્ય સમ્મ પડિક્કમામિ, ઇચ્છં" એમ કહી, કરેમિ ભંતે સામાઇય૦ કહી, ઇચ્છામિ પડિક્કમિઉં જો મે પખ્ખિઓ અઇઆરો૦ કહેવું. પછી ખમાસમણ દઈ 'ઇચ્છાકારેણ સંદિ૦ પખ્ખિસૂત્ર કહું ' એમ કહી, ત્રણ નવકાર ગણી સાધુ હોય તો પખ્ખિ સૂત્ર કહે, અને સાધુ ન હોય તો ત્રણ નવકાર ગણીને શ્રાવક વંદિત્તુ કહે. પછી સુઅદેવયાની થોય કહેવી પછી નીચા બેસી જમણો ઢીંચણ ઊભો રાખી એક નવકાર ગણી કરેમિ ભંતે૦ ઇચ્છામિ પડિ૦ કહી વંદિત્તુ કહેવું. પછી કરેમિ ભંતે૦ ઇચ્છામિ ઠામિ કાઉસ્સગ્ગ જો મે પખ્ખિઓ૦ તસ્સ ઉત્તરી૦ અન્નત્થ૦ કહી બાર લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવો (તે લોગસ્સ ચંદેસુ નિમ્મલયરા સુધી કહેવા ) ન આવડે તો અડતાળીશ નવકારનો કાઉસ્સગ્ગ કરી પારવો. પારીને પ્રગટ લોગસ્સ કહી, મુહપત્તિ પડિલેહીને વાંદણા બે દેવા પછી 'ઇચ્છાકારેણ૦ સમાપ્તખામણેણું અબ્ભુટ્ઠિઓહં અબ્ભિંતર પખ્ખિઅં ખામેઉં ? ઇચ્છં ખામેમિ પખ્ખિઅં ' એમ કહી 'એક પખ્ખસ્સ પનરસ રાઇદિવાણું જં કિંચિ અપત્તિઅં૦ ' કહેવું પછી ખમાસમણ દઈને 'ઇચ્છાકા૦ કહી પખ્ખિ ખામણા ખામું ? ' એમ કહી ખામણાં ચાર ખામવા પછી દેવસિ પ્રતિક્રમણમાં વંદિત્તુ કહ્યા પછી વાંદણા દઈએ ત્યાંથી તે સામાયિક પારીએ ત્યાં સુધી સર્વ દેવસિની પેરે જાણવું, પણ સુઅદેવયાની થોયને ઠેકાણે જ્ઞાનાદિની થોય કહેવી તેમાં પહેલો કાઉસ્સગ્ગ ભુવણદેવયાનો કરવો જિસે ખિત્તે ને ઠેકાણે યસ્યા ક્ષેત્ર કહેવી સ્તવન અજિતશાંતિનું કહેવું સજ્ઝાયને ઠેકાણે નવકાર, ઉવસગ્ગહર કહી સંસારદાવાની થોયો ચાર કહેવી. લઘુશાંતિને બદલે બૃહત્શાંતિ (મોટી શાંતિ) કહેવી

શ્રાવકને ચાર ખામણા ખામવાની રીત—

પહેલા બે ખામણામાં ખમાસમણ દઈ કટાસણા ઉપર હાથ થાપી એક નવકાર ગણી સિરસા મણસા મત્થએણ વંદામિ કહેવું. ત્રીજામાં

ખમાસમણ આપી નવકાર એક ગણી તસ્સ મિચ્છામિ દુક્કડં કહેવું અને ચોથામાં પહેલા મુજબ.

## ૮ ચઉમાસી પ્રતિક્રમણ વિધિ.

ચઉમાસી પ્રતિક્રમણ પણ પક્ખિ પ્રતિક્રમણની વિધિ પ્રમાણે જ કરવાનું છે. પરન્તુ નીચેના ફેરફારો ખાસ ધ્યાનમાં રાખવા.–

૧ પક્ખિ પ્રતિક્રમણમાં વાંદણા દેતી વખતે પક્ખો વઇક્કંતો કહેવાય છે. તેને બદલે ચઉમાસી વઇક્કંતા કહેવું, તથા પક્ખિ વઇક્કમંના ઠેકાણે ચઉમાસીઅં વઇક્કમં અને પક્ખિઆએને બદલે ચઉમાસિઆએ કહેવું.

૨ વંદિત્તા સૂત્રમાં દેવસિઅં સવ્વં ને બદલે ચઉમાસિઅં સવ્વં કહેવું

૩ અતિચારમાં પક્ષ દિવસમાંહીના બદલે ચઉમાસિ દિવસમાંહી બોલવું.

૪ પક્ખિ પ્રતિક્રમણમાં સંબુદ્ધાખામણેણું પત્તેયખામણેણું તથા સમત્તખામણેણું આવે તે ઠેકાણે એક પક્ખસ્સ પનરસ રાઇદિયાણું બોલાય છે તેને બદલે ચાર માસાણું આઠ પક્ખાણું એક સો વીસ રાઇદિયાણું ( દિવસાણં ) એ પ્રમાણે બોલવું. તથા પક્ખિઅં ખામેઉં ? ઇચ્છં, ખામેમિ પક્ખિઅં ને બદલે ચઉમાસિઅં ખામેઉં ? ઇચ્છં ખામેમિ ચઉમાસિઅં બોલવું.

૫ પક્ખિ તપ પ્રસાદ કરોજી ને બદલે–ચઉમાસિ તપ પ્રસાદ કરોજી બોલવું અને તે સ્થળે ચઉત્થેણં એક ઉપવાસ આદિ બોલાય છે ત્યાં છટ્ઠેણં બે ઉપવાસ–ચાર આયંબિલ–છ નિવિ–આઠ એકાસણા–સોળ બેઆસણા–ચાર હજાર સજ્ઝાય એ પ્રમાણે બોલવું.

૬ પક્ખિ સૂત્ર કઢું ? ને બદલે ચઉમાસી સૂત્ર કઢું ? એમ બોલવું.

૭ બાર લોગસ્સના કાઉસ્સગ્ગને ઠેકાણે વીશ લોગસ્સ નહિ આવડે તો ૮૦ નવકારનો કાઉસ્સગ્ગ કરવો.

૮ આ સિવાય જ્યાં જ્યાં સૂત્રમાં કે આદેશમાં પક્ખિ શબ્દ આવે ત્યાં ત્યાં ચઉમાસી શબ્દ બોલવો.

૯ જ્યારે ચઉમાસી પડિક્કમણુ પૂરું થાય અને દેવસી પડિક્કમણાની શરૂઆત થાય ત્યારે એટલે કે ખામણા ખામી રહ્યા પછી કારતક, ફાગણ કે અષાઢ એ ત્રણ ચઉમાસીમાંથી જે પ્રતિક્રમણ હોય તેમા પાણી–કામળી–સુખડી–ભાજીપાલા–મેવામીઠાઇ આદિનો જેટલો શાસ્ત્રીયકાળ હોય અને આગામી ચઉમાસી સુધીમા જેટલો કાળ થતો હોય તે પણ સમજાવવો, જેની વિગત આગળ આપવામા આવી છે

## ૯ સવત્સરી પ્રતિક્રમણ વિધિ.

સવચ્છરી પ્રતિક્રમણ પણ પકખીની વિધિ પ્રમાણે જ કરવાનુ છે. પણ વિશેષ એ છે કે–

૧ જ્યા જ્યાં પક્ખિ શબ્દ આવે છે ત્યા ત્યા સવચ્છરી શબ્દ કહેવો

૨ વાદણામા પકખો વઇક્કંતોના બદલે સવચ્છરો વઇક્કતો, પક્ખિઅ વઇક્કમના બદલે સવચ્છરિઅ વઇક્કમ, અને પક્ખિઆએના બદલે સવચ્છરિઆએ બોલવુ

૩ સબુદ્ધાખામણેણ, પત્તેયખામણેણ, અને સમત્તખામણેણ એ ત્રણે વખતે એક પકખસ્સ આદિ બોલાય છે તેને બદલે બાર માસાણુ, ચોવીશ પકખાણુ, ત્રણસો ને સાઠ રાઇદિયાણું (દિવસાણુ) એ પ્રમાણે બોલવુ

૪ પક્ખિ તપ પ્રસાદ કરોજી એ સ્થળે સવચ્છરી તપ પ્રસાદ કરોજી એ પ્રમાણે બોલી ચઉત્થેણ, એક ઉપવાસ આદિ બોલાય છે તેને ઠેકાણે અટ્ઠમેણ (અટ્ઠમભત્ત) ત્રણ ઉપવાસ, ૭ આયબિલ, નવ-નિવિ, બાર એકાસણા, ચોવીશ બેઆસણા, ૭ હજાર સજ્ઝાય એ પ્રમાણે બોલવુ

૫ પક્ખિ પ્રતિક્રમણમા જ્યા બાર લોગસ્સનો કાઉસ્સગ્ગ આવે છે ત્યા ચાલીશ લોગસ્સનો (ચદેસુનિમ્મલયરા સુધી) અને ઉપર એક નવ-

કારનો કાઉસ્સગ્ગ કરવો. લોગસ્સ ન આવડે તેણે એકસો સાઠ નવકારનો કાઉસ્સગ્ગ કરવો.

૬ સંવચ્છરી પ્રતિક્રમણમાં પ્રત્યેક ખામણા સમયે સકલ જીવો સાથે ત્રિવિધ ત્રિવિધ ખમતખામણા ( મિચ્છા મિ દુક્કડં ) કરવા.

## ૧૦ છૂટા શ્રાવકોને પડિલેહણ કરવાનો વિધિ.

નવકાર પંચિંદિઅ કહી, ( સ્થાપના હોય તો નવકાર પંચિંદિઅ ન કહેવા ) ઇરિયાવહિ પડિક્કમી, તસ્સ ઉત્તરી૦ અન્નત્થ૦ કહી, એક લોગસ્સ ન આવડે તો ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરી. પ્રગટ લોગસ્સ કહી, ખમાસમણ દઇ ' ઇચ્છાકા૦ પડિલેહણ કરું ? ઇચ્છં ' કહી, ઊભે પગે બેસી મુહપત્તિ, ચરવળો, કટાસણું, ઉત્તરાસણ, ધોતીયું, કંદોરો આદિનું પડિલેહણ કરવું, પછી કાજો કાઢી જીવ કલેવર સચિત્ત આદિ જોવું. પછી કાજો કાઢનાર સ્થાપનાજી સન્મુખ ઊભો રહી ઇરિયાવહિ પડિક્કમે. પછી કાજો પરઠવવા જગ્યા શોધી ત્રણ વાર ' અણુજાણહ જસ્સુગ્ગહો ' કહી કાજો પરઠવે. પછી ત્રણ વાર ' વોસિરે ' કહેવું.

## ૧૧ દેવ વાંદવાનો વિધિ.

પ્રથમ ઇરિયાવહિ પડિક્કમવાથી માંડીને યાવત્ લોગસ્સ કહીએ. પછી ઉત્તરાસણ નાખી, ચૈત્યવંદન, નમુત્થુણં૦ કહી જય વીયરાય૦ " આભવમખંડા " સુધી હાથ જોડી કહેવા. વળી ફરી ચૈત્યવંદન કહીને નમુત્થુણં૦ કહી યાવત્ ચાર થોયો કહીએ ત્યાં સુધી બધું કહેવું. પછી નમુત્થુણં કહી ફરી ચાર થોયો કહેવી. પછી નમુત્થુણં૦ જાવંતિ૦ ખમાસમણ દઇ જાવંત કેવિ સાહૂ૦ કહી સ્તવન કહી જય વીયરાય૦ આભવમખંડા સુધી કહેવા. પછી ચૈત્યવંદન કહી નમુત્થુણં કહી જય વીયરાય સંપૂર્ણ કહેવા. પછી ખમાસમણ દઇ " ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ! સજ્ઝાય કરૂં ? ઇચ્છં " એમ કહી નવકાર ગણી મન્હ જિણાણં૦ની સજ્ઝાય કહેવી. સવારે દેવ વાંદવામાં મન્હજિણાણં૦ની સજ્ઝાય કહેવી. મધ્યાહ્ને તથા સાંજે સજ્ઝાય ન કહેવી.

## ૧૨ પોસહ લેવાનો વિધિ.

પ્રથમ ખમાસમણુ દઇ, ઇરિયાવહિય, તસ્સ ઉત્તરી અન્નત્થ ઊસસિએણું, કહી એક લોગસ્સનો કાઉસ્સગ્ગ ચંદેસુ નિમ્મલયરા સુધી કરવો કાઉસ્સગ્ગ પારી ઉપર સંપૂર્ણ લોગસ્સ કહેવો ત્યાર બાદ ખમાસમણુ દઇ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! પોસહ મુહપત્તિ પડિલેહું ? એમ આદેશ માગી ગુરુમહારાજ આદેશ આપે એટલે ઇચ્છં કહીને મુહપત્તિ પચાસ બોલ બોલી પડિલેહવી પછી ખમાસમણુ દઇ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! પોસહ સંદિસાહુ ? ઇચ્છં કહી વળી ખમાસમણુ દઇ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! પોસહ ઠાઉં ? ઇચ્છં એમ કહી બે હાથ જોડી એક નવકાર ગણી "ઇચ્છકારી ભગવન્! પસાય કરી પોસહદંડક ઉચ્ચરાવોજી" એમ બોલવુ ત્યાર બાદ ગુરુમહારાજ હોય તો ગુરુમહારાજ પોસહ ઉચ્ચરાવે, ન હોય તો વડીલ ઉચ્ચરાવે, નહિ તો પોતે જ નીચે મુજબ પોસહની કરેમિ ભંતે ઉચ્ચરે

## ૧૩ પોસહનું પચ્ચખ્ખાણ.

**કરેમિ ભંતે! પોસહં, આહારપોસહં, દેસઓ સવ્વઓ, સરીરસક્કારપોસહં સવ્વઓ, બંભચેરપોસહં સવ્વઓ, અવ્વાવારપોસહં સવ્વઓ, ચઉવ્વિહે પોસહે ઠામિ. [1]જાવ દિવસં અહોરત્તં પજ્જુવાસામિ, દુવિહં, તિવિહેણં, મણેણં વાયાએ કાએણં ન કરેમિ, ન કારવેમિ, તસ્સ ભંતે! પડિક્કમામિ નિંદામિ ગરિહામિ અપ્પાણં વોસિરામિ.**

---

૧ જો માત્ર દિવસનો જ પોસહ લેવો હોય તો "જાવ દિવસં" બોલવુ દિવસ અને રાતનો ભેગો લેવો હોય તો "જાવ અહોરત્તં" બોલવુ અને એકલો જ રાતનો પોસહ લેવો હોય તો "જાવ સેસ દિવસ રત્તં" એમ બોલવુ માત્ર રાત્રિ પોસહ લેવા આવનારને પાણી ચુકાવીને આવવુ સાંજના પોસહમાં આહારપોસહ સવ્વઓ બોલવું. દેસઓ બોલવુ નહિ

પછી ખમાસમણુ દઈ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! સામાયિક મુહપત્તિ પડિલેહું ? ઇચ્છં કહી મુહપત્તિ પડિલેહીને ખમાસમણ દઈ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! સામાયિક સંદિસાહું ? ઇચ્છં કહી ખમાસમણ દઈ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! સામાયિક ઠાઉં ? ઇચ્છં કહી બે હાથ જોડી એક નવકાર ગણી ઇચ્છકારી ભગવન્! પસાય કરી સામાયિક દંડક ઉચ્ચરાવોજી એમ બોલી, નીચે મુજબ પાઠ બોલવો.

**કરેમિ ભંતે ! સામાઈયં સાવજ્જં જોગં પચ્ચક્ખામિ, જાવ પોસહં પજ્જુવાસામિ દુવિહં, તિવિહેણં, મણેણં, વાયાએ, કાએણં, ન કરેમિ ન કારવેમિ તસ્સ ભંતે! પડિક્કમામિ નિંદામિ ગરિહામિ અપ્પાણં વોસિરામિ.**

પછી ખમાસમણુ દઈ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! બેસણે સંદિસાહું ? ઇચ્છં કહી ખમા૦ દઈ ઇચ્છા૦ બેસણે ઠાઉં ? ઇચ્છં કહી ખમા૦ દઈ ઇચ્છા૦ સજ્ઝાય સંદિસાહું ? ઇચ્છં કહી ખમા૦ દઈ ઇચ્છા૦ સજ્ઝાય કરું ? ઇચ્છં કહી હાથ જોડી ત્રણ નવકાર ગણવા.

પછી ખમા૦ દઈ ઇચ્છા૦ બહુવેલ સંદિસાહું ? ઇચ્છં કહી ખમા૦ દઈ ઇચ્છા૦ બહુવેલ કરશું ? ઇચ્છં.

ખમા૦ દઈ ઇચ્છા૦ [1]પડિલેહણ કરું ? ઇચ્છં કહીને મુહપતિ ૫૦ બોલથી, ચરવળો ૧૦ બોલથી, કટાસણું ૨૫ બોલથી. સુતરનો કંદોરો ૧૦ બોલથી અને ધોતીયું ૨૫ બોલથી એમ પાંચ વાના પડિલેહવા.

પછી ખમા૦ દઈ ઇરિયાવહિ પડિક્કમી, એક લોગસ્સનો ચંદેસુ નિમ્મલયરા સુધી કાઉસ્સગ્ગ કરી ઉપર સંપૂર્ણ લોગસ્સ કહી ખમા૦ દઈ ઇચ્છકારી ભગવન્! પસાય કરી પડિલેહણા પડિલેહાવોજી. એમ બોલી વડીલનું (બ્રહ્મચર્ય આદિવ્રતધારીનું) અણપડિલેહ્યો ઉત્તરાસણ

---

[1] પોસહ લીધા અગાઉ ઘેર અગર ઉપાશ્રયે બધી પડિલેહણ કરી હોય તો તેમણે અહીં તેમ ઉપધિ સંબંધી આદેશ વખતે માત્ર મુહપત્તિ જ પડિલેહવી.

(બેસ) પડિલેહવુ. પછી ખમા૦ દઈ ઇચ્છા૦ ઉપધિ મુહપત્તિ પડિલેહુ ? ઇચ્છ કહી મુહપત્તિ પડિલેહવી, પછી ખમા૦ દઇ ઇચ્છા૦ ઉપધિ સદિસાહુ ? ઇચ્છ કહી ખમા૦ દઇ ઇચ્છા૦ ઉપધિ પડિલેહુ ? ઇચ્છ કહીને બાકી રહેલા સર્વ વસ્ત્રો પડિલેહવા

ત્યાર પછી એક જણે દંડાસણ જાચી લેવુ તેને પડિલેહી ઇરિયાવહિ પડિક્કમીને કાજો લેવો કાજો શુદ્ધ કરી એટલે કોઈ જીવ જન્તુ વિગેરેની તપાસ કરી, ત્યા જ સ્થાપનાચાર્યજી સન્મુખ ઉભા રહીને ઇરિયાવહિ કરી પછી કાજો એક સુપડીમા લઇ યોગ્ય સ્થાનકે "અણુજાણહ જસ્સુગ્ગહો" કહીને પરઠવવો. પરઠવ્યા બાદ ત્રણ વાર 'વોસિરે' કહેવુ. પછી મૂળ સ્થાનકે આવી સૌએ સાથે દેવવંદન કરવુ

ત્યાર પછી ખમા૦ દઇ એક નવકાર ગણી ઉભડક પગે બેસી એક જણે મન્હ જિણાણંની સજ્ઝાય કહેવી બપોરના તથા સાજના દેવવંદન કર્યા પછી સજ્ઝાય કહેવી નહિ

તા ક-દરેક પોસાતીએ પોસહ લીધા પછી દહેરાસરે ચૈત્યવંદન કરવા જવુ જ જોઇએ

## ૧૪. સાંજની પડિલેહણની વિધિ.

ખમાસમણ દઇ ઇચ્છાકારેણ સદિસહ ભગવન્! બહુપડિપુન્ના પોરિસિ કહી ખમા૦ દઈ ઇરિયાવહિ કરી એક લોગસ્સનો કાઉસ્સગ્ગ કરી ઉપર લોગસ્સ કહી ખમા૦ દઇ ઇચ્છા૦ ગમણાગમણે આલોઉ ? ઇચ્છ એમ કહી નીચે મુજબ બોલવુ

ઇરિયાસમિતિ, ભાષાસમિતિ, એષણાસમિતિ, આદાનભંડમત્તનિક્ખેવણા સમિતિ, પારિષ્ઠાપનિકા સમિતિ, મનગુપ્તિ, વચનગુપ્તિ, કાયગુપ્તિ, એ પાચ સમિતિ ત્રણ ગુપ્તિ એ અષ્ટ પ્રવચન માતા શ્રાવકતણે ધર્મે સામાયિક પોસહ લીધે રૂડી પેરે પાળ્યા નહિ, જે કોઈ ખંડના વિરાધના હુઇ હોય તે સવિ હુ મન વચન કાયાએ કરી તસ્સ મિચ્છામિ દુક્કડં

પછી ખમા૦ દઈ ઇચ્છા૦ પડિલેહણ કરું ? ઇચ્છં. પછી ખમા૦ દઈ ઇચ્છા૦ પોસહશાલા પ્રમાજું ? ઇચ્છં. કહી ઉપવાસવાળાએ મુહપત્તિ, ચરવળો અને કટાસણું એમ ત્રણ વાના પડિલેહવા, અને એકાસણા આંબિલવાળાએ કંદોરો અને ધોતીયા સાથે પાંચ વાનાનું પડિલેહણ કરવું. જેમણે ખાધું હોય તેમણે ઇરિયાવહિ પડિક્કમી (ઉપવાસવાળાએ ઇરિયાવહિ કરવા નહિ) એક લોગસ્સનો કાઉસ્સગ્ગ કરી ઉપર લોગસ્સ કહી ખમા૦ દઈ ઇચ્છકારી ભગવન્! પસાય કરી પડિલેહણા પડિલેહાવોજી. એમ કહી સ્થાપનાચાર્યજી અગર વડીલનો ખેસ પડિલેહવો. પછી ખમા૦ દઈ ઇચ્છા૦ ઉપધિ મુહપત્તિ પડિલેહું ? ઇચ્છં કહી મુહપત્તિ પડિલેહવી. પછી ખમા૦ દઈ ઇચ્છા૦ સજ્ઝાય કરું ? ઇચ્છં કહી એક નવકાર ગણીને [1]મન્હ જિણાણંની સજ્ઝાય એક જણે કહેવી. પછી આહાર વાપર્યો હોય તો બે વાંદણા દઈને, પાણી પીવું હોય તો મુઠસી અને ન પીવું હોય તો પાણહારનું પચ્ચખ્ખાણ કરે ઉપવાસ કર્યો હોય તો તેમણે ખમા૦ દઈ ઇચ્છકારી ભગવન્ પસાય કરી પચ્ચખ્ખાણનો આદેશ દેશોજી. કહી ઉપર કહ્યા મુજબ યોગ્ય પચ્ચખ્ખાણ કરે. પછી ખમા૦ દઈ ઇચ્છા. ઉપધિ સંદિસાહું ? ઇચ્છં૦ કહી ખમા૦ દઈ ઇચ્છા૦ ઉપધિ પડિલેહું ? ઇચ્છં કહી બાકી રહેલા સર્વ વસ્ત્રો પડિલેહવા. પછી પ્રથમ જણાવ્યા મુજબ ઇરિયાવહી કરી કાજો લઈ ઇરિયાવહી પડિક્કમી કાજો પરઠવે.

## ૧૫ પોરિસિ ભણાવવાની વિધિ.

૭ ઘડી (૨૪ મીનીટની એક ઘડી થાય છે) દિવસ ચઢયા પછી ખમા૦ દઈ ઇચ્છા૦ બહુપડિપુન્ના પોરિસિ ? ઇચ્છં કહી ખમા૦ દઈ ઇરિયાવહી પડિક્કમી એક લોગસ્સનો કાઉસ્સગ્ગ (ચંદેસુનિમ્મલયરા સુધી) કરી ઉપર પ્રગટ લોગસ્સ કહી ખમા૦ દઈ ઇચ્છા૦ પડિલેહણ કરું ? ઇચ્છં કહી મુહપત્તિ પડિલેહવી.

---

[1] મન્હ જિણાણંની સજ્ઝાય પાછળ સૂત્રમાથી જોઈ લેવી.

## ૧૬ પોસહ પારવાની વિધિ.

ખમા દઈ૦ ઇરિયાવહી પડિક્કમી, એક લોગસ્સનો કાઉસ્સગ્ગ કરી ઉપર સંપૂર્ણ લોગસ્સ કહેવો. પછી ખમા૦ દઈ ચઉક્કસાય કહી નમુત્થુણંથી તે જય વીયરાય (સંપૂર્ણ) સુધી બોલવું. પછી ખમા૦ દઈ ઇચ્છા૦ મુહપત્તિ પડિલેહું ? ઇચ્છં કહી મુહપત્તિ પડિલેહવી. ખમા૦ દઈ ઇચ્છા૦ પોસહ પારૂં ? યથાશક્તિ. ખમા૦ દઈ ઇચ્છા૦ પોસહ પાર્યો ? તહત્તિ એમ કહી ચરવળા ઉપર કે કટાસણા ઉપર હાથ થાપી એક નવકાર ગણી નીચે મુજબ પોસહ પારવાનું સૂત્ર બોલવું.

સાગરચંદો કામો, ચંદવડિંસો સુદંસણો ધન્નો;
જેસિં પોસહપડિમા, અખંડિઆ જીવિઅંતેવિ ૧
ધન્ના સલાહણિજ્જા, સુલસા આણંદ કામદેવાય,
જાસ પસંસઈ ભયવં, દઢવ્વયત્તં મહાવીરો. ૨

પોસહ વિધિએ લીધો, વિધિએ પાર્યો, વિધિ કરતાં જે કોઈ અવિધિ હુઓ હોય તે સવિહુ મન વચન કાયાએ કરી તસ્સ મિચ્છામિ દુક્કડં. પોસહના અઢાર દોષમાંહિ જે કોઈ દોષ લાગ્યો હોય તે સવિ હું મન વચન કાયાએ કરી મિચ્છામિ દુક્કડં.

ત્યાર પછી જેમ સામાયક પારીએ છીએ તે મુજબ સામાયક પારવું. દિવસનો પોસહ પારવામાં ચઉક્કસાયથી જય વીયરાય સુધી કહેવામાં આવે છે. સવારના પોસહ પારવામાં જય વીયરાય સુધી બોલવાનું નથી.

## ૧૭ પોસહના અઢાર દોષ.

૧ પોસહમાં વ્રત વિનાના બીજા શ્રાવકનું પાણી ન પીવું. ૨ પોસહ નિમિત્તે સરસ આહાર લેવો નહિ. ૩ ઉત્તરપારણામાં વિવિધ પ્રકારની સામગ્રી મેળવવી નહિ. ૪ પોસહમાં અથવા પોસહ નિમિત્તે આગલે દિવસે શરીરની શોભા કરવી નહિ. ૫ પોસહ નિમિત્તે વસ્ત્ર ધોવરાવવાં નહિ. ૬ પોસહ નિમિત્તે આભૂષણ (ઘરેણાં) ઘડાવવાં નહિ અને પોસહમાં આભરણ પહેરવાં નહિ. ૭ પોસહ નિમિત્તે વસ્ત્ર રંગાવવાં

નહિ. ૮ પોસહમાં શરીરનો મેલ ઉતારવો નહિ. ૯ નિદ્રા લેવી નહિ. ૧૦ સ્ત્રી સંબંધી સારી કે ખરાબ કથા કરવી નહી. ૧૧ આહારને વખોડવો કે વખાણવો નહિ. ૧૨ રાજકથા કે યુદ્ધકથા કરવી નહિ. ૧૩ દેશકથા કરવી નહિ. ૧૪ પૂંજ્યા–પ્રમાર્જ્યા વિના લઘુનીત કે વડીનીતિ પરઠવવી નહિ. ૧૫ કોઈની નિંદા કરવી નહિ. ૧૬ માતાપિતા આદિ સંબંધી સાથે સંસાર સંબંધી વાર્તાલાપ કરવો નહિ. ૧૭ સ્ત્રીના અંગોપાંગ જોવા નહિ. ૧૮ ચોર સંબંધી વાત કરવી નહીં.

## ૧૮ સામાયકના બત્રીશ દોષ.

**દશ મનના**—વૈરી દેખી રીસ કરે. અવિવેક ચિંતવે. અનર્થ ચિંતવે. મનમાં ઉદ્વેગ ધરે. યશની વાંછા કરે. વિનય ન કરે. ભય ચિંતવે. વ્યાપારની ચિંતા કરે. ફલનો સંદેહ રાખે. નિયાણું કરે.

**દશ વચનના**—કુવચન બોલે, હુંકારો કરે, પાપનો આદેશ કરે. લવારી (બકવાટ) કરે. કજીયો કરે. આવો જાવ કહે. ગાળ બોલે. બાળક રમાડે. વિકથા કરે. હાંસી (મશ્કરી) કરે.

**બાર કાયાના**—આસન ચપળ રાખે. ચારે દિશાએ જુએ. સાવદ્ય (પાપવાળા) કામ કરે. આળસ મરડે. અવિનય કરે. ઓઠું લઇ બેસે. મેલ ઉતારે, ખરજ ખણે, પગ ઉપર પગ ચઢાવે, અંગ ઉઘાડું મૂકે. અંગ ઢાંકે. ઉંઘે.

ઉપરના બત્રીશ દોષને વિચારી સામાયકમાં તે દોષો ન લાગે તે માટે સામાયક કરનારાઓએ ખાસ ઉપયોગ રાખવો.

## ૧૯ [1]મુહપત્તિના પચાસ બોલ.

૧ સૂત્ર, અર્થ તત્ત્વ કરી સદ્દહું. ૨ સમ્યક્ત્વ મોહની, ૩ મિશ્ર

---

[1] ઉપરના પચાસ બોલ સાધુ શ્રાવકે કહેવા અને ત્રણ લેશ્યા, ત્રણ શલ્ય અને ચાર કષાય એ દશ સિવાય ૪૦ બોલ સાધ્વી શ્રાવિકાએ કહેવા.

મોહની, ૪ મિથ્યાત્વ મોહની પરિહરૂ ૫ કામરાગ, ૬ સ્નેહરાગ, ૭ દૃષ્ટિરાગ પરિહરૂં ૮ સુદેવ, ૯ સુગુરૂ, ૧૦ સુધર્મ આદરૂ ૧૧ કુદેવ, ૧૨ કુગુરૂ, ૧૩ કુધર્મ પરિહરૂ ૧૪ જ્ઞાન, ૧૫ દર્શન, ૧૬ ચારિત્ર આદરૂ. ૧૭ જ્ઞાન વિરાધના ૧૮ દર્શન વિરાધના ૧૯ ચારિત્ર વિરાધના પરિહરૂ. ૨૦ મનગુપ્તિ ૨૧ વચનગુપ્તિ ૨૨ કાયગુપ્તિ આદરૂ, ૨૩ મનદંડ ૨૪ વચનદંડ, ૨૫ કાયદંડ પરિહરૂ. ૨૬ હાસ્ય ૨૭ રતિ ૨૮ અરતિ પરિહરૂ ૨૯ ભય ૩૦ શોક ૩૧ દુગચ્છા પરિહરૂ ૩૨ કૃષ્ણ લેશ્યા, ૩૩ નીલ લેશ્યા, ૩૪ કાપોત લેશ્યા પરિહરૂ ૩૫ ઋદ્ધિ ગારવ, ૩૬ રસગારવ, ૩૭ શાતા ગારવ પરિહરૂ ૩૮ માયા શલ્ય ૩૯ નિયાણ શલ્ય, ૪૦ મિથ્યાત્વ શલ્ય પરિહરૂ ૪૧ ક્રોધ ૪૨ માન પરિહરૂ ૪૩ માયા, ૪૪ લોભ પરિહરૂ ૪૫ પૃથ્વીકાય, ૪૬ અપ્કાય, ૪૭ તેઉકાયની જયણા કરૂ ૪૮ વાઉ ૪૯ વનસ્પતિ, ૫૦ ત્રસકાયની રક્ષા કરૂ.

## ૨૦ [1]તપ ચિંતવણિ કાઉસ્સગ્ગની રીત.

શ્રી મહાવીર દેવે ૭ માસનો તપ કર્યો હે ચેતન ! તે તપ તુ કરી શકીશ ? (અહીં તેનો ઉત્તર મનમા ચિતવવો કે) શક્તિ નથી ભાવ પણ નથી તો ૭ મહિનામાં એક ઉપવાસ ઓછો કરી શકીશ ? શક્તિ નથી, ભાવ પણ નથી તો બે ઉપવાસ ઓછા કરી શકીશ ? એ પ્રમાણે ઓગણત્રીસ ઉપવાસ ઓછા કરવા સુધી ચિતવવુ તેના ઉત્તરમા દરેક વખતે શક્તિ નથી પરિણામ નથી, એમ ચિતવવુ. એજ મુજબ પાચ મહિના, ચાર મહિના, ત્રણ મહિના અને બે મહિનામા પણ ચિતવવુ, આ પછી એક માસ કરી શકીશ ? (ઉત્તરમા શક્તિ નથી, પરિણામ નથી એમ ચિતવવુ) પછી એક દિવસ ઓછો, બે દિવસ ઓછા, એમ તેર ઉપવાસ સુધી ચિતવવુ પછી ચોત્રીસ ભક્ત (સોલ ઉપવાસ) કરી શકીશ ? બત્રીશ ભક્ત કરી શકીશ ? એમ બે બે ભક્ત ઓછા કરતા

---

[1] આ કાઉસ્સગમા સોલ નવકાર ગણવા એ અવિધિ છે, માટે આ કાઉસ્સગ્ગ શીખી લેવો.

યાવત્ ચોથ ભક્ત કરી શકીશ ? પછી એક ઉપવાસ કરી શકીશ ? આંબિલ કર. નિવિ કર. એકાસણું કર. બીઆસણું કર. અવડ્ઢ કર, પરિમુડ્ઢ કર, સાઢ-પોરિસિ કર. પોરીસિ કર. નવકારશી કર. અહીં સર્વ ઠેકાણે ઉત્તરમાં જે ન કરવું હોય તો શક્તિ નથી, પરિણામ નથી એમ ચિંતવવું. પરન્તુ પ્રથમ જે તપ કર્યો હોય અને અત્યારે ન કરવો હોય, ત્યાંથી ઉત્તરમાં શક્તિ છે, પરિણામ નથી એમ ચિંતવવું. છેવટે જે તપ કરવો હોય તે તપના પ્રશ્નનો ઉત્તર આપી અર્થાત્ શક્તિ છે, પરિણામ પણ છે, એમ ચિંતવી 'નમો અરિહંતાણં' કહી કાઉસ્સગ્ગ પારવો. આગળ ચિંતવન કરવું નહિ.

હે ચેતન ! છ માસ કરી શકીશ ? છ માસમાં એક બે ત્રણ ચાર પાંચ ઉપવાસ ઓછા કરી શકીશ ? છ સાત આઠ નવ દશ ઉપવાસ ઓછા કરી શકીશ. એમ દરેક મહિનામાંથી પાંચ પાંચ ઓછા કરી યાવત્ તેર ઉપવાસ સુધી ચિંતવન કરવું. આ વિધિ પણ ચાલી શકે છે.

## ૨૧ પચ્ચક્ખાણ પારવાનો વિધિ.

પ્રથમ ઇરિયાવહી કરી ચંદેસુ નિમ્મલયરા સુધી એક લોગસ્સનો કાઉસ્સગ્ગ કરી ઉપર આખો લોગસ્સ કહેવો. પછી ખમાસમણ દઇ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ! ચૈત્યવંદન કરું ? એમ કહી જગચિંતામણિથી તે જય વીયરાય સુધી કહેવું. પછી ખમા૦ દઇ એક નવકાર ગણી મન્હજિણાણંની સજઝાય બોલી, ખમા૦ દઇ, ઇચ્છા૦ મુહપત્તિ પડિલેહું ? એમ કહી મુહપત્તિ પડિલેહવી. પછી ખમા૦ દઇ ઇચ્છા૦ પચ્ચક્ખાણ પારું ? યથાશક્તિ, પછી ખમા૦ દઇ ઇચ્છા૦ પચ્ચક્ખાણ પાર્યું ? તહત્તિ એમ કહી જમણો હાથ કટાસણા અગર ચરવળા ઉપર સ્થાપી એક નવકાર ગણી જે પચ્ચક્ખાણ કર્યું હોય તેનું નામ દઇ નીચે મુજબ પારવું.

## ૨૨ ઉપવાસ પારવાનું પચ્ચક્ખાણ.

— સૂરે ઉગ્ગએ[૧] અબ્ભત્તટ્ઠં પચ્ચક્ખાણ કર્યું તિવિહાર, પોરસી, સાઢ-

૧ અત્રે જેટલા ઉપવાસ કર્યા હોય તેટલા બોલવા.

પોરસિ, સૂરે ઉગ્ગએ પરિમુઙ્ઢ અવઙ્ઢ મુટ્ઠિસહિઅ પચ્ચક્ખાણ કર્યું પાણહાર, પચ્ચક્ખાણ ફાસિઅ, પાલિય, સોહિઅ, તીરિઅં, કિટ્ટિઅ, આરાહિઅ, જં ચ ન આરાહિઅ તસ્સ મિચ્છામિ દુક્કડ

એમ કહી મુઠી વાળી એક નવકાર ગણવો

## ૨૩ એકાસણઆદિ પારવાનું પચ્ચક્ખાણ

ઉગ્ગએ સૂરે નમુક્કારસહિઅ પોરિસિં સાઢપોરિસિ, સૂરે ઉગ્ગએ પરિમુઢ અવઢ્ઢ મુટ્ઠિસહિય પચ્ચક્ખાણ કર્યું ચઉવિહાર [1]આંબિલ, નિવી, એકાસણ પચ્ચક્ખાણ કર્યું તિવિહાર, પચ્ચક્ખાણ ફાસિઅ, પાલિઅ, સોહિઅ, તિરિઅ, કિટ્ટિઅ, આરાહિઅ જં ચ ન આરાહિઅ તસ્સ મિચ્છામિ દુક્કડ

## ૨૪ [2]રાત પોસાતીએ કરવાના માંડલા.

પ્રથમ ઇરિયાવહિ કરી એક લોગસ્સનો કાઉસ્સગ્ગ (ચંદેસુ નિમ્મલયરા સુધી) કરી, ઉપર લોગસ્સ કહી, ખમા૦ દઇ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! સ્થંડિલ પડિલેહુ ? એમ કહી ચાર દિશામા ૭ ૭ માડલા કરવા આ માડલા રાત્રે [3]વડીનીતિ તથા લઘુનીતિ વગેરે પરઠવવા યોગ્ય જગ્યા જોઇ આવીને પ્રતિલેખણ નિમિત્તે કરવાના છે

૧ આધાડે આસન્ને ઉચ્ચારે પાસવણે અણહિયાસે
૨ આધાડે આસન્ને પાસવણે અણહિયાસે
૩ આધાડે મજ્જે ઉચ્ચારે પાસવણે અણહિયાસે.
૪ આધાડે મજ્જે પાસવણે અણહિયાસે
૫ આધાડે દૂરે ઉચ્ચારે પાસવણે અણહિયાસે
૬ આધાડે દૂરે પાસવણે અણહિયાસે

---

૧ જે પચ્ચક્ખાણ કર્યું હોય તે પચ્ચક્ખાણનુ નામ બોલવુ.
૨ માડલા કર્યા પછી સો ડગલાથી બહાર ન જવાની મર્યાદા છે.
૩ ઠલ્લો માત્રું.

૧ આઘાડે આસન્ને ઉચ્ચારે પાસવણે અહિયાસે.
૨ આઘાડે આસન્ને પાસવણે અહિયાસે.
૩ આઘાડે મજ્જે ઉચ્ચારે પાસવણે અહિયાસે.
૪ આઘાડે મજ્જે પાસવણે અહિયાસે.
૫ આઘાડે દૂરે ઉચ્ચારે પાસવણે અહિયાસે.
૬ આઘાડે દૂરે પાસવણે અહિયાસે.

---

૧ અણાઘાડે આસન્ને ઉચ્ચારે પાસવણે અણહિયાસે.
૨ અણાઘાડે આસન્ને પાસવણે અણહિયાસે.
૩ અણાઘાડે મજ્જે ઉચ્ચારે પાસવણે અણહિયાસે.
૪ અણાઘાડે મજ્જે પાસવણે અણહિયાસે.
૫ અણાઘાડે દૂરે ઉચ્ચારે પાસવણે અણહિયાસે.
૬ અણાઘાડે દૂરે પાસવણે અણહિયાસે.

---

૧ અણાઘાડે આસન્ને ઉચ્ચારે પાસવણે અહિયાસે.
૨ અણાઘાડે આસન્ને પાસવણે અહિયાસે.
૩ અણાઘાડે મજ્જે ઉચ્ચારે પાસવણે અહિયાસે.
૪ અણાઘાડે મજ્જે પાસવણે અહિયાસે.
૫ અણાઘાડે દૂરે ઉચ્ચારે પાસવણે અહિયાસે.
૬ અણાઘાડે દૂરે પાસવણે અહિયાસે.

---

## ૨૫ [૧]છીંક આવે ત્યારે કરવાનો વિધિ.

પખ્ખી, ચૌમાસી અને સંવત્સરી પ્રતિક્રમણમાં અતિચારની પહેલા છીંક આવે તો અવસર હોય તો ચૈત્યવંદનથી માંડી ફરી પ્રતિક્રમણ કરવું. અતિચાર પછી છીંક આવે તો દુક્ખક્ખયકમ્મક્ખયનો કાઉસ્સગ્ગ કરવા પહેલા નીચે મુજબ વિધિ કરવી.

---

૧ શક્તિ હોય તો છીંક ખાનારાએ સત્તરભેદી પૂજા ભણાવવી જોઇએ.

ખમા૦ દઇ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! ક્ષુદ્રોપદ્રવ ઓહડાવણત્થં કાઉસ્સગ્ગ કરૂ ? ઇચ્છં, ક્ષુદ્રોપદ્રવ ઓહડાવણત્થ કરેમિ કાઉસ્સગ્ગં, અન્નત્થ કહી ચાર લોગસ્સનો સાગરવરગંભીરા સુધી કાઉસ્સગ્ગ કરવો અને પારીને નમોઽર્હત્૦ કહી નીચેની થોય કહેવી

સર્વે યક્ષામ્બિકાદ્યા યે, વૈયાવૃત્યકરા જિને,
ક્ષુદ્રોપદ્રવસંઘાત, તે દ્રુત દ્રાવયન્તુ ન ૧

ત્યારબાદ ઉપર લોગસ્સ કહ્યા બાદ પછી બાકીની વિધિ કરવી

## ૨૬ સ્થાપનાચાર્ય પડિલેહવાના બોલ.

૧ શુદ્ધ સ્વરૂપકના ધારક ગુરુ, ૨ જ્ઞાનમય, ૩ દર્શનમય, ૪ ચારિત્રમય, ૫ શુદ્ધ શ્રદ્ધામય, ૬ શુદ્ધ પ્રરૂપણામય, ૭ શુદ્ધ સ્પર્શનામય, ૮ પચાચાર પાલે, ૯ પલાવે, ૧૦ અનુમોદે, ૧૧ મનગુપ્તિ, ૧૨ વચનગુપ્તિ ૧૩ કાયગુપ્તિએ ગુપ્તા

## ૨૭ [1]સંથારા પોરિસી વિધિ.

રાત્રે એક પહોર સુધી સ્વાધ્યાય ધ્યાન કર્યા પછી સંથારા કરવાના અવસરે—

ખમા૦ દઇ ઇચ્છા૦ બહુપડિપુન્ના પોરિસિ કહી ખમા૦ દઇ ઇરિયાવહી કરી એક લોગસ્સનો કાઉસ્સગ્ગ કરી પારી ઉપર પ્રગટ લોગસ્સ કહેવો પછી ખમા૦ દઇ બહુપડિપુન્ના પોરિસિરાઇવિ સંથારએ ઠામિ ? ઇચ્છં કહી ચઉક્કસાય—નમુત્થુણં—જાવંતિ—ખમા૦ જાવંત કેવિ-સાહૂ—નમોઽર્હત્-ઉવસ્સગ્ગહર અને જય વીયરાય પૂરા કહી ખમા૦ દઇ ઇચ્છા૦ સંથારા વિધિ ભણવા મુહપત્તિ પડિલેહુ ? ઇચ્છં૦ કહી મુહપત્તિ પડિલેહવી ત્યાર બાદ નીચે પ્રમાણે બોલવું.

નિસીહિ નિસીહિ નિસીહિ, નમો ખમાસમણાણં, ગોયમાઇનં મહામુણીણ

---

[1] એક પહોર રાત્રિ ગયા પછી સંથારા પોરિસી ભણાવવી.

એ પાઠ તથા એક નવકારમંત્ર તથા કરેમિ ભંતે સૂત્ર ત્રણ વાર બોલવું. ત્યાર પછી નીચેનો પાઠ બોલવો.

અણુજાણહ જિટ્ઠિજ્જા, અણુજાણહ પરમગુરૂ, ગુરૂગુણરયણેહિં મંડિયસરીરા; બહુપડિપુન્ના પોરિસી, રાઇયસંથારએ ઠામિ. ૧ અણુજાણહ સંથારં, બાહુવહાણેણ વામપાસેણં, કુક્કુડિપાયપસારણ, અતરંત પમજ્જએ ભૂમિં, ૨ સંકોઇઅ સંડાસા, ઉવ્વટ્ટંતે અ કાયપડિલેહા; દવ્વાઇઉવઓગં, ઊસાસનિરૂંભણાલોએ. ૩ જઇ મે હુજ્જ પમાઓ, ઇમસ્સ દેહસ્સિમાઇ રયણીએ; આહારસુવહિદેહં, સવ્વં તિવિહેણ વોસિરિઅં. ૪ ચત્તારિ મંગલં, અરિહંતા મંગલ, સિદ્ધા મંગલં, સાહૂ મંગલં, કેવલીપન્નત્તો ધમ્મો મંગલં. ૫ ચત્તારિ લોગુત્તમા, અરિહંતા લોગુત્તમા, સિદ્ધા લોગુત્તમા, સાહૂ લોગુત્તમા, કેવલીપન્નત્તો ધમ્મો લોગુત્તમો. ૬ ચત્તારિ સરણં પવજ્જામિ, અરિહંતે સરણં પવજ્જામિ, સિદ્ધે સરણં પવજ્જામિ, સાહૂસરણં પવજ્જામિ, કેવલિપણ્ણત્તં ધમ્મં સરણં પવજ્જામિ. ૭ પાણાઇવાયસલિઅં. ચોરિક્કં મેહુણં દવિણમુચ્છં, કોહં માણં માયં; લોભં પિજ્જં તહા દોષં. ૮ કલહં અબ્ભખ્ખાણં, પેસુન્નં રઇઅરઇસમાઉત્તં; પરપરિવાયં માયા–મોસં મિચ્છત્તસલ્લં ચ. ૯ વોસિરિસુ ઇમાઇં, મુખ્ખમગ્ગસંસગ્ગવિગ્ઘભુઆઇં; દુગ્ગઇ નિબંધણાઇં, અઠ્ઠારસ પાવઠાણાઇં ૧૦ એગોહં નત્થિ મે કોઇ, નાહમન્નસ્સ કસ્સઇ; એવં અદીણમણસો, અપ્પાણમણુસાસઇ. ૧૧ એગો મે સાસઓ અપ્પા, નાણ–દંસણસંજુઓ; સેસા મે બાહિરા ભાવા, સવ્વે સંજોગલક્ખણા; ૧૨ સંજોગમૂલા જીવેણ, પત્તા દુખ્ખપરંપરા; તમ્હા સંજોગસંબંધં, સવ્વં તિવિહેણ વોસિરિઅં. ૧૩ અરિહંતો મહ દેવો, જાવજ્જીવં સુસાહુણો ગુરૂણો; જિણપન્નત્તં તત્તં, ઇઅ સમ્મત્તં મએ ગહિઅં ૧૪ ચૌદમી ગાથા ત્રણ વખત કહી સાત નવકાર ગણી નીચેની ગાથા કહેવી. ખમિઅ ખમાવિઅ, મઇ ખમિઅ સવ્વહ જીવનિકાય; સિદ્ધહ સાખ આલોયણહ, મુજ્ઝહ વઇર ન ભાવ. ૧૫ સવ્વે જીવા કમ્મવસ, ચઉદરાજ ભમંત; તે મે સવ્વ ખમાવિઆ, મુજ્ઝ વિ તેહ ખમંત, ૧૬ જં જં મણેણ બદ્ધં, જં જં વાએણ ભાસિઅં પાવં; જં જં કાએણ કયં, મિચ્છામિ દુક્કડં તસ્સ. ૧૭

## ૨૮ [1]રાઇઅ મુહપત્તિની વિધિ.

ખમા૦ દઈ ઇરિયાવહી કરી, એક લોગસ્સનો કાઉસ્સગ્ગ કરી, ઉપર લોગસ્સ કહી ખમા૦ દઇ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! રાઇય મુહપત્તિ પડિલેહું? ઇચ્છં કહી પડિલેહવી બે વાંદણા દેવા ઇચ્છા૦ રાઇઅ આલોઉં? ઇચ્છં આલોએમિ જો મે રાઈઓ એ પાઠ કહેવો પછી

સવ્વસવિ રાઇઅ દુચ્ચિંતિઅ દુબ્ભાસિય દુચ્ચિટ્ઠિય ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! ગુરુ કહે પડિક્કમેહ શિષ્ય કહે ઇચ્છં તસ્સ મિચ્છામિ દુક્કડં (અત્રે પદવીધર મુનિરાજ હોય તો બે વાંદણા દેવા) પછી એક ખમા૦ દઈ ઇચ્છકાર, અબ્ભુટ્ઠિઓ કરી બે વાંદણા દઈ ઇચ્છકારી ભગવન્! પસાય કરી પચ્ચક્ખાણનો આદેશ દેશોજી એમ કહેવું

## ૨૯ જિનમંદિરે જવાની વિધિ

પોસહ લીધા પછી ગુરુમહારાજની આજ્ઞા લઇને જિનમંદિરે દર્શન કરવા અવશ્ય જવું જોઇએ ન જાય તો આલોયણા આવે કટાસણું ડાબે ખભે નાખી, ઉત્તરાસણ (ખેસ) કરી, ચરવળો ડાબી કાખમાં રાખી, મુહપત્તિ જમણા હાથમાં રાખીને ઈર્યાસમિતિ શોધતા જિનમંદિરે જવું. ઉપાશ્રયમાંથી નીકળતા ત્રણ વાર આવસ્સહી કહીને નીકળવું પછી ત્રણ વાર નિસીહી કહીને દેરાસરના દ્વારમાં પ્રવેશ કરવો. પ્રથમ મૂળનાયકની સન્મુખ જઇ બે હાથ જોડી મસ્તક નમાવી પ્રણામ કરી, ભગવાનની સ્તુતિ કરી ત્રણ પ્રદક્ષિણા દેવી પછી ઉત્તરાસણ કાઢી નાખીને ખમાસમણ દઇને ઇરિયાવહી પડિક્કમવી (સો ડગલાથી દહેરાસર દૂર હોય તો ગમણાગમણે આલોવવા) પછી ખેસ નાખી ત્રણ ખમાસમણ દઇને ચૈત્યવંદન કરવું. પછી ખમાસમણ દઇ ઇચ્છકારી ભગવન્! પસાય કરી પચ્ચક્ખાણનો આદેશ દેજોજી, (વડીલ હોય તે પચ્ચક્ખાણ કરાવે.) અગર જેને આવડતું હોય તે કરાવે

---

૧ આ વિધિ સાધુ મહારાજ હોય તો જ કરવાની છે

પછી જિનમંદિરથી નીકળતાં ત્રણ વાર આવસ્સહી કહી ઉપાશ્રયમાં આવતા ત્રણ વાર નિસિહી કહીને પ્રવેશ કરવો અને સો ડગલાથી વધુ ગયા હોય તો ઇરિયાવહી પડિક્કમીને [1]ગમણાગમણે આલોવવા.

## ૩૦ આયંબિલ એકાસણું કરવાવાળાએ ઘેર આહાર કરવાનો વિધિ

આયંબિલ એકાસણું વિગેરે કરવા માટે ઘેર જવું હોય તો તેણે ઇર્યાસમિતિ શોધતા જયણાપૂર્વક જવું અને ઘરમાં પ્રવેશ કરતા "[2]જયણા મંગલ" બોલી કટાસણું પાથરીને બેસી ઉચે સ્થાનકે ધાર્મિક પુસ્તક મૂકી નવકાર પંચિંદિઅ કહી સ્થાપના સ્થાપવી.

પછી એક ખમાસમણ દઇ, ઇરિયાવહિયા, તસ્સ ઉત્તરી, અન્નત્થ કહી એક લોગસ્સનો (ન આવડે તો ચાર નવકારનો) કાઉસ્સગ્ગ કરી ઉપર લોગસ્સ કહેવો.

પછી ખમાસમણ દઇ "ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ !" ગમણાગમણે આલોઉં ! ઇચ્છં કહી ઇરિયાસમિતિ પાના ૨૨૯ ઉપર લખ્યા પ્રમાણે બોલવું.

પછી આહાર કરવાના ઠેકાણે કાજો લઇ, પાટલો-થાલી વિગેરે ભોજન તથા મુખ પૂજીને નિશ્ચલ આસને મૌનપણે (બોલ્યા વિના) આહાર કરે. (કારણ પડે તો પાણી પીને બોલે) આહાર આપનાર પાસે ખપ છે એમ કહી આજ્ઞા માંગે જ્યારે તે ધણી કહે કે વાપરો પછી આહાર કરે. ભાણામાંથી લીધેલ વસ્તુમાંથી જરા પણ છાંડે નહિ. પછી મુખ શુદ્ધ કરી ઉઠતી વખતે કાજો લઇ વોસિરાવે. પછી હાથ જોડી દિવસચરિમં તિવિહારનું નીચે મુજબ પચ્ચક્ખાણ કરે.

દિવસચરિમં પચ્ચક્ખામિ તિવિહંપિ આહારં, અસણં, ખાઇમં, સાઇમં, અન્નત્થણાભોગેણં, સહસાગારેણં, મહત્તરાગારેણં, સવ્વસમાહિવત્તિઆગારેણં વોસિરામિ.

---

૧ ૨૨૯ પાના ઉપર જોઇ લેવા.

૨ ઉપાશ્રયે એકાસણું કરનાર જયણા મંગલ બોલે નહિ.

ત્યાર પછી ઉપાશ્રયે જઈને ખમાસમણુ દઈ, ઇરિયાવહિયા પડિક્કમી, લોગસ્સનો કાઉસ્સગ કરી, પારી પ્રગટ લોગસ્સ બોલી, ગમણાગમણે આલોવવા એક ખમાસમણુ આપી ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! ચૈત્યવંદન કરું ? ઇચ્છં એમ કહી જગચિંતામણીથી લઈ જય વીયરાય પર્યંત (પૂરા) બધાં સૂત્રો બોલે

## ૩૧ માત્રુ કરવા જવાની વિધિ.

માત્રુ કરવા જનારે પ્રથમ તો કુંડી, પૂંજણી, અચિત્ત પાણી જાચી રાખવા

જ્યારે માત્રુ કરવા જવુ હોય ત્યારે માતરીઉં-(માત્રુ કરવા જવાનું ધોતીયુ) પહેરી ચરવળો તથા મુહપત્તિ સાથે રાખીને પૂંજણીથી કુંડી પ્રમાર્જીને માત્રુ કરી પરઠવાની જગ્યાએ કુંડી મૂકી જીવ-જંતુ વિનાની ભૂમિ જોઈને "અણુજાણહ જસ્સુગ્ગહો" એમ બોલીને માત્રુ પરઠવીને કુંડી ફરીથી નીચે મૂકી ત્રણ વાર વોસિરે વોસિરે વોસિરે એમ કહી કુંડી હાથમાં લઈ, મૂળ જગ્યાએ મૂકવી. પછી હાથ તથા પગ અપવિત્ર થયા હોય તો તે અચિત્ત પાણીથી શુદ્ધ કરી (પાણી બહુજ થોડું વાપરવું પાણી સુકાઈ જાય તેવી જગ્યાએ હાથ ધોવા) વસ્ત્ર બદલી સ્થાપનાચાર્ય સન્મુખ ખમાસમણ દઈને ઇરિયાવહિય પડિક્કમવા તથા ગમણાગમણે આલોવવા

## ૩૨ સ્થંડિલ જવાની વિધિ.

જ્યારે સ્થંડિલ (ટટ્ટી) જવુ હોય ત્યારે માતરીયુ પહેરી કામલીનો કાળનો વખત હોય તો માથે કામળી ઓઢી ચરવળો કાખમાં રાખી, મુહપત્તિ કેડમા ખોસી જાચેના અચિત્ત પાણીનો લોટો કે કોઈ તેવું પાત્ર લઈને જાય, ત્યા જંતુ રહિત જગ્યા તપાસીને "અણુજાણહ જસ્સુગ્ગહો" કહી શંકા ટાળે (જંગલમાં જગ્યા મલતી હોય ત્યા સુધી જંગલમાં જ જવું. વાડામા જવાથી આલોયણ આવે છે)

પછી ઉઠતા ત્રણ વાર વોસિરે કહે, ઉપાશ્રયે આવી પગ અપવિત્ર થયા હોય તો ધોઇને વસ્ત્ર બદલી, સ્થાપનાચાર્ય સન્મુખ ખમાસમણ દઈ ઇરિયાવહિયં પડિક્કમી ખમાસમણ દઇ, ગમણાગમણે આલોવે. કદાચ રાત્રે સ્થંડિલ જવું પડે તો સો ડગલાની અંદર જવાય, મુકામ બહાર જતા આવસ્સહી ને મુકામમાં પેંસતા નિસિહિ ત્રણ વાર કહેવું.

## ૩૩ કાજો લેવાની વિધિ.

એક જણે દંડાસણ જાચી તેનું પડિલેહણ કરીને ઇરિયાવહી કરવી. પછી કાજો લેવો. એ કાજામાં જીવ જંતુ જોઇને ત્યાં જ ઊભા રહી ઇરિયાવહી કરવી. પછી જતનાપૂર્વક કાજો યોગ્ય સ્થળે અણુજાણહ જસ્સગ્ગો એમ બોલીને પરઠવવો, પછી ત્રણ વાર વોસિરે કહેવું. કાજો લેનારને એક આયંબિલનું ફળ થાય છે માટે કાજો લેનારે બરોબર ઉપયોગપૂર્વક લેવો. કાજામાં અનાજ અથવા લીલી વનસ્પતિ વિગેરે સચિત્ત વસ્તુ નીકળે તો ગુરુ પાસે પ્રાયશ્ચિત લેવું અને ત્રસ જીવ, કીડી વિગેરે નીકળે તો જયણાપૂર્વક શીતળ છાયામાં મૂકવું. ચોમાસું હોય તો બપોરના દેવવંદન કર્યા પહેલા બીજી વાર કાજો લેવો.

## ૩૪ સંથારો કરવાનો વિધિ.

સંથારા પોરીસી ભણાવ્યા પછી સજ્ઝાય ધ્યાન કરવું. જ્યારે નિદ્રા આવે ત્યારે માત્રા વિગેરેની બાધા ( શંકા ) ટાળીને દિવસે પડિલેહેલી જગ્યાએ સંથારો કરે, જમીન પડિલેહીને સંથારીયું પાથરી તે ઉપર ઉત્તરપટો-( સુતરાઉ ચાદર ) પાથરે. મુહપત્તિ કેડે ખોસે, ચરવળો પડખે મૂકી માત્રું કરવાનું ધોતીયું પહેરી ડાબે પડખે હાથનું ઓશીકું કરીને સૂવું. રાત્રે ચાલવું પડે તો દંડાસણથી જમીનને પૂજતા ચાલવું.

---

# ખંડ ૯ મો

## પચ્ચક્ખાણ આદિ.

### ૧ નમુક્કારસહિઅં મુટ્ઠિસહિઅંનું

ઉગ્ગએ સૂરે, નમુક્કારસહિઅં, મુટ્ઠિસહિઅં, પચ્ચક્ખાઇ, ચઉવ્વિહંપિ આહારં-અસણં, પાણં, ખાઇમં, સાઇમં, અન્નત્થણાભોગેણં, સહસાગારેણં, મહત્તરાગારેણં, સવ્વસમાહિવત્તિયાગારેણં વોસિરે.

### ૨ પોરિસી સાઢપોરિસીનું

ઉગ્ગએ સૂરે, નમુક્કારસહિઅં, પોરિસિં, સાઢપોરિસિં, મુટ્ઠિસહિઅં પચ્ચક્ખાઇ, ઉગ્ગએ સૂરે, ચઉવ્વિહંપિ આહારં-અસણં, પાણં, ખાઇમં, સાઇમં, અન્નત્થણાભોગેણં, સહસાગારેણં, પચ્છન્નકાલેણં, દિસામોહેણં, સાહુવયણેણં, મહત્તરાગારેણં, સવ્વસમાહિવત્તિયાગારેણં વોસિરે.

### ૩ પુરિમડ્ઢ-અવડ્ઢનું

સૂરે ઉગ્ગએ પુરિમડ્ઢં અવડ્ઢં મુટ્ઠિસહિઅં પચ્ચક્ખાઇ, ચઉવ્વિહંપિ આહારં-અસણં, પાણં, ખાઇમં, સાઇમં, અન્નત્થણાભોગેણં, સહસાગારેણં, પચ્છન્નકાલેણં, દિસામોહેણં, સાહુવયણેણં, મહત્તરાગારેણં, સવ્વસમાહિવત્તિયાગારેણં વોસિરે.

## ૪ એકાસણા-બેઆસણાનું

ઉગ્ગએ સૂરે, નમુક્કારસહિઅં [૧]પોરિસિં, મુટ્ઠિસહિઅં પચ્ચક્ખાઇ, ઉગ્ગએ સૂરે, ચઉવ્વિહં પિ આહારં-અસણં, પાણં, ખાઇમં, સાઇમં; અન્નત્થણાભોગેણં, સહસાગારેણં, પચ્છન્નકાલેણં, દિસામોહેણં, સાહુવયણેણં, મહત્તરાગારેણં, સવ્વસમાહિવત્તિયાગારેણં, વિગઇઓ પચ્ચક્ખાઇ, અન્નત્થણાભોગેણં, સહસાગારેણં, લેવાલેવેણં, ગિહત્થસંસટ્ઠેણં, ઉક્ખિત્તવિવેગેણં, પડુચ્ચમક્ખિએણં, પારિટ્ઠાવણિયાગારેણં, મહત્તરાગારેણં, સવ્વસમાહિવત્તિયાગારેણં, એગાસણં* બિયાસણં પચ્ચક્ખાઇ, તિવિહં પિ આહારં-અસણં, ખાઇમં, સાઇમં, અન્નત્થણાભોગેણં, સહસાગારેણં, સાગારિયાગારેણં, આઉંટણપસારેણં, ગુરુઅબ્ભુટ્ઠાણેણં, પારિટ્ઠાવણિયાગારેણં. મહત્તરાગારેણં, સવ્વસમાહિવત્તિયાગારેણં, પાણસ્સ લેવેણ વા, અલેવેણ વા, અચ્છેણ વા, બહુલેવેણ વા, સસિત્થેણ વા, અસિત્થેણ વા વોસિરે.

## ૫ આયંબિલનું પચ્ચક્ખાણ.

ઉગ્ગએ સૂરે, નમુક્કારસહિઅં, પોરિસિં, સાઢપોરિસિં, મુટ્ઠિસહિઅં પચ્ચક્ખાઇ, ઉગ્ગએ સૂરે ચઉવ્વિહં પિ આહારં-અસણં, પાણં, ખાઇમં, સાઇમં, અન્નત્થણાભોગેણં, સહસાગારેણં, પચ્છન્નકાલેણં, દિસામોહેણં, સાહુવયણેણં, મહત્તરા-

---

૧ સાડ્ઢપોરિસિ, પુરિમડ્ઢ વિગેરે પચ્ચક્ખાણ હોય તો તે પણ બોલવા.

* એકાસણ કરવું હોય તો એકાસણં બોલવું, અને બેઆસણું કરવું હોય તો બિઆસણં બોલવું.

ગારેણું, સવ્વસમાહિવત્તિયાગારેણું, આયંબિલં પચ્ચખ્ખાઇ, અન્નત્થણાભોગેણુ, સહસાગારેણું, લેવાલેવેણું, ગિહત્થસંસટ્ઠેણું, ઉખ્ખિત્તવિવેગેણુ, પારિટ્ઠાવણિયાગારેણું, મહત્તરાગારેણું સવ્વસમાહિવત્તિયાગારેણું, એગાસણુ, પચ્ચખ્ખાઇ, તિવિહં પિ આહાર–અસણુ, ખાઇમં, સાઇમ, અન્નત્થણાભોગેણું, સહસાગારેણુ, સાગારિયાગારેણું, આઉંટણપસારેણુ, ગુરુઅબ્ભુટ્ઠાણેણું; પારિટ્ઠાવણિયાગારેણુ, મહત્તરાગારેણું, સવ્વસમાહિવત્તિયાગારેણુ પાણસ્સ લેવેણુ વા, અલેવેણુ વા, અચ્છેણુ વા, બહુલેવેણુ વા, સસિત્થેણુ વા, અસિત્થેણુ વા વોસિરે.

## ૬ તિવિહાર ઉપવાસનું

સૂરે ઉગ્ગએ, [1]અબ્ભત્તટ્ઠં પચ્ચખ્ખાઇ, તિવિહંપિ આહારં–અસણુ, ખાઇમં, સાઇમ, અન્નત્થણાભોગેણુ, સહસાગારેણુ, પારિટ્ઠાવણિયાગારેણું, મહત્તરાગારેણુ, સવ્વસમાહિવત્તિયાગારેણું, પાણહાર પોરિસિ, સાઢપોરિસિ, મુટ્ઠિસહિઅ પચ્ચખ્ખાઇ, અન્નત્થણાભોગેણું સાહસાગારેણુ, પચ્છન્નકાલેણુ, દિસામોહેણું, સાહુવયણેણુ, મહત્તરાગારેણું, સવ્વસમાહિવત્તિયાગારેણુ, પાણસ્સ લેવેણુ વા, અલેવેણુ વા, અચ્છેણુ વા, બહુલેવેણુ વા, સસિત્થેણુ વા, અસિત્થેણુ વા વોસિરે.

## ૭ ચઉવિહાર ઉપવાસનું

સૂરે ઉગ્ગએ અબ્ભત્તટ્ઠં પચ્ચખાઇ, ચઉવ્વિહ પિ આહારં–અસણુ, પાણુ, ખાઇમં, સાઇમ, અન્નત્થણાભોગેણું, સહસા-

---

૧ અત્રે છટ્ઠભત્ત-અટ્ઠમભત્ત જેટલા ઉપવાસનું પચ્ચખ્ખાણુ હોય તેટલા બોલવા

૧. આગે સાત તાત વિછોહ રે, તું વળી વ્રત લીયે, ચાંદે ખાર ન દીજીયેએ. ૨. નીર વિના જિમ મચ્છ રે, વીર વિના તિમ, ટળવળતું ઇમ સહુ કહેએ. ૩ કૃપાવંત ભગવંત રે, નેહ વિના વળી, વરસ બે ઝાઝેરા રહ્યાએ. ૪ ફાસુ લીએ અન્નપાન રે, પરઘર નવિ જમે, ચિત્ત ચારિત્ર ભાવે રમેએ. ૫ ન કરે રાજની ચિંત રે, સુર લોકાંતિક, આવી કહે સંયમ સમેએ. ૬ બૂઝ બૂઝ ભગવંત રે, છોડી વિષયસુખ, એ સંસાર વધારણોએ. ૭

## ઢાળ ૭ મી.

(આવે આવે ઋષભનો પુત્ર—એ દેશી)

આલે આલે ત્રિશલાનો કુંઅર, રાજા સિદ્ધારથનો નંદન, દાન સંવત્સરીએ, એક કોડી આઠ લાખ દિન પ્રત્યે એ કનક, રયણ રૂપા મોતી તો, મુઠી ભરી ભરીએ. આલે આલે૦ ૧ ધણ કણ ગજ રથ ઘોડલા રે, ગામ નગર પૂર દેશ તો, મનવંછિત વળીએ, નિર્ધનને ધનવંત કીઆએ, તસ ઘર ન ઓળખે નારી તો, સમ કરે વળીવળીએ. આલે આલે૦ ૨ દુઃખ દારિદ્ર ટાળ્યા જગતણાંએ, મેઘ પરે વરસીદાન તો, પૃથ્વી અઋણ કરીએ, ફરીએ બહુ નરનારી ઓચ્છવ જુએએ, સુર નર કરે મંડાણ તો, જિન દીક્ષા વરીએ. આલે આલે૦ ૩ વિહારક્રમ જગગુરુ કીઓએ, કેડે આવ્યો માહણ મિત્ર તો, નારીએ સંતાપિઓ, જિન યાચક હું વિસરયોએ, પ્રભુ ખંધથકી દેવદૂષ્ય તો, ષટ્ ખંડ કરી દિઓએ. આલે આલે૦ ૪

## ઢાળ ૮ મી.

(રાગ સામેરી.)

(છઠ્ઠી ભાવના મન ધરો—એ દેશી.)

જસ ઘર હોયે પ્રભુ પારણું, સુર તિહાં કંચન વરસે અતિ ઘણું, આંગણું દીપે તેજે તેહ તણુંએ, દેવદુંદુભી વાજેએ, તેણે નાદે અંબર ગાજેએ, છાજે એ ત્રિભુવનમાંહે સોહામણુંએ. ૧ (ત્રુટક) સોહામણું પ્રભુ તપ તપે, બહુ દેશવિદેશે વિચરતા, ભવિજીવને ઉપદેશ દેતા, સાતે ઇતિ શમાવતા, ષટ્ માસ વન કાઉસ્સગ રહી, જિન કઠીન કર્મ દહે

સહી, ગોવાળ ગૌ ભળાવી ગયા, વીર મુખ બોલે નહીં. ૨ ( પુર્વલી ) ગોરૂ સવિ દહ દિસે ગયા, તેણે આવી કહ્યું મુનિ કિહાં ગયા, ઋષિરાયા ઉપર મૂરખ કોપીયાએ, ચરણ ઉપર રાધી ખીર, તેણે ઉપસર્ગે ન ચળ્યા ધીર, મહાવીર શ્રવણે ખીલા ઠોકીયા રે ૩ ( ત્રુટક ) ઠોકીયા ખીલા દુખે પીલ્યા કો ન લહે તેમ કરી ગયા, જિનરાજને મન શત્રુ મિત્ર સરખા, મેરૂપરે ધ્યાને રહ્યા ઉનહી વરસે મેઘ ભારે વીજળી ઝબુકે ઘણી, બેઉ ચરણ ઉપર ડાભ ઊગ્યો, ઇમ સહે ત્રિભુવન ધણી ૪ ( પુર્વલી ) એક દિન ધ્યાન પૂરુ કરી, પ્રભુ નયરિયે પહોતા ગોચરી, તિહાં વૈદ શ્રવણે ખીલા જાણીયાએ, પારણુ કરી કાઉસ્સગે રહ્યા, તિહાં વૈદે સચ બેલા કીયા, બાંધીયા વૃક્ષે દોય ખીલા તાણીઆએ ૫ ( ત્રુટક ) તાણી કાઢ્યા દોય ખીલા, વીર વેદના થાય ઘણી, આક્રંદ કરતા ગિરિ ચયો, શત ખંડ જુઓ ગતિ કર્મતણી, બાંધે રે જીવડો કર્મ હસતા, રોવતાં છૂટે નહી, ધન્ય ધન્ય મુનિવર રહે સમચિત્ત, કર્મ એમ ત્રુટે સહી ૬

## ઢાળ ૯ મી.

જુઓ જુઓ કરમે શુ કીધુ રે, અન્ન વર્ષ ઋષભે ન લીધુ રે, કર્મ વશ મ કરો કોઇ ખેદ રે, મલ્લિનાથ પામ્યા સ્રીવેદ રે ૧ કર્મે ચક્રી બ્રહ્મદત્ત નડીયો રે, સુભુમ નરકમાંહિ પડીઓ રે, ભરત બાહુબળશુ ભજો રે, ચક્રી હાર્યો ગય જસ ચડીયો રે ૨ સનતકુમારે સહ્યા રોગ રે, નળદમયતી વિયોગ રે, વાસુદેવ જરાકુમાર માર્યો રે, બળદેવ મોહનીયે ધાર્યો રે ૩ ભાઇ સબ મસ્તકે વહીયો રે, પ્રતિબોધ સુરસુખે લહીઓ રે, શ્રેણિક નરકે એ પહોતો રે, વન ગયા દશરથ પુત્રો રે. ૪ સત્યવંત હરિચંદ્ર ધીર રે, ડુબ ઘેર શિર વહ્યું નીર રે, કુબેરદત્તાને કુયોગ રે, બહિન વળી માતાશુ ભોગ રે. ૫ પરદ્યથે ચંદનબાળા રે, ચઢિયો સુભદ્રાને આળ રે, મયણરેહા મૃગાંકલેખા રે, દુઃખ ભોગવીયા તે અનેકા રે ૬ કરમે ચંદ્ર કલંકિયો રે, રાય રંક કોઇ ન મૂકયો રે, ઇંદ્ર અહલ્યાશુ લુબ્ધ્યો રે, રેનાદે વીમાહ કીધો રે ૭ ઇશ્વર નારીએ નચાવ્યો રે, બ્રહ્મા ધ્યાનથી ચુકાવ્યો રે, અધ અઘ કરમ પ્રધાન રે, જીસા જીસા શ્રી વર્દ્ધમાન રે. ૮

## ઢાળ ૧૦ મી.

ઇમ કર્મ હણ્યા સવિ ધીર પુરુષ મહાવીર બાર વર્ષ તપ્યો તપ, તે સઘળો વિણુ નિર શાલી વૃક્ષતળે રે, પ્રભુ પામ્યા કેવળજ્ઞાન, સમવસરણ રચે સુર દેશના દે જિન ભાણ. ૧ અપાપા નયરી, યજ્ઞ કરે વિપ્ર જેહવી બુઝવી દિખ્યા વીરને વંદે તેહ, ગૌતમઋષિ આદે, ચારસે ચાર હજાર, સહસ્સ ચૌદ મુનિવર, ગણુધર જાણ ઇગ્યાર. ૨ ચંદનબાળા મુખ સાધવી સહસ છત્રીશ, દોઢ લાખ સહસ નવ, શ્રાવક દે આશીષ, ત્રણુ લાખ શ્રાવિકા અધકી સહસ, અઢાર સંઘ ચતુર્વિધી સ્થાપિયો, ધન ધન જિન પરિવાર. ૩ પ્રભુ અશોકતરુ તળે, ત્રિગડે કરેઅ વખાણ, સુણે બારે પર્ષદા, યોજન વાણી પ્રમાણુ, ત્રણુ છત્ર સોહે શિર, ચામર ઢાળે ઈંદ્ર, નાટક બદ્ધ બત્રીશ ચોત્રીસ અતિશય જિણંદ. ૪ પુષ્પપગર ભરે સુર, વાજે દુંદુંભી નાદ, નમે સકળ સુરાસુર, છાંડી સવિ પરમાદ, ચિહું રૂપે સોહે, ધર્મ પ્રકાશે ચાર, ચોવીસમો જિનવર, આપે ભવનો પાર. ૫ પ્રભુ વરસ બહોંતેર, પાળી નિર્મળ આય, ત્રિભુવન ઉપગારી, તરણુતારણુ જિનરાય, કાર્તિક માસ દિન, દિવાળી નિરવાણુ, પ્રભુ મુગતે પહોંત્યા, પામે નિત્ય કલ્યાણુ. ૬

## કળશ.

ઇમ વીર જિનવર સયલ સુખકર, નામે નવનિધિ સંપજે, ઘર ઋદ્ધિ વૃદ્ધિ સુસિદ્ધિ પામે, એકમના જે નર ભજે. તપગચ્છ ઠાકુર ગુણ વૈરાગર, હીરવિજયસૂરીશ્વરો, હંસરાજ વંદે મન આનંદે, કહે ધન્ય મુજ એ ગુણો. ૧

---

## સત્તાવીશ ભવનું સ્તવન.

શ્રી શુભવિજય સુગુરુ નમી, નમી પદ્માવતી માય; ભવ સત્તાવીશ વરણવું, સુણતાં સમકિત થાય. ૧ સમકિત પામે જીવને, ભવ ગણુતીએ

ગણાય, જો વળી સંસારે ભમે, તો પણ મુગતે જાય ૨ વીર જિનેશ્વર સાહીબો, ભમીયો કાળ અનંત; પણ સમકિત પામ્યા પછી, અંતે થયા અરિહંત ૩

### ઢાળ ૧ લી.

( કપુર હોય અતિ ઉજળો રે–એ દેશી )

પહેલે ભવે એક ગામનો રે, રાય નામે નયસાર, કાષ્ઠ લેવા અટવી ગયો રે, ભોજન વેળા થાય રે, પ્રાણી ધરીયે સમકિત રંગ, જિમ પામીયે સુખ અભંગ રે પ્રાણી૦ ૧ ( એ આંકણી ) મન ચિંતે મહિમા-નીલો રે, આવે તપસી કોય, દાન દેઇ ભોજન કરુ રે, તો વંછિત ફળ હોય રે. પ્રાણી૦ ૨ મારગ દેખી મુનિવરો રે, વંદે દેઇ ઉપયોગ, પૂછે કેમ ભટકો ઇહાં રે, મુનિ કહે સાથ વિજોગ રે પ્રાણી૦ ૩ હર્ષભરે તેડી ગયો રે, પડિલાભ્યા મુનિરાજ, ભોજન કરી કહે ચાલીયે રે, સાથ ભેળા કરુ આજ રે પ્રાણી૦ ૪ પગવટીએ ભેળા કર્યા રે, કહે મુનિ દ્રવ્ય એ માર્ગ, સંસારે ભૂલા ભમો રે, ભાવ માર્ગ અપવર્ગ રે પ્રાણી૦ ૫ દેવ ગુરુ ઓળખાવીયા રે, દીધો વિધિ નવકાર, પશ્ચિમ મહાવિદેહમાં રે, પામ્યા સમકિત સાર રે પ્રાણી૦ ૬ શુભ ધ્યાને મરી સુર હુઓ રે, પહેલા સ્વર્ગ મઝાર, પલ્યોપમ આયુ ચવી રે, ભરત ધરે અવતાર રે પ્રાણી૦ ૭ નામે મરીચી યૌવને રે, સંયમ લીએ પ્રભુ પાસ, દુષ્કર ચરણ લહી થયો રે, ત્રિદંડીક શુભ વાસ રે. પ્રાણી૦ ૮

### ઢાળ ૨ જી.

( વિવાહલાની દેશી )

નવો વેશ રચે તેણી વેળા, વિચરે આદેશ્વર ભેળા; જળ થોડે સ્નાન વિશેષે, પગે પાવડી ભગવે વેશે ૧ ધરે ત્રિદંડ લાકડી મહોટી, શિર મુંડણ ને ધરે ચોટી, વળી છત્ર વિલેપન અંગે, શુલથી વ્રત ધરતો રંગે ૨ સોનાની જનોઇ રાખે, સહુને મુનિ મારગ ભાખે, સમોસરણે પૂછે

નરેશ, કોઇ આગે હોશે જિનેશ. ૩ જિન જંપે ભરતને તામ, તુજ પુત્ર મરીચી નામ; વીર નામે થશે જિન છેલ્લા, આ ભરતે વાસુદેવ પહેલા. ૪ ચક્રવર્તી વિદેહે થાશે, સુણી આવ્યા ભરત ઉલ્લાસે; મરિચીને પ્રદક્ષિણા દેતા, નમી વંદીને એમ કહેતા. ૫ તમે પુન્યાઇવંત ગવાશો, હરિ ચક્રી ચરમ જિન થાશો; નવિ વંદુ ત્રિદંડીક વેશ, નમું ભક્તિયે વીર જિનેશ. ૬ એમ સ્તવના કરી ઘેર જાવે, મરિચી મન હર્ષ ન માવે; મહારે ત્રણ પદવીની છાપ, દાદા જિન ચક્રી બાપ. ૭ અમે વાસુદેવ ધુર થઇશું, કુળ ઉત્તમ મહારું કહીશું; નાચે કુળમદશું ભરાણો, નીચ ગોત્ર તિહાં બંધાણો. ૮ એક દિન તનુ રોગે વ્યાપે, કોઈ સાધુ પાણી ન આપે; ત્યારે વંછે ચેલો એક, તવ મળીયો કપિલ અવિવેક. ૯ દેશના સુણી દીક્ષા વાસે, કહે મરિચી લીયો મુનિ પાસે; રાજપુત્ર કહે તુમ પાસે, લેશું અમે દીક્ષા ઉલ્લાસે. ૧૦ તુમ દરશને ધરમનો વેમ, સુણી ચિંતે મરિચી એમ; મુજ યોગ્ય મળ્યો એ ચેલો, મૂળ કડવે કડવો વેલો. ૧૧ મરિચી કહે ઉભયમાં, લીએ દીક્ષા યોવન વયમાં; એણે વચને વધ્યો સંસાર, એ ત્રીજો કહ્યો અવતાર. ૧૨ લાખ ચોરાશી પૂરવ આય, પાળી પાંચમે સ્વર્ગ સધાય; દસ સાગર જીવિત ત્યાંહી, શુભવીર સદા સુખમાંહી. ૧૩

## ઢાળ ૩ જી.

( ચોપાઇની દેશી. )

પાંચમે ભવ કોલ્લાગ સન્નિવેશ, કૌશિક નામે બ્રાહ્મણ વેશ; એંશી લાખ પૂરવ અનુસારી, ત્રિદંડીયાને વેશ મરી. ૧ કાળ બહુ ભમિયો સંસાર, થુણાપુરી છઠ્ઠો અવતાર; બહોંતેર લાખ પૂરવને આય, વિપ્ર ત્રિદંડીક વેશ ધરાય; સૌધર્મ મધ્ય સ્થિતિયે થયો, આઠમે ચૈત્ય સન્નિવેશે ગયો: અગ્નિદ્યોત દ્વિજ ત્રિદંડીયો, પૂર્વ આયુ લખ સાઠે મૂઓ. ૩ મધ્ય સ્થિતિએ સુર સ્વર્ગ વિમાન, દશમે મંદિરપુર દ્વિજ ઠાણ: લાખ છપ્પન્ન પૂરવાપુરી, અગ્નિભૂતિ ત્રિદંડિક મરી. ૪ ત્રીજે સ્વર્ગે મધ્યાયુ ધરી, બારમે ભવે શ્વેતાંબીપૂરી; પુરવ લાખ ચુમાળીશ આય. ભારદ્વાજ ત્રિદંડિક

થાય ૫ તેરમે ચોથે સ્વર્ગે રમી, કાળ ઘણો સંસારે ભમી; ચૌદમે ભવ રાજગૃહી જાય, ચોત્રીસ લાખ પૂરવને આય ૬ થાવર વિપ્ર ત્રીદડી થયો, પાચમે સ્વર્ગે મરીને ગયો, સોલમે ભવ ક્રોડ વરસ સમાય, રાજ-કુમાર વિશ્વભૂતિ થાય ૭ સભૂતિમુનિ પાસે અણગાર, દુષ્કર તપ કરી વરસ હજાર, માસખમણ પારણુ ધેરી દયા, મથુરામાં ગોચરીએ ગયા ૮ ગાય હણ્યા મુનિ પડ્યા ધસ્યા, વૈશાખનદી પિતરીયા હસ્યા, ગોશૃગે મુનિ ગર્વે કરી, ગગન ઉછાળી ધરતી ધરી. ૯ તપ ગર્વથી હોજો બળ ઘણી, કરી નીયાણુ મુનિ અણુસણી, સત્તરમે મહાશુક્રે સુરા, શ્રી શુભ-વીર સત્તર સાગરા ૧૦

### ઢાળ ૪ થી

( નદી યમુનાકે તીર ઉડે દોય પખીયા—એ દેશી )

અઢારમે ભવે માત, સુપન સુચિત સતી, પોતનપુરીયે પ્રજાપતિ, રાણી મૃગાવતી, તસ સુર નામે ત્રિપૃષ્ટ, વાસુદેવ નૃપના, પાપ ઘણા કરી, સા-તમી નરકે ઉપના ૧ વીશમે ભવ થઇ સિહ, ચોથી નરકે ગયા, તિહાથી ચવી સસારે, ભવ બહુળા થયા, બાવીશમે નરભવ લહી, પુણ્ય-દશા વમીયા, ત્રેવીશમે રાજ્યધાની, મૂકાએ સચરીયા ૨ રાય ધન્ય જય ધારણી, રાણીએ જનમિયા, લાખ ચોગસી પુરવ આયુ જીવિયા, પ્રિય-મિત્ર નામે ચક્રવર્તી દીક્ષા લહી; ક્રોડી વરસ ચારિત્રદશા પાળી સહી. ૩ મહાશુક્રે થઇ દેવ, ઇણે ભરતે ચવિ, છત્રિકા નગરીયે, જિતશત્રુ રાજવી ભદ્રા માય લખ પચવીશ, વરસ સ્થિતિ ધરી, નદન નામે પુત્રે, દીક્ષા આચરી. ૪ અગીયાર લાખ ને એશી, હજાર છસે વળી ઉપર પીસ્તા-લીશ, અધિક પણ દિન ૩ણી, વીશસ્થાનક માસખમણે માસખમણે, જાવ-જીવ સાધતા, તીર્થંકર નામકર્મ, તિહાં નિકાચતા ૫ લાખ વરસ દીક્ષા પર્યાય તે પાળતા, છવ્વીસમે ભવ પ્રાણતકલ્પે દેવતા, સાગર વીશનુ જીવિત સુખભર ભોગવે, શુભવીર જિનેશ્વર ભવ સુણજો હવે ૬

## ઢાળ ૫ મી.

( ગજરા મારૂજી ચાલ્યા ચાકરી રે.—એ દેશી )

નયર માહણકુંડમાં વસે રે, મહાઋદ્ધિ ઋષભદત્ત નામ દેવાનંદા દ્વિજ શ્રાવિકા રે, પેટ લીધો પ્રભુ વિસરામ રે, પેટ લીધો પ્રભુ વિસરામ. ૧ બ્યાશી દિવસને અંતરે રે, સુર હરિણીગમેષી આય; સિદ્ધારથ રાજા ઘરેરે, ત્રિશલા કૂખે છટકાય રે. ત્રિશલા૦ ૨ નવ માસાંત રે, જનમિયા રે, દેવ દેવીયે ઓચ્છવ કીધ; પરણી યશોદા યૌવને રે, નામે મહાવીર પ્રસિદ્ધ રે. નમો૦ ૩ સંસાર લીલા ભોગવી રે, ત્રીશ વર્ષે દીક્ષા લીધ; બાર વરસે હુઆ કેવળી રે, શિવવહુનું તિલક શીર દીધરે. શિવ૦ ૪ સંઘ ચતુર્વિધ થાપીયો રે, દેવાનંદા ઋષભદત્ત પ્યાર; સંયમ દેઇ શિવ મોકલ્યા રે, ભગવતીસૂત્રે અધિકાર રે. ભગવતિ૦ ૫ ચોત્રીશ અતિશય શોભતા રે, સાથે ચઉદ સહસ અણગાર; છત્રીશ સહસ તે સાધવી રે, બીજે દેવ દેવી પરિવાર રે. બીજો૦ ૬ ત્રીશ વરસ પ્રભુ કેવળી રે, ગામ નગર તે પાવન કીધ; બહોંતેર વરસનું આઉખું રે, દીવાળીયે શિવપદ લીધરે. દીવાળી૦ ૭ અગુરૂલઘુ અવગાહને રે, કીયો સાદી અનંત નિવાસ; મોહરાય મલ મુળશું રે, તન મન સુખનો હોય નાશ રે. તન૦ ૮ તુમ સુખ એક પ્રદેશનું રે, નવિ ભાવે લોકાકાશ; તો અમને સુખીઆ કરો રે, અમે ધરીયે તુમારી આશ રે. અમે૦ ૯ અખય ખજાનો નાથનો રે, મેં દીઠો ગુરુ-ઉપદેશ; લાલચ લાગી સાહેબા રે, નવિ ભજીયે કુમતિનો લેશ રે. નવિ૦ ૧૦ મહોટાનો જે આશરો રે, તેથી પામીયે લીલ વિલાસ; દ્રવ્ય ભાવ શત્રુ હણી રે, શુભવીર સદા સુખવાસ રે. શુભ૦ ૧૧

### કળશ

ઓગણીશ એકે, વરસ છેકે, પૂર્ણિમા શ્રવણ વરો; મેં થુણ્યો લાયક, વિશ્વનાયક, વર્દ્ધમાન જિનેશ્વરો; સવેગ રંગ તરંગ ઝીલે, જસવિજય સમતા ધરો, શુભવિજય પંડિત ચરણ સેવક, વીરવિજયો જયકરો. ૧૨

---

## શ્રી વીરભગવાનનું હાલરડું (પારણું)

માતા ત્રિશલા ઝુલાવે પુત્ર પારણે, ગાવે હાલો હાલો હાલરૂવાના ગીત, સોના રૂપા ને વળી રત્ને જડિયું પારણું, રેશમ દોરી ઘૂઘરી વાગે છુમ છુંમ રીત, હાલો હાલો હાલો હાલો મારા નંદને ૧ જિનજી પાસ પ્રભુથી વરસ અઢીસે અંતરે, હોશે ચોવીશમા તીર્થંકર જિન પરિણામ, કેશીસ્વામી મુખથી એવી વાણી સાંભળી, સાચી સાચી હુઈ તે મારે અમૃતવાણ હા૦ ૨ ચૌદ સ્વપ્ને હોવે ચક્રી કે જિનરાજ, વીત્યા બારે ચક્રી, નહિ હવે ચક્રીરાજ, જિનજી પ્રભુના શ્રી કેશી ગણધાર, તેહને વચને જાણ્યા ચોવીશમા જિનરાજ, મારી કૂખે આવ્યા ત્રણ ભુવન શિરતાજ, મારી કૂખે આવ્યા સંઘ તીરથની લાજ, હું તો પુણ્ય પનોતી ઇંદ્રાણી થઈ આજ હા૦ ૩ મુજને દોહલો ઉપજ્યો બેસું ગજ અંબાડીએ, સિંહાસન પર બેસું ચામર છત્ર ધરાય, એ સહુ લક્ષણ મુજને નંદન તારા તેજના, તે દિન સંભારું ને આનંદ અંગ ન માય હા૦ ૪ કરતલ પગતલ લક્ષણ એક હજાર ને આઠ છે, તેહથી નિશ્ચય જાણ્યા જિનવર શ્રી જગદીશ, નંદન જમણી જંઘે લંછન સિંહ બિરાજતો, મેં તો પહેલે સુપને દીઠો વીસવાવીસ હા૦ ૫ નંદન નવલા બંધવ નંદીવર્ધનના તમે, નંદન ભોજાઈઓના દીયર છો સુકુમાળ, હસશે ભોજાઈઓ કહી દીયર મારા લાડકા, હસશે રમશે ને વળી ચૂંટી ખણશે ગાલ, હસશે રમશે ને વળી ઠુંસા દેશે ગાલ. હા૦ ૬ નંદન નવલા ચેડા રાજાના ભાણેજ છો, નંદન નવલા પાંચસે મામીના ભાણેજ છો, નંદન મામલીયાના ભાણેજા સુકુમાર, હસશે હાથ ઉછાળી કહીને ન્હાના ભાણજા, આંખો આંજીને વળી ટપકું કરશે ગાલ હા૦ ૭ નંદન મામા મામી લાવશે ટોપી આંગલા, રત્ને જડીયા ઝાલર મોતી કસબી કોર, નીલા પીલા ને વળી રાતા સર્વે જાતિના, પહેરાવશે મામી મારા નંદ કિશોર હા૦ ૮ નંદન મામા મામી સુખલડી સહુ લાવશે, નંદન ગજવે ભરશે લાડુ મોતીચૂર, નંદન મુખડા જોઈને લેશે મામી ભામણા, નંદન મામી કહેશે જીવો સુખ ભરપૂર હા૦ ૯ નંદન નવલી ચેડા મામાની સાતે સતી,

મારી ભત્રીજી ને બેન તમારો નંદ; તે પણ ગુંજે ભરવા લાખણસાઇ લાવશે, તુમને જોઇ જોઇ હોશે અધિકો પરમાનંદ૦ હા૦ ૧૦ રમવા કાજે લાવશે લાખ ટકાનો ઘુઘરો, વળી સુડા મેના પોપટ ને ગજરાજ; સારસ હંસ કોમલ તીતર ને વળી મોરજી, મામી લાવશે રમવા નંદ તમારે કાજ૦ હા૦ ૧૧ છપ્પન કુમરી અમરી જલ કળશે નવરાવીયા, નંદન તમને અમને કેલી ઘરની માંહી; ફૂલની વૃષ્ટિ કીધી યોજન એકને માંડલે, બહુ ચિરંજીવો આશિષ દીધી તુમને ત્યાંહી. હા૦ ૧૨ તમને મેરુગિરિ પર સુરપતિએ નવરાવીયા, નીરખી નીરખી હરખી સુકૃત લાભ કમાય; મુખડા ઉપર વારૂ કોટિ કોટિ ચંદ્રમા, વળી તન પર વારૂ ગ્રહગણનો સમુદાય. હા૦ ૧૩ નંદન નવલા ભણવા નિશાળે પણ મૂકશું, ગજ પર અંબાડી બેસાડી મોહટે સાજ; પસલી ભરશું શ્રીફળ ફોફળ નાગરવેલશું, સુખલડી લેશું નિશાળીયાને કાજ. હા૦ ૧૪ નંદન નવલા મોટા થાશો પરણાવશું, વહુવર સરખી જોડી લાવશું રાજકુમાર; સરખા વેવાઇ વેવાણને પધરાવશું, વર વહુ પોંખી લેશું જોઇ જોઇને દેદાર. હા૦ ૧૫ પીઅર સાસરા માહરા, બેહુ પખ નંદન ઉજળા, મારી કૂખે આવ્યા તાત પનોતા નંદ; માહરે આંગણે વુઠા અમૃત દૂધે મેહલા, માહરે આંગણે ફલીયા સુરતરુ સુખના કંદ. હા૦ ૧૬ ઇણી પેરે ગાયું માતા ત્રિશલાસુતનું પારણું, જે કોઇ ગાશે લેશે પુત્રતણા સામ્રાજ; બીલીમોરા નગરે વર્ણવ્યું વીરનું હાલરું, જય જય મંગલ હોજો. દીપવિજય કવિરાજ. હા૦ ૧૭

---

## ૧ પ્રભુજીને પોંખવાનાં પુખણાં

ઉઠ ઉઠ તું વેવણ ઉંઘ તજી, વર આવ્યો તોરણ સાજ સજી,
સત્તાલાખ નગારાંની ધુસ પડી, પુંખવાની જાય છે એહ ઘડી. ૧

કોઇ જાણ કરો પિછાણ કરો, તુમે પગલું આવી બહાર ધરો,
અમને ઊભાં ઘણી વાર થઇ, વેવણને ખબર કરો કોઇ જઇ. ૨

વેવણ લેજે તુ લાવો ઘણો, તારે બારણે અવસર વિવાહતણો,
તુ પેઠી છે ઘરને ખૂણે, કચન મણી માણેક થાળ લહે ૩

આ અવસર તુ કેમ થઇ ઘાંઘી? તુજ આગણ ત્રિભુવનપતિ ક્યાથી?
દેવને દર્શન દુર્લભ જેહનું, સેજે મળવુ થાય છે તેહનુ. ૪

સહુ ઇન્દ્ર કરે તેહની સેવા, એનુ દર્શન જેમ મીઠા મેવા,
ઉઠ ઉઠ તું વહેલી આવ વહેલી, આ કામમાં હમણાં જઇને ભેળી ૫

ઇન્દ્રનો ભંડાર ઘણો જ ભર્યો, મણી કંચન કરીને જેહવો કરયો,
વલી જોઇએ તે માગી લેજે, નોરણે જોઇએ તે સહુને દેજે ૬

વેવાઇથી હામ રખે ખોતી, આડું અવળુ તુ શુ ફરે જોતી?
ઇન્દ્રાણીએ ભીડ કરી તારી, તેણે વાત બની આવી સારી ૭

તે તો જાણતાં દીકરી દીધી હતી, શોભા રહેશે રે ઇન્દ્રાણી વતી,
તારે મંદિર આવ્યો ત્રિજગધણી, ઉઠ ઉઠ તુ વહેલી થઈ છે ઘણી ૮

તવ સાસ્ગી કહે મારી સાસુ, એમ ખોટી થાઓ છો શું ફાસુ,
વિવેકનાં કારણ છે વહેલા, પાગ્કે ઘેર દીસો છો પહેલા ૯

એમ મોટા બોલ ન બોલો બહુ, પડે કારજ જાણો ત્યારે સહુ,
ઘર ઘરની વાતો છે સહેલી, માથે પડી વહેલી રેહલી ૧૦

શીતણી વિધિ મે વરણી, હવે આવે પરસન જીતની ધરણી,
ઇન્દ્રાણી સમ શણગાર ધરી, મણી મુક્તાફળનો થાળ ભરી ૧૧

ગજરાજની પેરે ચાલ ચાલતી, શ્રીફળ સહુને આલાવતી,
ઇન્દ્રાણીઓ મંગળ ગાવતી, એમ સુર સુમણ પધ્રાવતી. ૧૨

ઢાળ ૨ જી

જીરે ઇન્દ્રાણી પૂછે વેવાણને રે, જીરે શી કરી કંણી તુમે તેહ,
પ્રભુને કેમ પુખીએ રે, જીરે પહેલુ તે શ્રુસરુ આરુ રે,

જીરે ઝુસરું ગાડલે હોય, ઝુસરે કેમ પુંખીએ રે,
જીરે ઝુસરે ધાન ઘણું નીપજે રે, જીરે મંગળ રૂપી તે હોય,
ઝુસરે પ્રભુ પુંખીએ રે. ૧૩

જીરે બીજું તે મુસળું આદરું રે, જીરે મુસળું ઉખળે હોય,
મુસળે કેમ પુંખીએ રે, જીરે મુશળે તંદુલ નીપજે રે,
જીરે મંગળ રૂપી તે હોય, મુસળે પ્રભુ પુંખીએ રે. ૧૪

જીરે ત્રીજો તે રવૈયો આદરો રે, જીરે રવૈયેથી ધૃત ઘણું નીપજે રે,
જીરે મંગળ રૂપી તે હોય, રવૈયે પ્રભુ પુંખીએ રે. ૧૫

જીરે ચોથો ત્રાક તેં આદર્યો રે, જીરે ત્રાક તે રેંટીએ હોય,
ત્રાકે કેમ પુંખીએ રે, જીરે ત્રાકથી સુતર નીપજે રે,
જીરે મંગળરૂપી તે હોય, ત્રાકે પ્રભુ પુંખીએ રે. ૧૬

જીરે પાંચમો સરાઇઓ આદર્યો રે, જીરે સરાઇઓ તે હુંડીને હોય,
સરાઇઓ કેમ પુંખીએ રે, જીરે સરાઇઆથી વસ્તુ સર્વે નીપજે રે,
જીરે મંગળ રૂપી તે હોય, સરાઇએ પ્રભુ પુંખીએ રે. ૧૭

જીરે ઇંડી પિંડી શિવજીને હોય, ઇંડીએ કેમ પુંખીએ રે,
જીરે ઇંડી પિંડી ક્ષેત્રની રક્ષા કરે રે, જીરે મંગળરૂપી તે હોય,
ઇંડી પિંડીથા પ્રભુ પુંખીયારે. ૧૮

જીરે પાંચ એ મંગળ પરવરાંએ, જીરે આદરે એ સઘળાં લોક,
પ્રભુને અમે પુંખીઆરે, જીરે તેહ કારણ અમે સવી કર્યો રે,
જીરે શું જાણે દેવતા લોક, પ્રભુને અમે પુંખીઆ રે. ૧૯

જીરે સાંભળી ઇંદ્ર નૃપ હરખીઆરે, જીરે હરખ્યો તે સકલ પરિવાર,
પ્રભુને અમે પુંખીઆ રે, જીરે ભૂષણ તંબોળ છાંટણાં રે,
જીરે વહુને ભૂષણ દીએ સાર, પ્રભુને અમે પુંખીઆ રે. ૨૦

જીરે ધાટડી કંઠે આરોપીને રે, જીરે ખામીઆ પ્રભુને ઉત્સાહ,
પ્રભુને અમે પુંખીઆ રે, જીરે માત્રિકા ગોત્રિકા થાપીએ રે,
જીરે લાવીઆ રંગભર તેહ, પ્રભુને અમે પુંખીઆ રે. ૨૧

## ૨ પુખણા.

[1]જીરે ઈંદ્ર પૂછે રે વેવાણને રે, જીરે શી કરી કરણી તમે એહ,
વરને કેમ પોખીઆએ ?
જીરે અમે તેહમા મમજ્યા નહીએ, કારણ દાખવો તેહ,
વરને કેમ પોખીઆએ ? ૧

પેનુ તે ધોમરુ આદર્યું એ, ધોસરુ ગાડલે હોય,
વરને કેમ પોખીઆએ ?
સસાર ધોસર નાખીયુ એ, સસારથી પાર પામે સોય,
ધોંસરે એમ પોખીઆએ. ૨

જીરે ઈંદ્ર પૂછે રે વેવાણને રે, મુસળુ ખાડણીયે હોય,
વરને કેમ પોખીઆએ ?
મુસળે તદુલ કાઢીએએ, સમારથી ગુણ કાઢો જોય,
વરને એમ પોખીઆએ ૩

જીરે ઈંદ્ર પૂછે રે વેવાણને રે, રવૈયો ગોળીએ હોય,
વરને કેમ પોખીઆએ ?
રવઇયાએ માખણ નિપજે એ, મસારથી જ્ઞાન રસ જોય,
રવઇએ એમ પોખીઆએ. ૪

જીરે ઈંદ્ર પૂછે રે વેવાણને રે, ત્રાક તે રેટીએ હોય,
ત્રાકે કેમ પોખીઆએ ?
ત્રાકે સુતર નિપજે એ, સસારથી અર્થ કાઢો સોય,
ત્રાકે એમ પોખીઆએ. ૫

જીરે ઈંદ્ર પૂછે રે વેવાણને રે, સળીયો તો કુડાને હોય,
સળીયે કેમ પોખીઆએ ?
સળીયાથી વસ્તુ સહુ ઉપજે એ, મગળ ધર્મથી જેમ,
સળીએ એમ પોખીયાએ ૬

---

૧ આ પોખણા પણ બોલાય છે,

જીરે પાંચ મંગળ એમ પરવડાએ, જીરે આદરે સઘળા લોક;
વરને એમ પોંખીઆએ,
જીરે તેહ કારણ ઇહાં કર્યું રે, શું જાણે દેવતા લોક,
વરને એમ પોંખીઆએ. ૭

જીરે ઇંદ્ર પૂછેરે વેવાણને રે, ઇંડી પિંડી શિવજીને હોય,
તેણે કેમ પોંખીઆએ ?
ઇંડી રક્ષાની રક્ષા કરે એ, મંગળરૂપી તે જોય,
ઇંડીયે એમ પોંખીઆએ;
સંસારમાંહે ચારે ગતિ ફરીએ, લીધો માનવ ભવ જેમ,
પિંડીએ એમ પોંખીઆએ. ૮

જીરે સાંભળી ઇંદ્રરાય હરખીયા એ, હરખીયો સહુ પરિવાર,
ઓચ્છવ આજ અતિ ઘણોએ, જીરે સાળાએ પાણી છાંટામણીએ,
મન માન્યું લીધું તેણીવાર. ઓચ્છવ૦ ૯

ધાટડી કંઠે આરોપીને એ, ખેંચીયા વરને તે વાર, ઓચ્છવ૦ (૪)
રાય તંબોળ છાંટણ સમે એ, વહુને ઘરેણું દીએ સાર. ઓચ્છવ૦ ૧૦

સાસુએ નાક તે તાણીયું એ, સાસુને હરખ અપાર, ઓચ્છવ૦
સરાવસંપુટ પાયે ચાંપીયું એ, સહુ જન હરખ્યા તે વાર. ઓચ્છવ૦ ૧૧

માંડવામાંહે પ્રભુ આવીયા એ, કન્યા લાવ્યા તેણીવાર, ઓચ્છવ૦
જીરે માતૃકાગોત્ર જ થાપીઆ એ, આવ્યા સહુ રંગભર ત્યાં.
ઓચ્છવ આજ અતિ ઘણોએ. ૧૨

---

# ખંડ ૧૪ મો

## શરણા, પદ્માવતી આરાધના અને શ્રી પુણ્યપ્રકાશનું સ્તવન

### ચાર શરણા

૧

મુજને ચાર શરણ હજો, અરિહંત સિદ્ધ સાધુજી,
કેવલીધર્મ પ્રકાશીયો, રત્ન ત્રણ અમુલખ લાધોજી  મુજને૦ ૧

ચઉગતિતણાં દુ:ખ છેદવા, સમર્થ શરણા એહોજી,
પૂર્વે મુનિવર જે હુઆ, તેણે કીધા શરણા એહોજી  મુજને૦ ૨

સંસારમાંહી જીવને, સમરથ શરણાં ચારોજી,
ગણી સમયસુંદર એમ કહે, કલ્યાણ મંગળકારોજી  મુજને૦ ૩

૨

લાખ ચોરાશી જીવ ખમાવીએ, મન ધરી પરમ વિવેકજી,
મિચ્છામિ દુક્કડ દીજીએ, જિનવચને લહીએ ટેકજી  ૧

સાત લાખ ક્ષુદ્ર ગતિ તેઉ વાઉના, દશ ચૌદે વનના ભેદોજી,
ખટ વિગલ સુર તિરિ નારકી, ચઉ ચઉ ચઉદે ભેદો નરનાજી.  ૨

જીવાજોની એ જાણીને, સઉ સઉ મિત્ર સંભાલોજી,
ગણી સમયસુંદર એમ કહે, પામીએ પુન્ય પ્રભાવોજી.  ૩

૩

પાપ અઢારે જીવ પરિહરો, અરિહંત-સિદ્ધની સાખેજી,
આલોવ્યા પાપ છૂટીએ, ભગવંત એણી પેરે ભાખેજી.  ૧

આશ્રવ કષાય દોષ બંધના, વળી કલહ અભ્યાખ્યાનજી;
રતિ અરતિ પૈશુન નિંદના, માયા મોહ મિથ્યાતજી. ૨

મન વચન કાયાએ જે કર્યાં, મિચ્છામિ દુક્કડં તેહોજી;
ગણી સમયસુંદર એમ કહે, જૈનધર્મનો મર્મ એહોજી. ૩

૪

ધન ધન તે દિન મુજ કદી હોસ્યે, હું પામીશ સંજમ સુધોજી;
પૂર્વરીષિપંથે ચાલીશું, ગુરુવચને પ્રતિબુધોજી. ધન૦ ૧

અંત પંત ભિક્ષા ગોચરી, રણવણે કાઉસ્સગ્ગ કરશુંજી;
સમતા શત્રુ મિત્ર ભાવશું, સંવેગ સુધો ધરશુંજી. ધન૦ ૨

સંસારના સંકટથકી, હું છૂટીશ અવતારોજી;
ધન ધન સમયસુંદર તે ઘડી, તો હું પામીશ ભવનો પારોજી. ધ૦ ૩

---

## પદ્માવતીની આરાધના

હવે રાણી પદ્માવતી, જીવરાશી ખમાવે. જાણપણું જગતે ભલું, ઇણ વેળા આવે. ૧ તે મુજ મિચ્છામિ દુક્કડં, અરિહંતની શાખ, જે મેં જીવ વિરાધિયા, ચઉરાશી લાખ તે૦ ૨ સાત લાખ પૃથ્વીતણા, સાતે અપ્કાય, સાત લાખ તેઉ કાયના, સાતે વળી વાય તે૦ ૩ દશ પ્રત્યેક વનસ્પતિ, ચઉદહ સાધારણ, બી ત્રિ ચઉરિંદ્રિ જીવના, બે બે લાખ વિચાર તે૦ ૪ દેવતા તિર્યંચ નારકી, ચાર ચાર પ્રકાશી; ચઉદહ લાખ મનુષ્યના, એ લાખ ચોરાશી. તે૦ ૫ ઇણ ભવ પરભવે સેવીયા, જે પાપ અઢાર; ત્રિવિધ ત્રિવિધ કરી પરિહરું, દુર્ગતિના દાતાર. તે૦ ૬ હિંસા કીધી જીવની, બોલ્યા મૃષાવાદ; દોષ અદત્તાદાનના, મૈથુન ઉન્માદ, તે૦ ૭ પરિગ્રહ મેલ્યો કારમો, કીધો ક્રોધ વિશેષ; માન માયા લોભ મેં કીયાં, વળી રાગ ને દ્વેષ. તે૦ ૮ કલહ કરી જીવ દુહવ્યા, દીધા કૂડા કલંક; નિંદા કીધી પારકી, રતિઅરતિ નિઃશંક. તે૦ ૯ ચાડી કીધી ચોતરે, કીધો થાપણમોસો; કુગુરુ કુદેવ કુધર્મનો, ભલો આણ્યો ભરોસો. તે૦ ૧૦

ખાટકીને ભવ મે કીયા, જીવ નાનાવિધ ઘાત, ચીડીમાર ભવે ચગકલા, માર્યા દિન રાત તે૦ ૧૧ કાજી મુલ્લાને ભવે, પઢી મંત્ર કઠોર; જીવ અનેક જબ્બે કીયાં, કીધા પાપ અઘોર તે૦ ૧૨ માછીને ભવે માછલા, ઝાલ્યા જળવાસ; ધીવર ભીલ કોળી ભવે, મૃગ પાડ્યા પાસ તે૦ ૧૩ કોટવાળને ભવે મે કીયા, આકરા કર દંડ, બંદીવાન મરાવીયા, કોરડા છડી દંડ તે૦ ૧૪ પરમાધામીને ભવે, કીધા નારકી દુઃખ, છેદન ભેદન વેદના, તાડન અતિ તિખ્ખ તે૦ ૧૫ કુંભારને ભવે મે કીયા, નીભાડા પચાવ્યા, તેલી ભવે તીલ પીલીયા, પાપે પીંડ ભરાવ્યા તે૦ ૧૬ હાલી ભવે હળ ખેડીયા, ફાડ્યા પૃથ્વીના પેટ, સુડ નિદાન ઘણા કીધા, દીધા બળદ ચપેટ તે૦ ૧૭ માળીને ભવે રોપીયા, નાના-વિધ વૃક્ષ, મૂળ પત્ર ફલફૂલના, લાગ્યા પાત તે લક્ષ તે૦ ૧૮ અધોવાઇઆને ભવે, ભર્યા અધિકા ભાર, પોઠી પુંઠે કીડા પડ્યા, દયા નાણી લગાર તે૦ ૧૯ છીપાને ભવે છેતર્યા, કીધા રંગણ પાસ, અગ્નિ આરંભ કીધા ઘણા, ધાતુવાદ અભ્યાસ. તે૦ ૨૦ શૂરપણે રણ ઝૂઝતા, માર્યા માણસ વૃંદ, મદિરા માસ માખણ ભખ્યા, ખાધાં મૂળ ને કંદ તે૦ ૨૧ ખાણ ખણાવી ધાતુની, પાણી ઉલેચ્યા, આરંભ કીધા અતિ ઘણા, પોતે પાપ જ સંચ્યા. તે૦ ૨૨ કર્મ અંગાર કીયા વળી, ઘરમે દવ દીધા, સમ ખાધા વીતરાગના, કૂડા કોસજ કીધા તે૦ ૨૩ બીલ્લી ભવે ઉંદર લીયા, ગીરોલી હત્યારી, મૂઢ ગમારતણે ભવે, મે જૂ લીખ મારી તે૦ ૨૪ ભાડભુંજાતણે ભવે, એકેંદ્રિય જીવ, જવારી ચણા ગહુ શેકીયા, પાડતા રીવ તે૦ ૨૫ ખાંડણ પીસણ ગારના, આરંભ અનેક, રાંધણ ઇંધણ અગ્નિનાં, કીધા પાપ ઉદ્રેક તે૦ ૨૬ વિકથા ચાર કીધી વળી, સેવ્યા પાંચ પ્રમાદ, ઇષ્ટ વિયોગ પાડયા કીયા, રૂદન વિષવાદ તે૦ ૨૭ સાધુ અને શ્રાવકતણા, વ્રત લહીને ભાગ્યા, મૂળ અને ઉત્તરતણા, મુજ દૂષણ લાગ્યાં. તે૦ ૨૮ સાપ વીંછી સિંહ ચીતરા, શકરા ને સમળી, હિંસક જીવતણે ભવે, હિંસા કીધી સબળી તે૦ ૨૯ સુવાવડી દૂષણ ઘણા, વળી ગર્ભ

ગળાવ્યા; જીવાણી ઘોળ્યાં ઘણાં, શીળ વ્રત ભંજાવ્યાં, તે૦ ૩૦ ભવ અનંત ભમતાં થકાં, કીધા દેહ સંબંધ; ત્રિવિધ ત્રિવિધ કરી વોસિરું. તીણશું પ્રતિબંધ. તે૦ ૩૧ ભવ અનંત ભમતાં થકાં, કીધા પરિગ્રહ સંબંધ; ત્રિવિધ ત્રિવિધ કરી વોસિરું, તીણશું પ્રતિબંધ. તે૦ ૩૨ ભવ અનંત ભમતાં થકાં, કીધાં કુટુંબ સંબંધ; ત્રિવિધ ત્રિવિધ કરી વોસિરું, તીણશું પ્રતિબંધ. તે૦ ૩૩ ઇણી પરે ઇહ ભવ પરભવે; કીધાં પાપ અખત્ર; ત્રિવિધ ત્રિવિધ કરી વોસિરું, કરું જન્મ પવિત્ર. તે૦ ૩૪ એણી વિધે એ આરાધના, ભવિ કરશે જેહ; સમયસુંદર કહે પાપથી, વળી છૂટશે તેહ. તે૦ ૩૫ રાગ વેરાડી જે સુણે, એહ ત્રીજી ઢાલ; સમયસુંદર કહે પાપથી, છૂટે તત્કાળ. તે૦ ૩૬

## પુણ્યપ્રકાશનું સ્તવન.

### ( દુહા )

સકળ સિદ્ધિદાયક સદા, ચોવીસે જિનરાય; સદ્દગુરુ સ્વામિની સરસ્વતી, પ્રેમે પ્રણમું પાય. ૧ ત્રિભુવનપતિ ત્રિશલાતણો, નંદન ગુણ ગંભીર; શાસનનાયક જગ જયો, વર્ધમાન વડવીર. ૨ એક દિન વીર જિણંદને, ચરણે કરી પ્રણામ; ભવિક જીવના હિત ભણી, પૂછે ગૌતમ સ્વામ. ૩ મુક્તિ મારગ આરાધીએ, કહો કિણપરે અરિહંત; સુધા સરસ તવ વચન રસ, ભાખે શ્રી ભગવંત. ૪ [1]અતિચાર આલોઇએ, [2]વ્રત ધરીએ ગુરુ શાખ; [3]જીવ ખમાવો સયલ જે, યોની ચોરાશી લાખ. ૫ [4]વિધિશું વળી વોસરાવીએ, પાપસ્થાનક અઢાર; ચાર [5]શરણ નિત્ય અનુસરો, [6]નિંદો દુરિત આચાર. ૬ [7]શુભકરણી અનુમોદીએ, [8]ભાવ ભલો મન આણ; [9]અણસણ અવસર આદરી, [10]નવપદ જપો સુજાણ. ૭ શુભગતિ આરાધનતણા, એ છે દસ અધિકાર; ચિત્ત આણીને આદરો, જેમ પામો ભવ પાર. ૮

## ઢાળ ૧ લી.

( કુમતીએ છેડી કીહાં રાખી એ દેશી )

જ્ઞાન દરિસણ ચારિત્ર તપ વીરજ, એ પાંચે આચાર, એહ તણા એહ ભવ પરભવના, આલોઈએ અતિચાર રે પ્રાણી ! જ્ઞાન ભણો ગુણ ખાણી, વીર વદે એમ વાણી રે પ્રા૦ જ્ઞા૦ ૧ ગુરુ ઓળવીએ નહીં ગુરુ વિનયે, કાળે ધરી બહુમાન, સૂત્ર અર્થ તદુભય કરી સુધા, ભણીએ વહી ઉપધાન રે પ્રા૦ જ્ઞા૦ ૨ જ્ઞાનોપગરણ પાટી પોથી, ઠવણી નોકારવાલી, તેહ તણી કીધી આશાતના, જ્ઞાનભક્તિ ન સભાલી રે પ્રા૦ જ્ઞા૦ ૩ ઇત્યાદિક વિપરીતપણાથી, જ્ઞાન વિરાધ્યું જેહ, આ ભવ પરભવ વળી રે ભવોભવ, મિચ્છામિ દુક્કડ તેહ રે પ્રાણી સમકિત લ્યો શુદ્ધ જાણી, વીર વદે એમ વાણી રે પ્રા૦ સ૦ ૪ જિનવચને શંકા નવિ કીજે, નવિ પરમત અભિલાષ, સાધુતણી નિંદા પરિહરજો, ફળ સંદેહ ન રાખ રે પ્રા૦ સ૦ ૫ મૂઢપણું છંડો પરશંસા, ગુણવંતને આદરીએ, સાહમ્મીને ધરમે કરી થિરતા, ભક્તિ પરભાવના કરીએ રે પ્રા૦ સ૦ ૬ સંઘ ચૈત્ય પ્રાસાદતણો જે, અવર્ણવાદ મન લેખ્યો; દ્રવ્ય દેવકો જે વિણસાડ્યો, વિણસતો ઉવેખ્યો રે પ્રા૦ સ૦ ૭ ઇત્યાદિક વિપરીતપણાથી, સમકિત ખંડ્યું જેહ, આ ભવ પરભવ વળી રે, ભવોભવ, મિચ્છામિ દુક્કડ તેહ રે પ્રાણી ચારિત્ર લ્યો ચિત્ત આણી, વીર વદે એમ વાણી રે પ્રા૦ ચા૦ ૮ પંચ સમિતિ ત્રણ ગુપ્તિ વિરાધી, આઠે પ્રવચન માય, સાધુતણે ધરમે પરમાદે, અશુદ્ધ વચન મન કાય રે પ્રા૦ ચા૦ ૯ શ્રાવકને ધર્મે સામાયક, પોસહમા મન વાળી, જે જયણાપૂર્વક જે આઠે, પ્રવચન માય ન પાળી રે પ્રા૦ ચા૦ ૧૦ ઇત્યાદિક વિપરીતપણાથી, ચારિત્ર ડોહોળ્યું જેહ, આ ભવ પરભવ વળી રે ભવોભવ, મિચ્છામિ દુક્કડ તેહ રે પ્રા૦ ચા૦ ૧૧ બારે ભેદે તપ નવિ કીધો, છતે જોગે નિજ શક્તે, ધર્મે મન વચ કાયા વીરજ, નવિ ફોરવીયું ભગતે રે પ્રા૦ ચા૦ ૧૨ તપ વીરજ આચારજ એણી પેરે, વિવિધ વિરાધ્યા જેહ; આ ભવ પરભવ વળી રે ભવો ભવ, મિચ્છામિ દુક્કડ

તેહ રે. પ્રા૦ ચા૦ ૧૩ વળીય વિશેષે ચારિત્રકેરા, અતિચાર આલોઇએ; **વીર જિણેસર વયણ સુણીને, પાપ મેલ સવિ ધોઇએ રે. પ્રા૦ ચા૦ ૧૪.**

## ઢાળ ૨ જી.

( પામી સુગુરુ પસાય–એ દેશી )

પૃથ્વી પાણી તેઉ, વાયુ વનસ્પતિ; એ પાંચે થાવર કહ્યાએ. ૧ કરી કરસણ આરંભ, ખેત્ર જે ખેડીયાં; કૂવા તળાવ ખણાવીયાંએ. ૨ ઘર આરંભ અનેક, ટાંકા ભોંયરાં; મેડી માળ ચણાવીઆંએ. ૩ લીંપણ ગુંપણ કાજ, એણીપરે પરેપરે; પૃથ્વીકાય વિરાધીયાએ. ૪ ધોયણ નાહણ પાણી, ઝીલણ અપ્કાય; છોતી ધોતી કરી દુહવ્યાએ. ૫ ભાઠીગર કુંભાર, લોહ સુવનગરા; ભાડભુંજા લીહાલાગરાએ. ૬ તાપણ શેકણ કાજ, વસ્ત્ર નિખારણ; રંગન રાંધન રસવતીએ. ૭ એણીપરે કર્માદાન, પરે પરે કેલવી; તેઉ વાયુ વિરાધીયાએ. ૮ વાડી વન આરામ, વાવી વનસ્પતિ; પાનફૂલ ફળ ચુંટીયાંએ. ૯ પોંક પાપડી શાક, સેકયાં સુકવ્યાં; છેદ્યા છુંદ્યાં આથીયાંએ. ૧૦ અળશી ને એરંડા, ઘાણી ઘાલીને; ઘણા તિલાદિક પીલીયાએ. ૧૧ ઘાલી, કોલુમાંહે, પીલી સેલડી; કંદમૂળ ફળ વેચીયાં એ. ૧૨ એમ એકેંદ્રી જીવ, હણ્યાં હણાવીયાં; હણતાં જે અનુમોદિયાંએ. ૧૩ આ ભવ પરભવ જેહ, વળીય ભવોભવે; તે મુજ મિચ્છામિ દુક્કડંએ. ૧૪ કૃમી સરમીયા કીડા, ગાડર ગંડોલા; ઇઅળ પુરાં તે અલશીયાંએ. ૧૫ વાળા જળો ચુડેલ, વિચળીત રસતણા, વળી અથાણા પ્રમુખનાંએ. ૧૬ એમ બેઇંદ્રી જીવ, જેહ મેં દુહવ્યાં; તે મુજ મિચ્છામિ દુક્કડંએ. ૧૭ ઉધેહી, જૂ, લીખ, માંકડ મંકોડા; ચાંચડ કીડી કુંથુઆએ. ૧૮ ગદહિઆ ઘીમેલ, કાનખજુરીઆ, ગીંગોડા ધનેરીયાંએ. ૧૯ એમ તેઇંદ્રી જીવ, જેહ મેં દુહવ્યાં; તે મુજ મિચ્છામિ દુક્કડંએ. ૨૦ માંખી મચ્છર ડાંસ, મસા પતંગીયા; કંસારી કોલિયાવડાએ. ૨૧ ઢીંકણ વિછુ તીડ, ભમરા ભમરીયો; કોતાં બગ ખડમાંકડીએ. ૨૨ એમ ચોરિંદ્રી જીવ જેહ, મેં દુહવ્યા; તે મુજ મિચ્છામિ દુક્કડંએ. ૨૩ જળમાં નાંખી જાળ રે, જળચર દુહવ્યા; વનમાં

મૃગ સંતાપીયાએ ૨૪ પીંજા પખી જીવ, પાડી પાશમાં, પોપટ ઘાલ્યા પાંજરેએ ૨૫ એમ પચેંદ્રી જીવ જે મે દુહવ્યા, તે મુજ મિચ્છામિ દુક્કડએ ૨૬

## ઢાળ ૩ જી.

( વાણી વાણી હિતકારીજી—એ દેશી )

ક્રોધ લોભ ભય હાસ્યથીજી, બોલ્યા વચન અસત્ય, કૂડ કરી ધન પારકાજી લીધા જેહ અદત્ત રે, જિનજી મિચ્છામિ દુક્કડ આજ, તુમ સાખે મહારાજ રે, જિનજી દેઈ મારુ કાજ રે, જિનજી મિચ્છામિ દુક્કડ આજ ૧ દેવ મનુષ્ય તિર્યંચતાજી, મૈથુન સેવ્યા જેહ, વિષયારસ લપટપણેજી, ઘણુ વિંડબ્યો દેહ રે જિનજી૦ ૨ પરિગ્રહની મમતા કરીજી, ભવે ભવે મેલી આથ, જે જિહા તે તિહા રહ્યુજી, કોઇ ન આવે સાથ રે જિનજી૦ ૩ રયણી ભોજન જે કર્યાજી, કીધા ભક્ષ અભક્ષ, રસના રસની લાલચેજી, પાપ કર્યા પ્રત્યક્ષ રે જિનજી૦ ૪ વ્રત લેઇ વિસારીયાંજી, વળી ભાગ્યાં પચ્ચખાણ, કપટ હેતુ કિરિયા કરીજી, કીધા આપ વખાણ રે જિનજી૦ ૫ ત્રણે ઢાળે આઠે દુહેજી, આલોયા અતિચાર, શિવ ગતિ આરાધનતણોજી, એ પહેલો અધિકાર રે જિનજી મિચ્છામિ દુક્કડ આજ ૬

## ઢાળ ૪ થી

( સાહેલડીની—દેશી )

પંચ મહાવ્રત આદરો સાહેલડી રે, અથવા લ્યો વ્રત બાર તો, યથા-શક્તિ વ્રત આદરી સાહેલડી રે, પાળો નિર્ગતિચાર તો ૧ વ્રત લીધા સભારીએ મા૦ હૈડે ધરીએ વિચાર તો, શિવગતિ આરાધનતણો, સા૦ એ બીજો અધિકાર તો ૨ જીવ સર્વે ખમાવીએ, મા૦ યોનિ ચોરાશી લાખ તો, મન શુદ્ધે કરી ખામણા, સા૦ કોઇશુ રોષ ન રાખ તો ૩ સર્વ મિત્ર કરી ચિતવો, સા૦ કોઇ ન જાણો શત્રુ તો, રાગ દ્વેષ એમ પરિહરો, સા૦ કીજે જન્મ પવિત્ર તો ૪ સ્વામી સંઘ ખમાવીએ, સા૦

જે ઉપની અપ્રીત તો; સજ્જન કુટુંબ કરી ખામણાં, સા૦ એ જિન-શાસન રીત તો. ૫ ખમીએ ને ખમાવીએ, સા૦ એહજ ધર્મનું સાર તો; શિવગતિ આરાધનતણો, સા૦ એ ત્રીજો અધિકાર તો. ૬ મૃષાવાદ હિંસા ચોરી, સા૦ ધનમૂર્ચ્છા મૈથુન તો; ક્રોધ માન માયા તૃષ્ણા, સા૦ પ્રેમ દ્વેષ પૈશુન્ય તો. ૭ નિંદા કલહ ન કીજીએ, સા૦ કૂડો ન દીજે આળ તો; રતિ અરતિ મિથ્યા તજો, સા૦ માયા મોહ જંજાળ તો. ૮ ત્રિવિધ ત્રિવિધ વોસરાવીએ, સા૦ પાપસ્થાન અઢાર તો; શિવગતિ આરાધનતણો, સા૦ એ ચોથો અધિકાર તો. ૯

## ઢાળ ૫ મી.

જનમ જરા મરણે કરી એ, આ સંસાર અસાર તો, કર્યાં કર્મ સહુ અનુભવે એ, કોઇ ન રાખણહાર તો. ૧ શરણ એક અરિહંતનું એ, શરણ સિદ્ધ ભગવંત તો; શરણ ધર્મ શ્રી જિનનો એ, સાધુ શરણ ગુણવંત તો. ૨ અવર મોહ સવિ પરિહરી એ, ચાર શરણ ચિત્ત ધાર તો; શિવગતિ આરાધનતણો એ, એ પાંચમો અધિકાર તો. ૩ આ ભવ પરભવ જે કર્યાં એ, પાપ કર્મ કંઇ લાખ તો; આત્મા સાખે તે નિંદીએ, પડિક્કમીએ ગુરુ સાખ તો. ૪ મિથ્યા મત વર્તાવિયાએ, જે ભાખ્યાં ઉત્સૂત્ર તો; કુમતિ કદાગ્રહને વશે એ, ઉથાપ્યાં સૂત્ર તો. ૫ ઘડયાં ઘડાવ્યાં જે ઘણાંએ, ઘરંટી હળ હથિઆર તો, ભવ ભવ મેલી મુકીયાંએ, કરતાં જીવ સંહાર તો. ૬ પાપ કરીને પોષીયા એ, જનમ જનમ પરિવાર તો; જનમાંતર પહોત્યા પછી એ, કોઇએ ન કીધી સાર તો. ૭ આ ભવ પરભવ જે કર્યાં એ, એમ અધિકરણ અનેક તો; ત્રિવિધે ત્રિવિધે વોસરાવીએ, આણી હૃદય વિવેક તો, ૮ દુષ્કૃત નિંદા એમ કરીએ, પાપ કરો પરિહાર તો; શિવગતિ આરાધનતણો એ, એ છઠ્ઠો અધિકાર તો. ૯

## ઢાળ ૬ ઠ્ઠી.

ધન ધન તે દિન માહરો, જીહાં કીધો ધર્મ; દાન શીયળ તપ ભાવથી,

ટાળ્યા દુષ્કૃત કર્મ ધન૦ ૧ શત્રુંજાદિક તીર્થની, જે કીધી જાત્ર; જુગતે જિનવર પૂજીયા, વળી પોષ્યા પાત્ર ધન૦ ૨ પુસ્તક જ્ઞાન લખાવીયા, જિણુહર જિનચૈત્ય; સંઘ ચતુર્વિધ સાચવ્યા, એ સાતે ખેત્ર ધન૦ ૩ પડિક્કમણા સુપરે કર્યા, દીધા અનુકંપાદાન, સાધુ સૂરિ ઉવજ્ઝાયને, દીધા બહુ માન ધન૦ ૪ ધર્મકાજ અનુમોદીએ, એમ વારો વાર; શિવગતિ આરાધનતણો, એ સાતમો અધિકાર ધન૦ ૫ ભાવ ભલો મન આણીએ, ચિત્ત આણી ઠામ, સમતા ભાવે ભાવીએ, એ આતમરામ ધન૦ ૬ સુખ દુઃખ કારણ જીવને, કોઇ અવર ન હોય, કર્મ આપ જે આચર્યા, ભોગવીએ સોય ધન૦ ૭ સમતા વિણ જે અનુસરે, પ્રાણી પુન્યનું કામ, છાર ઉપર તે લીંપણુ, ઝાંખર ચિત્રામ ધન૦ ૮ ભાવ ભલી પરે ભાવીએ, એ ધર્મનો સાર, શિવગતિ આરાધનતણો, એ આઠમો અધિકાર ધન૦ ૯

## ઢાળ ૭ મી.

( રૈવતગિરિ હુવા, પ્રભુના ત્રણ કલ્યાણ–એ દેશી )

હવે અવસર જાણી, કરી સંલેખણ સાર; અણસણ આદરિયે, પચ્ચખી ચારે આહાર, લલુતા સવિ મૂકી, છાંડી મમતા અંગ, એ આતમ ખેલે, સમતા જ્ઞાન તરંગ ૧ ગતિ ચારે કીધા, આહાર અનંત નિઃશંક, પણ તૃપ્તિ ન પામ્યો, જીવ લાલચીઓ રંક, દુલહો એ વળી વળી, અણસણનો પરિણામ, એહથી પામીજે, શિવપદ સુરપદ ઠામ ૨ ધન ધન્નો શાલિભદ્ર, ખંધો મેઘકુમાર, અણસણ આરાધી, પામ્યા ભવનો પાર; શિવમંદિર જાશે, કરી એક અવતાર, આરાધનકેરો એ નવમો અધિકાર ૩ દશમે અધિકારે મહામંત્ર નવકાર, મનથી નવિ મૂકો શિવસુખ ફલ સહકાર, એહ જપતા જાયે, દુર્ગતિ દોષ વિકાર, સુપરે એ સમરો, ચૌદ પૂરવનો સાર ૪ જનમાંતર જાતા, જો પામે નવકાર તો, પાતિક ગાળી પામે, સુર અવતાર, એ નવપદ સરિખો, મંત્ર ન કો સંસાર, એહ ભવ ને પરભવે, સુખ સંપત્તિ દાતાર. ૫ જુઓ ભીલ ભીલડી, રાજા રાણી થાય, નવપદ મહિમાથી, રાજસિંહ મહારાય; રાણી રતનવતી બેહુ, પામ્યા

છે સુરભોગ; એક ભવ પછી લેશે, શિવવધુ સંજોગ. ૬. શ્રીસતીને એ વલી; મંત્ર ફલ્યો તત્કાલ; ફણીધર ફીટીને, પ્રગટ થઇ ફૂલમાળ; શિવકુમારે જોગી, સોવનપુરીષો કીધ; એમ એણે મંત્રે, કાજ ઘણાંના સિદ્ધ ૭ એ દશ અધિકારે, વીર જિણેસરે ભાખ્યો; આરાધનકેરો, વિધિ જેણે ચિત્તમાંહી રાખ્યો; તેણે પાપ પખાળી, ભવભય દૂરે નાખ્યો, જિન વિનય કરતાં, સુમતિ અમૃતરસ ચાખ્યો. ૮

## ઢાળ ૮ મી.

( નમો ભવિ ભાવશું-એ દેશી )

સિદ્ધારથ રાજા કુળતિલોએ, ત્રિશલા માત મલ્હાર તો; અવનીતલ તમે અવતર્યાંએ, કરવા અમ ઉપકાર તો. જયો જિન વીરજીએ૦ ૧ મેં અપરાધ કર્યાં ઘણાએ, કહેતાન લહું પાર તો; તુમ ચરણે આવ્યા ભણીએ, જો તારે તો તાર. જયો૦ ૨ આશ કરીને આવીયો, તુમ ચરણે મહારાજ તો; આવ્યાને ઉવેખશો એ, તો કેમ રહેશે લાજ તો? જયો૦ ૩ કરમ અલુંજણ આકરાએ, જન્મ મરણ જંજાલ તો, હું છું એહથી ઉભગો એ, છોડાવ દેવ દયાળ તો. જયો૦ ૪ આજ મનોરથ મુજ ફળ્યા એ, નાઠા દુઃખ દંદોલ તો, તુઠા જિન ચોવીશમો એ, પ્રગટ્યા પુન્ય કલ્લોલ તો. જયો૦ ૫ ભવે ભવે વિનય તુમારડોએ, ભાવ ભક્તિ તુમ પાય તો. દેવ દયા કરી દીજીએ એ, બોધિબીજ સુપસાય તો. જયો૦ ૬

## કળશ.

ઇહ તરણતારણ સુગતિ કારણ, દુઃખ નિવારણ જગ જયો;
શ્રી વીર જિનવર ચરણ થુણતા, અધિક મન ઉલટ થયો. ૧

શ્રી વિજયદેવ સુરીંદ પટધર, તીરથ જંગમ એણી જગે;
તપગચ્છપતિ શ્રી વિજયપ્રભસૂરિ, સૂરિ તેજે ઝગમગે. ૨

શ્રી હીરવિજયસૂરિ શિષ્ય વાચક, કીર્તિવિજય સુરગુરુ સમો,
તસ શિષ્ય વાચક વિનય વિજયે, થુણ્યો જિન ચોવીશમો, ૩

સય સત્તર સંવત ઓગણત્રીસે, રહી રાંદેર ચોમાસ એ,
વિજય દશમી વિજય કારણ, કીયો ગુણ અભ્યાસ એ ૪

નરભવ આરાધન સિદ્ધિ સાધન, સુકૃત લીલ વિલાસ એ,
નિર્જરા હેતે સ્તવન રચીયું, નામે પુન્યપ્રકાશ એ ૫



# ખંડ ૧૫ મો

## વિવિધ તપોની વિધિ.

સૂચના:—નીચે જણાવેલ દરેક તપમાં બે વખત પ્રાતક્રમણ, ત્રિકાળ દેવવંદન, બે વાર પડિલેહણ, બ્રહ્મચર્યનું પાલન, ભૂમિશયન (સંથારા ઉપર સૂવું), પૂજા આદિ ક્રિયાઓ કરવાની છે. તેમ આરંભ આદિ કાર્યો જરૂર છોડવા પ્રયત્ન કરવો.

પ્રતિક્રમણ આદિ ક્રિયાઓ જેને ન આવડતી હોય તેમણે તે ક્રિયાઓ શીખી લેવા ઉદ્યમ કરવો જોઇએ. અગર તે ક્રિયા તેના જાણકાર પાસે જઇ કરવી જોઈએ, છતાં કોઇ પણ સંજોગોમાં ન જ બની શકે એમ હોય તો પણ તપોની આરાધના કરવાનું કદી છોડવું નહિ. શક્તિ હોય તો દરેક તપ નાણ સમક્ષ ગુરુમહારાજ પાસે ઉચ્ચરવા જરૂરી છે.

સમ્યગ્દૃષ્ટિ, શાન્ત, અલ્પ આહારી, કામના રહિત, કષાયવર્જિત, ધૈર્યવાન્, અન્યની નિંદા નહિ કરનાર, ગુરુજનની સેવામાં તત્પર, દયાળુ, વિનયી, ક્ષમાવાન્, કોઇની પણ ઇર્ષ્યા નહિ કરનાર તથા મિથ્યા પર્વને નહિ માનનાર આદિ ગુણોને ધારણ કરનારાની તપશ્ચર્યા સંપૂર્ણ ફળને આપનારી બને છે; માટે દરેક તપસ્વીએ ઉપરોક્ત ગુણોને કેળવવા પ્રયત્ન કરવો જોઇએ.

તા. ક.—વિશેષ વિધિ ગુરુગમથી જાણી લેવા ખપી બનવું.

---

### ૧ શ્રી બીજ તપનો વિધિ.

આ તપ કારતક સુદ બીજથી શરૂ કરાય છે. તે દિવસે ઉપવાસ કરવો. આ તપ બે વર્ષ અને બે માસ સુધી કરવો. ગુણણું વિ. નીચે મુજબ.

| | સા | ખ | લો | નો. |
|---|---|---|---|---|
| ૧ નંદિસૂત્રાય નમ | ૫૧ | ૫૧ | ૫૧ | ૨૦ |
| ૨ અનુયોગદ્વારસૂત્રાય નમ | ૬૨ | ૬૨ | ૬૨ | ૨૦ |

અથવા

| | | | | |
|---|---|---|---|---|
| ૧ ઓઘનિર્યુક્તિસૂત્રાય નમ | ૧૪ | ૧૪ | ૧૪ | ૨૦ |
| ૨ અનુયોગદ્વારસૂત્રાય નમ | ૬૨ | ૬૨ | ૬૨ | ૨૦ |

તપને દિવસે ઉપર પ્રમાણે બન્ને ગણણા વીસ વીસ નવકારવાલીના ગણવા સાથીઆ વિગેરે પણ બન્ને સૂત્રના કરવા

---

## ૨ શ્રી જ્ઞાનપંચમી તપનો વિધિ.

આ તપ કાર્તિક શુદી ૫( જ્ઞાનપચમી )ના દિવસથી શરૂ કરવો તે દિને ઉપવાસ કરવો જ્ઞાન સમક્ષ કોરા કાગળ, લેખણ, ફળ, નૈવેદ્ય વિ૦ મૂકવા સાથીઆ, ખમાસમણ, કાઉસ્સગ્ગ વિગેરે ૫૧ કરવા ॐ ह्रीं नमो नाणस्स । એ પદની વીશ નવકારવાલી ગણવી પાચ દીવેટનો દીપક કરવો. આ તપ પાચ વર્ષ અને પાંચ માસ સુધી દરેક શુક્લ પચમીએ ઉપવાસથી આરાધવો દરેક શુદ પચમીએ પાચ અગર એકાવન સાથીયા, ખમા૦ વિ ઉપર લખ્યા મુજબ કરવા આ તપ શક્તિના અભાવે ન જ બને તો કા૦ શુદ ૫ નો ઉપવાસ તો છોડવો જ નહિ અને તે દિવસે પૌષધ કરવા પણ ખ્યાલ રાખવો

જ્ઞાનનો દુહો —અધ્યાત્મ જ્ઞાને કરી, વિઘટે ભવભ્રમ ભીતિ,
સત્ય ધર્મ તે જ્ઞાન છે, નમો નમો જ્ઞાનની રીતિ.

---

૧ દરેક તપમાં કાઉસ્સગ્ગ લોગસ્સના કરવા ન જ આવડે તો એક લોગસ્સના ચાર નવકાર પ્રમાણે ગણવુ

## ૩ શ્રી અષ્ટમી તપનો વિધિ.

આ તપ દર માસની શુક્લ અષ્ટમીએ ઉપવાસ કરવાથી થાય છે. ॐ ह्रीँ नमो सिद्धाणं એ પદની ૨૦ નવકારવાલી ૮ કે ૩૧ લોગસ્સનો કાઉસ્સગ્ગ અને તેટલા જ ફૂળ તેમ ખમા૦ વિ૦ દેવા. આ તપ આઠ વર્ષ અને આઠ માસ સુધી કરવાનો છે. બીજી રીતે ૧૩ એકાસણુ, ૨૪ નીવી, ૧૫ આંબિલ એ પ્રમાણે એકી સાથે કરવાથી પણ આ તપ પૂર્ણ થાય છે. બાકીનો વિધિ ઉપર પ્રમાણે સમજવો.

---

## ૪ શ્રી પોષ દશમ તપ વિધિ.

આ તપ પોષ દશમી એટલે માગસર વદ ૧૦ (ગુજરાતી) ના દિવસે શરૂ થાય છે. દર વર્ષે વદી ૯-૧૦-૧૧ એમ ત્રણ દિવસ લાગટ કરવાનો છે. તેમાં ૯ ના દિને સાકરના પાણીનું એકાસણું, ૧૦ ના દિને ભર્યા ભાણે એકાસણું તથા ૧૧ ના દિને [1]ખીરનું એકાસણું કરી ત્રણે દિવસ ઠામ ચઉવિહાર કરવો. ૧૦ ના દિવસે શ્રી પાર્શ્વપ્રભુનું જન્મ કલ્યાણક હોવાથી જિનાલયમાં અષ્ટપ્રકારી અથવા સત્તરભેદી પૂજા ભણાવવી. " ॐ ह्रीँ श्रीँ पार्श्वनाथअर्हते नमः[2] " ની ૨૦ નવકારવાલી ગણવી. સાથીયા, ખમા૦ વિ૦ બાર બાર કરવા. આ તપ દશ વર્ષ દશ માસ સુધી દર માસની વદી ૧૦ ના દિને એકાસણું કરવાથી પૂર્ણ થાય છે.

---

## ૫ શ્રી મૌન એકાદશી તપ વિધિ.

આ તપ માગશર સુ. ૧૧ (મૌન એકાદશી) ના દિવસથી શરૂ

---

૧ ૧૦ ના દિને ખીરનું એકાસણું કરી ૧૧ ના ભર્યા ભાણે એકાસણું કરવાની કેટલેક ઠેકાણે પ્રવૃત્તિ છે. ૨ श्री मल्लिनाथसर्वज्ञाय नमः પણ ગણાય છે.

કરવો તે દિવસે ઉપવાસ કરવો ( વ્યવહાર કાર્યોમા ) મૌનપણે રહેવુ [ર]**શ્રી મહાયશસર્વજ્ઞાય નમઃ** ની ૨૦ નવકારવાલી ગણવી આ તપ **૧૧** વર્ષ અને **૧૧** માસ સુધી સુદ **૧૧** નો ઉપવાસ કરી આરાધવો સાથીયા, ખમા વિ૦ અગીઆર અગીઆર કરવા છેવટે મૌન એકાદશી-નો દર વર્ષે ઉપવાસ તથા પૌષધ કરવા ચૂકવુ નહિ તે દિને દોઢસો કલ્યાણકનુ ગણણુ ગણવું

---

## ૬ શ્રી રોહિણી તપ વિધિ.

આ તપ રોહિણી નક્ષત્રમા થાય છે. એ તપ અક્ષય તૃતીયા ( વૈ. સુ ૩ ) ના દિને અથવા આગળ પાછળ જ્યારે રોહિણી નક્ષત્ર હોય ત્યારે શરૂ કરવો તે તપ શ્રી વાસુપૂજ્યસ્વામીની પૂજા કરવાપૂર્વક સાત વર્ષ અને સાત મહિના સુધી કરવો એટલે દર માસે જે દિવસે રોહિણી નક્ષત્ર આવતુ હોય તે દિને ઉપવાસ, આયબિલ કે નિવિ વિગેરેથી તપ કરવો જો એક પણ રોહિણી નક્ષત્ર ભૂલી જવાય તો ફરીથી શરૂ કરવો **શ્રી વાસુપૂજ્યસર્વજ્ઞાય નમ** એ પદની ૨૦ નવકારવાલી ગણવી સા૦ ખ૦ કા૦ વિગેરે બાર બાર કરવા

---

## ૭ શ્રી સિદ્ધિતપ વિધિ.

આ તપમાં પ્રથમ એક ઉપવાસ, પારણે બેસણુ કરવુ, પછી બે ઉપવાસ અને પારણે બેસણુ એ પ્રમાણે આઠ ઉપવાસ સુધી કરવુ તેનુ ગુણણુ નીચે પ્રમાણે—**૧ શ્રી અનન્તજ્ઞાનસંયુક્તાય શ્રી सिद्धाय नम २ श्री अनन्तदर्शनसंयुक्ताय श्री सिद्धाय नमः ३ श्री अव्याबाधगुणसंयुक्ताय श्रीसिद्धाय नम' ४ श्री अनंतचारित्रसंयुक्ताय श्री सिद्धाय नमः ५ श्री अक्षयस्थितिसंयुक्ताय श्री सिद्धाय नम ६ श्रीअरूपीनिरजनसंयुक्ताय श्री सिद्धाय**

नमः ७ श्रीअगुरुलघुगुणसंयुक्ताय श्रीसिद्धाय नमः ८ श्री अनन्तवीर्यगुणसंयुक्ताय श्री सिद्धाय नमः ॥

દરેક ઓળીએ તે તે પદની વીશ નવકારવાલી રોજ ગણવી અને સા૦ ખમા૦ કા૦ ફળ વિગેરે આઠ આઠ.

---

## શ્રી સિદ્ધાચલજીના બે અઠ્ઠમ તથા સાત છઠ્ઠનો વિધિ.

પ્રથમ અઠ્ઠમનું ગુણણું–શ્રી પુંડરીકગણધરાય નમઃ
બીજા ,, ,,–શ્રી કદંબગણધરાય નમઃ
૧ છઠ્ઠનું–શ્રી ઋષભદેવસર્વજ્ઞાય નમઃ
૨ ,, શ્રી વિમલગણધરાય નમઃ
૩ ,, શ્રી સિદ્ધક્ષેત્રગણધરાય નમઃ
૪ ,, શ્રી હરિગણધરાય નમઃ
૫ ,, શ્રી વજ્રવલ્લીનાથાય નમઃ
૬ ,, શ્રી સહસ્રાદિગણધરાય નમઃ
૭ ,, શ્રી સહસ્રકમલાય નમઃ

દરેક પદની ૨૦ નવકારવાલી–૨૦ લોગસ્સનો કાઉસ્સગ્ગ, ૨૧ ખમાસમણા, ૨૧ સાથીયા, ૨૧ ફળ.

---

## ૮ વર્ધમાન તપ ઓળીની વિધિ.

આયંબીલવડે વૃદ્ધિ પામતો જે તપ તે આયંબીલ વર્ધમાન તપ કહેવાય છે. તેમાં ઉપવાસના આંતરાવાળા આયંબીલ એકથી આરંભીને સો સુધી ચઢતાં ચઢતાં કરવા. એટલે કે પહેલું એક આયં૦ પછી ઉપવાસ, પછી બે આયં૦ ઉપર ઉપવાસ, પછી ત્રણ આયં૦ ઉપર ઉપવાસ, પછી ચાર આયં૦ ઉપર ઉપવાસ, પછી પાંચ આયં૦ ઉપર ઉપવાસ. આ પાંચ ઓળી તો લાગટ કરવી. પછી છ આયં૦ ઉપર

ઉપવાસ, એમ ચઢતા ચઢતા છેવટ ૧૦૦ આયબીલ ઉપર ઉપવાસ કરવો ત્યારે આ ઓળી પૂરી થાય એ પ્રમાણે કરતા ૫૦૫૦ આયબીલ અને ૧૦૦ ઉપવાસ થાય એટલે ૧૪ વર્ષ, ૩ માસ અને ૨૦ દિવસે આ તપ સંપૂર્ણ થાય

**ॐ ह्रीँ नमो अरिहंताणं** એ પદથી કરનારાએ બાર બાર સાથીઆ કાઉસ્સગ્ગ ખમાસમણા કરવા **ॐ ह्रीँ नमो सिद्धाणं** એ પદથી કરનારાએ આઠ આઠ અને **ॐ ह्रीँ नमो तवस्स** થી કરનારાએ બાર બાર સાથીઆ ખમા કાઉ આદિ કરવા જે પદથી ઓળી આરાધતો હોય તે પદની ૨૦ નવકારવાલી ગણવી તથા તે દુહા બોલી ખમા૦ દેવા

### શ્રી અરિહંત પદનો દુહો

પરમ પંચ પરમેષ્ઠીમાં, પરમેશ્વર ભગવાન,<br>
ચાર નિક્ષેપે ધ્યાઇએ, નમો નમો જિનભાણ ૧

### શ્રી સિદ્ધપદનો દુહો.

ગુણ અનંત નિર્મળ થયા, સહજ સ્વરૂપ ઉજાસ,<br>
અષ્ટ કર્મમળ ક્ષય કરી, ભયે સિદ્ધ નમો તાસ. ૨

### શ્રી તપપદનો દુહો.

કર્મ ખપાવે ચીકણા, ભાવ તપ મંગળ જાણ,<br>
પચાસ લબ્ધિ ઉપજે, જય જય તપ ગુણખાણ ૩

---

## ૯ વીશસ્થાનક તપની વિધિ.

શુભ મુહૂર્તે ગુરુ સમીપે આ તપ વિધિપૂર્વક શરૂ કરવો એક ઓળી બે માસથી ૭ માસ સુધીમાં પૂર્ણ કરવી કદાચ ૭ માસની અંદર એક ઓળી પૂર્ણ ન થાય, તો ચાલતી ઓળીનો ફરીથી આરંભ કરવો પડે એક ઓળીમાં વીશ પદ છે તેમાં વીશે દિનસોમાં વીશ પદ

જુદા જુદા ગણવા અથવા એક ઓળીના વીશ તપના દિવસોમાં એક જ પદ ગણવું. બીજા વીશ દિવસોમાં બીજું પદ ગણવું. એ રીતે વીશ ઓળીએ (૪૦૦ દિવસે) વીશ પદ પૂર્ણ કરવા. દરેક પદની ઉત્કૃષ્ટથી અટ્ઠમ; મધ્યમથી છટ્ઠ; કે ઉપવાસથી અને અલ્પ શક્તિવાળાએ જઘન્યથી આયંબીલ, નીવી અગર એકાસણું કરીને પણ આરાધના કરવા ભાગ્યશાલી બનવું જોઇએ. ૧ આચાર્ય પદ ૨ ઉપાધ્યાય પદ, ૩ સ્થવિર પદ. ૪ સાધુ પદ, ૫ ચારિત્ર પદ, ૬ ગૌતમ પદ, ૭ તીર્થપદ, એ સાત પદોમાં બની શકે તો જરૂર પૌષધ કરવો. શક્તિવાળાએ શ્રી ગૌતમ પદ બની શકે તો છટ્ઠથી આરાધવું જોઇએ.

---

## વીશ પદનું ગુણણું આદિ નીચે પ્રમાણે.

| પદોના નામ. | સા. | ખ. | લો. | નવ. |
|---|---|---|---|---|
| ૧ ૐ નમો અરિહંતાણું | ૧૨ | ૧૨ | ૧૨ | ૨૦ |
| ૨ ૐ નમો સિદ્ધાણં. | ૩૧ | ૩૧ | ૩૧ | ૨૦ |
| ૩ ૐ નમો પવયણસ્સ. | ૨૭ | ૨૭ | ૨૭ | ૨૦ |
| ૪ ૐ નમો આયરિયાણં. | ૩૬ | ૩૬ | ૩૬ | ૨૦ |
| ૫ ૐ નમો થેરાણં. | ૧૦ | ૧૦ | ૧૦ | ૨૦ |
| ૬ ૐ નમો; ઉવજ્ઝાયાણં. | ૨૫ | ૨૫ | ૨૫ | ૨૦ |
| ૭ ૐ નમો લોએ સવ્વસાહૂણં. | ૨૭ | ૨૭ | ૨૭ | ૨૦ |
| ૮ ૐ નમો નાણસ્સ. | ૫૧ | ૫૧ | ૫૧ | ૨૦ |
| ૯ ૐ નમો દંસણસ્સ. | ૬૭ | ૬૭ | ૬૭ | ૨૦ |
| ૧૦ ૐ નમો વિણયસંપન્નસ્સ. | ૫૨ | ૫૨ | ૫૨ | ૨૦ |
| ૧૧ ૐ નમો ચારિત્તસ્સ. | ૭૦ | ૭૦ | ૭૦ | ૨૦ |
| ૧૨ ૐ નમો બંભવ્વયધારિણં. | ૧૮ | ૧૮ | ૧૮ | ૨૦ |
| ૧૩ ૐ નમો કિરિયાણં. | ૨૫ | ૨૫ | ૨૫ | ૨૦ |
| ૧૪ ૐ નમો તવસ્સ. | ૧૨ | ૧૨ | ૧૨ | ૨૦ |

| | | | | |
|---|---|---|---|---|
| ૧૫ ૐ નમો ગોયમસ્સ | ૧૧ | ૧૧ | ૧૧ | ૨૦ |
| ૧૬ ૐ નમો જિણાણં | ૨૦ | ૨૦ | ૨૦ | ૨૦ |
| ૧૭ ૐ નમો સંજમસ્સ | ૧૭ | ૧૭ | ૧૭ | ૨૦ |
| ૧૮ ૐ નમો અભિનવનાણસ્સ | ૫૧ | ૫૧ | ૫૧ | ૨૦ |
| ૧૯ ૐ નમો સુયસ્સ | ૨૦ | ૨૦ | ૨૦ | ૨૦ |
| ૨૦ ૐ નમો તિત્થસ્સ | ૩૮ | ૩૮ | ૩૮ | ૨૦ |

દરેક ઓળીએ નીચેનો ૧ દુહો બોલી ખમા૦ દેવા

પરમ પંચ પરમેષ્ઠીમા, પરમેશ્વર ભગવાન્;
ચાર નિક્ષેપે ધ્યાઇએ, નમો નમો જિનભાણ ૧

ગુણ અનંત નિર્મળ થયા, સહજ સ્વરૂપ ઉજાસ;
અષ્ટકર્મ મળ ક્ષય કરી, ભયે સિદ્ધ નમો તાસ ૨

ભાવામય ઔષધી સમી, પ્રવચન અમૃત વૃષ્ટિ;
ત્રિભુવન જીવને સુખકરી, જય જય પ્રવચન દૃષ્ટિ ૩

છત્રીશ છત્રીશી ગુણે, યુગપ્રધાન મુણીંદ,
જૈનમત પરમત જાણતા, નમો નમો તે સુરીંદ ૪

તજી પ પરિણતિ રમણતા, લહે નિજ ભાવ સ્વરૂપ;
સ્થિર કરતા ભવિ લોકને, જય જય થવિર અનૂપ ૫

બોધ સૂક્ષ્મ વિણ જીવને, ન હોય તત્ત્વ પ્રતીત,
ભણે ભણાવે સૂત્રને, જય જય પાઠક ગીત ૬

સ્યાદ્વાદ ગુણ પરિણમ્યો, રમતા સમતા સંગ,
સાધે શુદ્ધાનંદતા, નમો સાધુ શુભ રંગ ૭

અધ્યાતમ જ્ઞાને કરી, વિઘટે ભવ ભ્રમ ભીતિ,
સત્ય ધર્મ તે જ્ઞાન છે, નમો નમો જ્ઞાનની રીતિ ૮

લોકાલોકના ભાવ જે, કેવલીભાષિત જેહ;
સત્ય કરી આરાધતો, નમો નમો દર્શન તેહ. ૯

શૌચ મૂળથી મહાગુણી, સર્વ ધર્મનો સાર;
ગુણ અનંતનો કંદ એ, નમો વિનય આચાર. ૧૦

રત્નત્રયી વિણુ સાધના, નિષ્ફળ કહી સદીવ;
ભાવ રયણનું નિધાન છે, જય જય સંયમ જીવ. ૧૧

જિનપ્રતિમા જિનમંદિરા, કંચનના કરે જેહ;
બ્રહ્મવ્રતથી બહુ ફળ લહે, નમો નમો શિયળ સુદેહ. ૧૨

આત્મ બોધ વિણુ જે ક્રિયા, તે તો બાળક ચાલ;
તત્વારથથી ધારીએ, નમો ક્રિયા સુવિશાલ. ૧૩

કર્મ ખપાવે ચીકણા, ભાવ મંગળ તપ જાણ;
પચાસ લબ્ધિ ઉપજે, જય જય તપ ગુણખાણ. ૧૪

છઠ્ઠ અઠ્ઠમ તપ કરે પારણું, ચઉ નાણી ગુણધામ;
એ સમ શુભ પાત્ર કો નહિ, નમો નમો ગોયમસ્વામ. ૧૫

દોષ અઢારે ક્ષય થયા, ઉપન્યા ગુણ જસ અંગ;
વૈયાવચ્ચ કરીએ મુદા, નમો નમો જિનપદ સંગ. ૧૬

શુદ્ધાતમ ગુણમેં રમે, તજી ઇંદ્રિય આશંસ;
થિર સમાધિ સંતોષ મેં, જય જય સંયમ વંશ. ૧૭

જ્ઞાન વૃક્ષ સેવો ભવિક, ચારિત્ર સમકિત મૂળ;
અજર અમર પદ ફળ લહો, જિનવર પદવી ફૂલ. ૧૮

વકતા શ્રોતા યોગથી, શ્રુત અનુભવ રસ પીન;
ધ્યાતા ધ્યેયની એકતા, જય જય શ્રુત સુખલીન. ૧૯

તીર્થયાત્રા પ્રભાવ છે, શાસન ઉન્નતિ કાજ;
પરમાનંદ વિલાસતા, જય જય તીર્થ જહાજ. ૨૦

## ૧૦ [1]તીર્થંકર વર્ધમાન તપ (શ્રી શ્રમણ સંઘ તપ)

જે વૃદ્ધિ પામે તે વર્ધમાન કહેવાય આ તપમા પ્રથમ શ્રી ઋષભદેવજીને આશ્રી એક એકાસણું કરવુ શ્રી અજિતનાથજીને આશ્રી બે એકાસણા કરવા એ રીતે વધતાં શ્રી મહાવીરસ્વામીને આશ્રી ચોવીશ એકાસણા કરવા ત્યારપછી પશ્ચાનુપૂર્વીવડે શ્રી મહાવીરસ્વામી આશ્રી એક એકાસણુ, શ્રી પાર્શ્વનાથ આશ્રી બે એકાસણા, એ રીતે વધતાં શ્રી ઋષભદેવજીને આશ્રી ચોવીશ એકાસણા કરવા દરેક જિનને આશ્રીને પચ્ચીશ એકાસણા કુલ થાય છે, અથવા એકી સાથે દરેક જિનને આશ્રીને પચીસ પચીસ એકાસણા કરવા આ બન્ને રીતે કરતા કુલ છસો એકાસણે આ તપ પૂર્ણ થાય છે. જે તીર્થંકરનો તપ ચાલતો હોય તે તે તીર્થંકરના નામનું ગણુણુ વીશ નવકારવાલીનું ગણવુ સાથીઆ, ખમા૦ અને લોગસ્સ બાર બાર કરવા

---

## ૧૧ શ્રી અક્ષયનિધિ તપની વિધિ.

આ તપ શ્રાવણ વદ ૪ ને દિવસે શરૂ કરી સોળ દિવસે પૂરો કરવો, તેમા સુવર્ણનો રત્નજડિત કોઇ રૂપા વગેરે ધાતુનો અથવા છેવટે શક્તિ ન હોય તો માટીનો કુભ કરાવવો. પછી તે કુભ ઘરમા દેરાસરમાં અથવા ઉપાશ્રયે પવિત્ર સ્થાને ડાગરની ઢગલી કરી તે ઉપર પધરાવવો. બનતા સુધી કુભ પાસે અખડ દીવો ફાનસમાં યત્નાપૂર્વક ૧૬ દિવસ સુધી રાખવો તેની સમીપે સ્વસ્તિક કરી તે ઉપર શ્રી કલ્પસૂત્ર પધરાવવુ. દરરોજ બે ટક પડિક્કમણુ, દેવવદન, પડિલેહણ, ભૂમિશયન કરવુ બ્રહ્મચર્ય પાળવુ એકાસણાનો તપ ૧૫ દિવસ પર્યંત કરવો. છેલ્લે દિવસે એટલે ભાદ્રપદ શુદિ ૪ થે (સવચ્છરીએ) ઉપવાસ કરવો

---

[1] એકાસણાને બદલે નીવી તથા આયબીલ કરવાનુ જૈન પ્રબોધ અને જૈન સિન્ધુમા કહ્યુ છે

આ પ્રમાણે ચાર વર્ષ પર્યંત તે કરવાથી ૬૪ દિવસે આ તપ પૂર્ણ થાય છે. દરરોજ દેવપૂજા કરવી. પુસ્તક ઉપર ચંદરવો બાંધવો, જ્ઞાનને ધૂપ દીપ કરી હમેશાં રૂપાનાણે પૂજવું, શક્તિ ન હોય તો પહેલે અને છેલ્લે દિવસે રૂપાનાણે પૂજવું. અને વચલા દિવસોમાં યથાશક્તિ દ્રવ્યવડે પૂજવું. 'નમો નાણસ્સ' એ પદની ૨૦ નવકારવાળી દરરોજ ગણવી, (કોઈ જગ્યાએ ૐ હ્રીં ક્લીં નમો નાણસ્સ એમ પણ કહેલ છે.) ૨૦ લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવો, નીચે બતાવેલી વિધિ મુજબ દરરોજ વિધિ કરવી, કુંભની ઉપર શ્રીફળ મૂકી લીલા કે પીળા રેશમી વસ્ત્રવડે બાંધી રાખવો. દરરોજ તેની અંદર વિધિને અંતે એકેક પસલી અક્ષતની નાખવી. સોળ દિવસે કુંભ ભરાઈ જાય તેમ કરવું. છેલ્લે દિવસે કુંભની સમીપે રાત્રી જાગરણ કરવું. પૂજા પ્રભાવના કરવી, અક્ષયનિધિ તપનું સ્તવન દરરોજ ગાવું. સાંભળવું, પારણાને દિવસે (ભાદ્રપદ શુદિ ૫ મે) કુંભને ફૂલની માળા પહેરાવી, સૌભાગ્યવતી સ્ત્રીને માથે મૂકવો. સર્વ જાતિના પકવાન સુખડી વિગેરે યથાશક્તિ કરાવી, તેના થાળ પણ સાભાગ્યવતી સ્ત્રીઓને માથે, મૂકવા. હાથી ઘોડા વાજીંત્રો. વિગેરેથી મોટી ધામધૂમ સાથે વરઘોડો ચઢાવી કુંભ લઈને દેરાસરે આવવું. કુંભવાળી સ્ત્રીએ ત્રણ પ્રદક્ષિણા કરી પ્રભુ પાસે કુંભ મૂકવો, નૈવેદ્યના થાળ પણ પ્રભુ પાસે ધરવા, જ્ઞાનના પુસ્તકને ગુરુમહારાજ પાસે લઈ જઈ ત્યાં પધરાવી ગુરુપૂજા તથા જ્ઞાનપૂજા રૂપાનાણાથી કરવી. તે દિવસે યથાશક્તિ સ્વામીવાત્સલ્ય, પ્રભાવના વિગેરે કરવું. જેટલા સ્ત્રી કે પુરુષ આ તપ કરતા હોય તે દરેકને માટે કુંભ જૂદા જૂદા પધરાવવા. કલ્પસૂત્ર એક જ પધરાવવું. આ તપ શ્રાવકને તથા શ્રાવિકાએ કરવાનો છે. આ ભવ પરભવમાં મહાન્ લાભ આપનાર આ તપ છે, સાથીયા વિગેરે ૫૧ એકાવન અથવા ૨૦ વીસ કરવા.

---

## શ્રી અક્ષયનિધિ તપની દરરોજ કરવાની વિધિ.

પ્રથમ. ઇરિયાવહી પ્રતિક્રમવા, પછી ઇચ્છાકારેણ૦ અક્ષયનિધિ તપ આરાધન નિમિત્તે ચૈત્યવંદન કરું, ઇચ્છં કહી નીચે પ્રમાણે ચૈત્યવંદન કરવું.

## ચૈત્યવંદન

શાસનનાયક સુખ કરણ, વર્દ્ધમાન જિનભાણ, અહનિશ એહની શિર વહું, આણા ગુણમણિ ખાણ ૧ તે જિનવરથી પામીયા, ત્રિપદી શ્રી ગણધાર, આગમ રચના બહુવિધિ, અર્થ વિચાર અપાર ૨ તે શ્રી શ્રુતમા ભાખિયાએ, તપ બહુવિધિ સુખકાર, શ્રી જિન આગમ પામીને, સાધે મુનિ શિવસાર ૩ સિદ્ધાતવાણી સુણવા રસિક, શ્રાવક સમકિતવંત, ઇષ્ઠ સિદ્ધિ અર્થે કરે, અક્ષયનિધિ તપ સાર ૪ તપ તો સૂત્રમા અતિ ઘણા, સાધે મુનિવર જેહ, અક્ષયનિધાનને કારણે, શ્રાવકને ગુણ ગેહ ૫ તે માટે ભવી તપ કરો એ, સર્વ ઋદ્ધિ મળે સાર, વિધિ-શુ એહ આરાધતા, પામીજે ભવપાર. ૬ શ્રી જિનવર પૂજા કરો, ત્રિકશુદ્ધે ત્રિકાળ, તેમ વળી શ્રુતજ્ઞાનની, ભક્તિ થઇ ઊજમાળ ૭ પડિક્કમણા બે ટકના, બ્રહ્મચર્યને ધરીએ; જ્ઞાનીની સેવા કરી, સહેજે ભવજળ તરીએ ૮ ચૈત્યવંદન શુભ ભાવથીએ, સ્તવન થોઇ નમસ્કાર; શ્રુતદેવી ઉપાસના, ધીરવિજય હિતકાર. ૯

પછી જં કિંચિ કહીને, નમુત્થુણં કહેવું

પછી બે જાવંતિ કહી, નમોઽર્હત્ કહી નીચે પ્રમાણે સ્તવન કહેવું

( લાવો લાવોને રાજ મોઘામૂના મોતી—એ દેશી )

તપ વર કીજે રે, અક્ષયનિધિ અભિધાને, સુખભર લીજે રે, દિનદિન ચઢતે વાને (એ આંકણી) પર્વપજૂસણ પર્વ શિરોમણી, જે શ્રી પર્વ કહાય, માસ પાસ છઠ્ઠ દસમ દુવાલસ, તપ પણ એ દિન થાય તપવર૦ ૧ પણ અક્ષયનિધિ પર્વપજૂસણ, કેરો કહ્યો જિનભાણ, શ્રાવણ વદ ચોથે પ્રારંભી, સવચ્છરી પરિમાણ તપવર૦ ૨ એ તપ કરતા સર્વ ઋદ્ધિ વરે, પગપગ પ્રગટે નિધાન, અનુક્રમે પામે તેહ પરમપદ, સાન્વયી નામ પ્રધાન તપવર૦ ૩ પરમતસ્ગથી કર્મ બધાણું, તેણે પામી દુખ જોગ, એ તપ કરતા તે પૂરવનુ, કર્મ થયું વિસરાળ તપવર૦ ૪ જ્ઞાનપૂજા શ્રુત દેવી કાઉસગ્ગ, સ્વસ્તિક અતિ મોહાવે. સોવન કુભ જડિત નિજ શક્તિ, સપૂરણ ક્રમે થાવે તપવર૦ ૫ જઘન્ય મધ્યમ

ઉત્કૃષ્ટથી કરીએ, ધ્રુગ હોય તિન વરીસ; વરસ ચોથે શ્રુતદેવી નિમિત્તે, તે તપ વીસવાવીસ. તપવર૦ ૬ એણે અનુસારે જ્ઞાનતણું વર, ગણણું ગણીએ ઉદાર; આવશ્યકાદિ કરણી સંયુત, કરતાં લહે ભવપાર. તપવર૦ ૭ ઇહભવ પરભવદોષ આશંકા, રહિત કરો ભવી પ્રાણી, જે પર પુદ્ગળ ગ્રહણ ન કરવું, તે તપ કહે વર નાણી. તપવર૦ ૮ રાતિજગા પૂજા પરભાવના, હય ગય રથ શણગારીજે; પારણાદિન પંચશબ્દે વાજે, વાજંતે પધરાવીજે. તપવર૦ ૯ ચૈત્યવિશાળ હોય તિહાં આવી, પ્રદક્ષિણા વળી દીજે; કુંભ વિવિધ નૈવેદ્ય સંઘાતે, પ્રભુ આગળ ઢોઇજે. તપવર૦ ૧૦ રાધનપુરે એ તપ સુણી, બહુજન થયા ઉજમાળ તપ કાજે; એહમાં મુખ્ય મંડાણ ઓચ્છવમાં, મસાલીયા દેવરાજ. તપવર૦ ૧૧ સંવત અઢાર તેંતાલીસ વરસે, એ તપ બહુ ભવી કીધો; શ્રી જિન ઉત્તમ પાદ પસાયે, પદ્મવિજય ફલ લીધો. તપવર૦ ૧૨

ત્યાર પછી જય વીયરાય, કહી, સુયદેવયાએ કરેમિ કાઉસ્સગ્ગં; અન્નત્થ કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરી નમોઽર્હત્ કહી, સુયદેવયા ભગવઇ, નાણાવરણીય કમ્મસંઘાયં; તેસિં ખવેઉ સયયં, જેસિં સુયસાયરે ભત્તિ. ૧ એ થોય કહેવી, પછી પચ્ચખ્ખાણ કરવું. પછી પૂજાની ઢાળ કહેવી તે નીચે પ્રમાણે—

## દુહો.

સપ્તમપદ શ્રી જ્ઞાનનો, સિદ્ધચક્ર પદ માંહી;
આરાધીજે શુભમને, દિન દિન અધિક ઉછાહિં. ૧

અન્નાણસંમોહતમોહરસ્સ, નમો નમો નાણદિવાયરસ્સ; પંચપ્પયારસ્સુ-ઉવગારગસ્સ, સત્તાણતત્તત્થપયાસગસ્સ. ૧. હુવે જેહથી સર્વ અજ્ઞાન રોધો, જિનાધીશ્વર પ્રોકત અર્થાવબોધો, મતિ આદિ પંચ પ્રકારે પ્રસિદ્ધો, જગદ્ ભાસતે સર્વં દેવાવિરુદ્ધો. ૨ પ્રદીપ પ્રભાવે સુભક્ષં, અભક્ષં સુપેયં સુકૃત્યં અકૃત્યં; જેણે જાણીએ લોકમધ્યે સુનાણં, સદા મે વિશુદ્ધં તદેત્ર પ્રમાણં.

ઢાળ ૧

ભવ્ય નમો ગુણ જ્ઞાનને, સ્વપર પ્રકાશક ભાવેજી;
પર્યાય ધર્મ અનંતતા, ભેદાભેદસ્વભાવેજી ( ચાલ )

જે મુખ્ય પરિણતિ સકલ જ્ઞાયક, બોધ ભાવવિલચ્છના; મતિ આદિ પચ પ્રકાર નિર્મળ, સિદ્ધ સાધન લચ્છના, સ્યાદ્વાદસ ગી તત્વરંગી પ્રથમ ભેદાભેદતા, સવિકલ્પ ને અવિકલ્પ વસ્તુ, સકલ સશય છેદતા ૨

ઢાળ ૨

ભક્ષાભક્ષ ન જે વિણુ લહિયે, પેય અપેય વિચાર, કૃત્ય અકૃત્ય ન જે વિણુ લહિયે, જ્ઞાન તે સકલ આધાર રે ભવિકા સિ૦ ૧ પ્રથમ જ્ઞાન ને પછી અહિંસા, શ્રી સિદ્ધાંતે ભાખ્યુ, જ્ઞાનને વંદો જ્ઞાન મ નિંદો, જ્ઞાનીયે શિવસુખ ચાખ્યુ રે ભવિકા૦ ૨ સકળ ક્રિયાનુ મૂળ જે શ્રદ્ધા, તેહનુ મૂળ જે કહીયે, તેહ જ્ઞાન નિત નિત વંદીજે, તે વિણ કહો કેમ રહિયે રે ! ભવિકા ૩ પંચ જ્ઞાનમાંહિ જેહ સદાગમ, સ્વપરપ્રકાશક જેહ; દીપક પરે ત્રિભુવન ઉપકારી, વળી જેમ રવિશશિ મેહ રે ભવિકા ૪ લોક ઊર્ધ્વ અધો તિર્યંગ્ જ્યોતિષ, વૈમાનિકને સિદ્ધ, લોકાલોક પ્રગટ જેહથી, તે જ્ઞાને મુજ શુદ્ધ રે. ભવિકા સિદ્ધચક્ર૦ ૫

ઢાળ ૩

જ્ઞાનાવર્ણી જે કર્મ છે, ક્ષય ઉપશમ તસ થાય રે,
તો હુએ એહિજ આતમા, જ્ઞાન અબોધતા જાય રે વીર૦ ૧

પછી ૐ હ્રીં પરમાત્મને નમ જ્ઞાનપદેભ્ય કલશ યજામહે સ્વાહા: એ મ ત્ર બોલીને વાસખેપ, રૂપાનાણુ કે પૈસો હાથમા લઇને નીચે પ્રમાણે થોય કહેવી

જિન જોજન ભૂમિ, વાણીનો વિસ્તાર, પ્રભુ અર્થ પ્રકાશે, રચના ગણધર સાર, સોય આગમ સુણતા, છેદીજે ગતિ ચાર, પ્રભુવયણ વખાણી, લહીએ ભવનો પાર. ૧ પછી જ્ઞાનની વાસક્ષેપવડે પૂજા કરવી, તથા

સોનામહોર તથા રૂપામહોર આદિથી જ્ઞાનની યથાશક્તિ પૂજા કરવી. પછી દુહા કહીને ખમાસમણા દેવા.

દુહા

સુખકર શંખેશ્વર નમી, થુણશું શ્રીશ્રુતનાણ, ચઉ મૂંગા શ્રુત એક છે, સ્વપરપ્રકાશક ભાણ ૧ અભિલાપ્ય અનંતમે, ભાગે રચિયો જેહ; ગણધર દેવે પ્રણમીયે, આગમ રયણ અછેહ. ૨ ઇમ બહુલી વક્તવ્યતા, છઠ્ઠાણ વડીયા ભાવ, ક્ષમાશ્રમણ ભાખે કહ્યું, ગોપય સાર્પ જમાવ ૩ લેશ-થકી શ્રુત વરણવું, ભેદ ભલા તસ વીસ, અક્ષયનિધિ તપને દિને, ક્ષમા-શ્રમણ તે વીસ. ૪ સૂત્ર અનંત અર્થમયી, અક્ષય અંશ સહાય; શ્રુત-કેવલી કેવલી પરે, ભાખે શ્રુતપર્યાય. ૫ શ્રી શ્રુતજ્ઞાનને નિત નમો, ભાવ મંગલને કાજ, પૂજન અર્ચન દ્રવ્યથી, પામો અવિચલ રાજ. ૬ (૧)
આ છઠ્ઠો દુહો ખમાસમણ દીઠ કહેવો. ઇગસય અડત્રીસ સ્વર-તણા, તિહાં આકાર અઢાર; શ્રુત પર્યાય સમાસમે, અંશ અસંખ્ય વિચાર શ્રી૦ ૨ બત્રીસ વર્ણ સમાય છે, એક શ્લોક મઝાર, તેમાંહે એક અક્ષર ગ્રહે, તે અક્ષર શ્રુતસાર. શ્રી૦ ૩ ક્ષયોપશમ ભાવે કરી, બહુ અક્ષરનો જેહ, જાણગ ઠાણાંગ આગલે, તે શ્રુતનિધિ ગુણગેહ, કોડિ એકાવન અડલખા, અડસય અડયાસી હજાર, ચાલીસ અક્ષર પદતણા, કહે અનુયોગદ્વાર. શ્રી૦ ૪ અર્થાતે ઇહાં પદ કહ્યું, જિહાં અધિકાર ઠરાય, તે પદ શ્રુતને પ્રણમતાં, જ્ઞાનાવર્ણીય હઠાય. શ્રી૦ ૫ અઢાર હજાર પદે કરી, અંગ પ્રથમ સુવિલાસ, દુગુણા શ્રુત બહુ પદ ગ્રહે, તે પર શ્રુત સમાસ. શ્રી૦ ૬ પિંડપ્રકૃતિમાં એક પદે, જાણે બહુ અવદાત; ક્ષયોપ-શમની વિચિત્રતા, તેહજ શ્રુત સંઘાત. શ્રી૦ ૭ પંચોતેર ભેદે કરી, સ્થિતિ બંધાદિ વિલાસ, કમ્મપયડીપયડી ગ્રહે, શ્રુત સંઘાત સમાસ. શ્રી. ૮ ગત્યાદિક જે માર્ગણા, જાણે તેહમાં એક, વિવરણ ગુણઠાણાદિકે, તસ પ્રતિપત્તિ વિવેક. શ્રી૦ ૯ જે બાસઠો માર્ગણ પદે, લેશ્યા આદિ નિવાસ; સંગ્રહ તરતમ યોગથી, તે પ્રતિપત્તિ સમાસ. શ્રી૦ ૧૦ સંતપદાદિક દ્વારમાં, જે જાણે શિવલોક; એક દોય દ્વારે કરી, અદ્ધાશ્રુત અનુયોગ.

શ્રી૦ ૧૧ વળી સત્તાદિક નવ પદે, તિહાં માર્ગણા ભાસ, સિદ્ધતણી સ્તવના કરે, શ્રુત અનુયોગ સમાસ શ્રી૦ ૧૨ પ્રાભૃત પ્રાભૃત શ્રુત નમુ, પૂર્વના અધિકાર, બુદ્ધિ પ્રબલ પ્રભાવથી, જાણે એક અધિકાર શ્રી૦ ૧૩ પ્રાભૃત પ્રાભૃત શ્રુતસમા, સભિન્ન લબ્ધિ વિશેષ, બહુ અધિકાર ધરયો ગ્રહે, ક્ષીરાશ્રવ ઉપદેશ શ્રી૦ ૧૪ પૂર્વભવ ગત વસ્તુ જિકે, પ્રાભૃત શ્રુત તે નામ, એક પ્રાભૃત જાણે મુનિ, તાસ કરુ પ્રણામ શ્રી૦ ૧૫ પૂર્વલબ્ધિ પ્રભાવથી, પ્રાભૃત શ્રુત સમાસ, અધિકાર બહુલા ગ્રહે, પદ અનુસાર વિલાસ શ્રી૦ ૧૬ આચારાદિક નામથી, વસ્તુનામ શ્રુત સાર, અર્થ અનેક વિધે ગ્રહે, તે પણ એક અધિકાર શ્રી૦ ૧૭ દુગસય પણ વીસ વસ્તુ છે, ચૌદ પૂર્વનો સાર, જાણે તેહને વદના, એક શ્વાસે સો વાર શ્રી૦ ૧૮ ઉત્પાદાદિ પૂર્વ જે, સૂત્ર અર્થ એક સાર, વિદ્યામંત્ર-તણો કહ્યો પૂર્વ શ્રુત ભંડાર. શ્રી૦ ૧૯ બિંદુસાર લગે ભણે, તેહિજ પૂર્વ સમાસ, શ્રીશુભવીરને શાસને, હોજ્યો જ્ઞાનપ્રકાશ શ્રી૦ ૨૦

ખમાસમણા દીધા પછી ચોકખા નિર્મલ બે હાથે પસલી ભરીને ઉપર રૂપાનાણુ અથવા પૈસો સોપારી મૂકીને ઊભા રહી બોધાગાધ જ્ઞાનની સ્તુતિ કહી નીચેનો દુહો બોલવો જ્ઞાન સમો કોઈ ધન નહીં સમતા સમુ નહિ સુખ, જીવિત સમી આશા નહિ, લોભ સમો નહિ દુખ ૧ પછી પસલી કુભમાં નાખવી પછી ખમાસમણ દઈને ઇચ્છા-કારેણ સદિસહ ભગવન્ ! શ્રુતદેવતા આરાધનાર્થં કાઉસગ્ગ કરુ ઇચ્છ, શ્રુતદેવતા આરાધનાર્થં કરેમિ કાઉસગ્ગ, અન્નત્થ કહી એક નવકારનો કાઉસગ્ગ કરવો પછી નમોઽર્હત્ કહીને જ્ઞાનની થોય નીચે પ્રમાણે કહેવી

ત્રિગડે બેસી શ્રી જિનભાણ, બોલે ભાષા અમીય સમાણ, મત અનેકાંત પ્રમાણ અરિહત શાસન સફરી સુખાણ, ચઉઅનુયોગ જિહાં ગુણખાણ, આતમ અનુભવ ઠાણ સકલ પદારથ ત્રિપદી જાણ, જોજન ભૂમિ પસરે વખાણ, દોષ બત્રીશ પરિહાણ કેવલીભાષિત તે શ્રુતનાણ, વિજયલક્ષ્મીસૂરિ કહે બહુમાન, ચિત્ત ધરજો તે સયાણ ૧

વીશ પ્રદક્ષિણા દેવી, આ મુજબની વિધિ દરરોજ ગુરુમહારાજ પાસે કરવાની છે.

તા. કઃ—દરેક તપની પૂર્ણાહુતિ નિમિત્તે પોતપોતાની શક્તિ મુજબ ઉજમણું પૂજા, સાધર્મિક વાત્સલ્ય, વિવિધ જ્ઞાન, દર્શન, ચારિત્રના ઉપકરણો આદિની પ્રભાવનાઓ આદિ શુભ કાર્યો કરી તપ ઉજવવા ભાગ્યશાલી બનવું જોઇએ.

દરેક તપ વિધિપૂર્વક કરવાથી તેનું સંપૂર્ણ ફળ મલી શકે છે, છતાં પ્રતિક્રમણની ક્રિયા ન આવડતી હોય તેણે છેવટ સામાયક પણ કરી તપની આરાધના કરવી જોઇએ. જેને સામાયક પણ ન આવડતું હોય તો તેણે ત્રણ નવકાર ગણી બરોબર ૪૮ મીનીટની ધારણા કરી બેસવું. અને ત્રણ નવકાર ગણી ઉઠવું. સદ્‌ગુરુઓનો સમાગમ મેળવી ધાર્મિક અભ્યાસ જરૂર કરવા ઉદ્યમ રાખવો જોઇએ કે જેથી આત્મિક ભાવના સુધરવા સાથ ક્રિયાકાંડમાં અપૂર્વ ઉલ્લાસ આવતો જશે.



# ખંડ ૧૬ મો

## જાણુવા લાયક વસ્તુઓ

### બાવીશ અભક્ષ્યના નામ

૧ મધ ૨ માખણુ, ૩ મદિરા (દારૂ) ૪ માસ ૫ ઉંબરાના ફળ ૬ વડના ટેટા, ૭ કોઠીંબડા, ૮ પીપળાની પીપડી, ૯ પીપળના ટેટા ૧૦ બરફ ૧૧ અફીણુ–સોમલ (સર્વ જાતના ઝેર) ૧૨ કરા. ૧૩ કાચી માટી ૧૪ રાત્રિભોજન ૧૫ બહુબીજવાલી વસ્તુ ૧૬ બોળ અથાણુ ૧૭ વિદળ (કાચા દહીં, દૂધ સાથે કઠોળ ખાવુ તે) ૧૮ રીંગણા. ૧૯ અજાણ્યા ફળ ૨૦ તુચ્છ ફળ (જેમા ખાવાનું થોડું હોય અને ફેંકી દેવાનુ ઘણુ હોય તે) ૨૧ ચલિત રસ (જેનો સ્વાદ બીલ્કુલ બગડી ગયો હોય તેવી વસ્તુ) ૨૨ અનતકાય (જેમા અનતા જીવો હોય તે)

---

### બત્રીશ અનતકાયના નામ.

૧ સુરણુ ૨ લસણુ ૩ લીલી હલદર ૪ બટાટા (આલુ) ૫ લીલો કચુરો ૬ સતાવરી ૭ હીરલી કદ ૮ કુવર ૯ થોર ૧૦ ગળો. ૧૧ સક્કરીયા ૧૨ વંશ કારેલા ૧૩ ગાજર ૧૩ લુણી ૧૫ લોઢી. ૧૬ ગીરીકર્ણિકા (ગરમર) ૧૭ કુમળા પાદડા ૧૮ ખરસૈયો ૧૯ થેકની ભાજી ૨૦ લીલી મોથ ૨૧ લુણીના ઝાડની છાલ. ૨૨ ખીલોડા. ૨૩ અમૃતવેલી ૨૪ મુલાના કદ ૨૫ ભુમિફોડા (બીલાડીના ટોપ) ૨૬ નવા અંકુરા ૨૭ વથુલાની ભાજી ૨૮ સુવેર વેલ ૨૯ પાલકની ભાજી. ૩૦ કુણી આબલી ૩૧ રતાળુ ૩૨ પીંડાળુ

ઉપર જણાવેલ બાવીશ અભક્ષ્ય તથા બત્રીશ અનંતકાયોને સર્વ

પાપભીરુ શ્રાવક-શ્રાવિકાઓએ ત્યાગી દેવાની જરૂર છે. વળી તે બધી જ વસ્તુઓ કાંઇ રોજ ઉપયોગમાં આવતી નથી. અરે ! કેટલીક તો એવી છે કે આખી જિંદગાની સુધી ખાવામાં પણ આવતી નથી, તેમજ તેના દર્શન પણ થવા બહુ દુર્લભ હોય છે, છતાં પણ તે વસ્તુઓનો પ્રતિજ્ઞાપૂર્વક અને ઇરાદાપૂર્વક ત્યાગ કરવામાં નથી આવતો ત્યાંસુધી તે વસ્તુઓ ઉપરની ઇચ્છાના કારણે નાહકનો પાપબંધ થયા કરે છે, માટે સુજ્ઞ અને સમજુ મનુષ્યોએ પહેલી તકે તે વસ્તુઓને ગુરુ સમક્ષ પ્રતિજ્ઞા લઇ વોસરાવી દેવાની આવશ્યકતા છે.

---

## ચાર અભક્ષ્ય મહાવિગય.

૧ મધ. ૨ માખણ. ૩ માંસ. ૪ મદિરા ( દારૂ ).

વાઘરી લોકો મધમાખીના પુડા આગળ ધૂમાડો કરી મધમાખીઓને અત્યંત ત્રાસ ઉપજાવી પુડામાંથી બહાર કાઢે છે તેથી તેઓ તથા તેમાં રહેલા અશક્ત નાના બચ્ચાઓ પણ મરી જાય છે. આવી ઘોર હિંસાથી ઉત્પન્ન થએલા મધને છોડી દેવું એ જ શ્રેયસ્કર છે. વલી એ મધમાં નિરંતર અસંખ્ય જીવો ઉપજે છે, તેથી પણ તેનો દયાલુ આત્માઓએ ત્યાગ કરવામાં વિલંબ કરવાની જરૂર નથી.

મહુડા આદિ પદાર્થોને કોહડાવી બનાવવામાં આવતા દારૂમાં પણ અનેક જીવોની હિંસા થાય છે, તેમાં પણ સમયે સમયે અસંખ્ય જીવો ઉત્પન્ન થાય છે. દારૂપાન તો પૈસા આપીને મૂર્ખાઇ ખરીદવા જેવું છે. માખણ પણ છાશ ઉપરથી બહાર નીકળ્યું કે અંતર્મુહૂર્તમાં તેમાં તે જ રંગના સૂક્ષ્મ જીવો ઉત્પન્ન થાય છે, માટે તે પણ કદી ખાવું નહિ.

માંસમાં તો પંચેન્દ્રિય પ્રાણીઓનો ચોકખો વધ થતો હોઇ તેમાં તો ઘોર હિંસા છે જ. વળી કાચા અગર પકાવેલા માંસમાં પણ અસંખ્ય જીવો પેદા થાય છે, માટે ચારે મહાવિગયને તિલાંજલિ આપવી જરૂરી છે.

---

## સાત, મોટા, વ્યસનો.

૧ જુગાર ૨ માસ ૩ દારૂ ૪ વેશ્યા ૫ શિકાર ૬ ચોરી અને ૭. પારકી સ્ત્રી. આ સાતે વ્યસનો, તેના સેવન કરનારને ઘોરમા ઘોર નરકમા લઇ જાય છે માટે તે દુ ખોમાથી મુક્ત થવાની અભિલાષાવાળા આત્માઓએ સાતે વ્યસનનો ત્યાગ કરવો જરૂરી છે

---

## દશ ચદરવાની વિગત.

નીચે જણાવેલ સ્થાનોએ દયા ધર્મના મર્મને સમજનારા ભવ્ય આત્માઓએ દશ ચદરવા બાધી સ્વ અને પરના આત્માનુ રક્ષણ અલ્પ પ્રયાસે કરી લેવાની જરૂર છે

૧ જિનભવન ૨ પૌષધશાળા ૩ સામાયકશાળા ૪ ભોજનગૃહ ૫ વલોણાના સ્થાને ૬ ખાડવાના સ્થાને ૭ પીસવાના સ્થાને ૮ ચુલા ઉપર ૯ પાણીઆરે ૧૦ સુવાની શય્યાએ

---

## સાત ગળણા રાખવાની વિગત

૧ પાણી ગળવાનુ, ૨ ઘીની ગરણી, ૩ તેલની ગરણી ૪ છાશ ગાળવાનુ ૫. દૂધ ગાળવાનુ ૬ ઉકાળેલુ પાણી ગાળવાનુ ૭ આટો ચાળવા માટે (દવાલા ચારણી આદ)

---

## સઘમાં પાળવાની છ "રી"

એકાહારી. (રોજ એકાસણું કરવુ) ૨ સમ્યક્ત્વધારી. ૩ ભૂશયનકારી. (સથારે સુવુ તે) ૪ સચિત્તપરિહારી. ૫ પદચારી. (પગે ચાલવું) ૬ બ્રહ્મચારી.

---

## દહેરાસરની દશ મોટી આશાતના

૧. તંબોલ ખાવું. ૨. પાણી પીવું ૩. ભોજન કરવું. ૪. ૫. વિષયસેવન કરવું. ૬. શયન કરવું. ૭. થુંકવું ૮. માત્રું કરવું ૯. ટટ્ટી જવું. ૧૦ જુગાર રમવો.

---

## સાત ક્ષેત્રોના નામ

૧ જિનમંદિર. ૨ જિનબિંબ. ૩ જ્ઞાન. ૪ સાધુ. ૫ સાધ્વી. ૬ શ્રાવક. ૭ શ્રાવિકા.

---

## શ્રાવકની ૧૧ પડિમા

૧ દર્શન ( સમકિત ) પડિમા. ૨ વ્રત પ્રતિમા. ૩ સામાયક પ્રતિમા. ૪ પૌષધ પ્રતિમા. ૫ કાયોત્સર્ગ પ્રતિમા. ૬ બ્રહ્મચર્ય પ્રતિમા. ૭ સચિત્ત ત્યાગ પ્રતિમા, ૮ આરંભ કરણ પરિત્યાગ પ્રતિમા. ૯ આરંભ કરાવણ પરિત્યાગ, ૧૦ ઉદ્દિષ્ઠ વર્જક ( પોતાને માટે બનાવેલું નહિ ખાવું ) ૧૧ શ્રમણભૂત પ્રતિમા. ( સાધુની માફક ગોચરી જવું, લોચ કરાવવો વિગેરે ).

---

## શ્રાવકે રાખવાના સાત ધોતીયા

૧ સામાયકનું. ૨ પૂજાનું. ૩ ન્હાવાનું. ૪ ભોજનનું. ૫ બહારગામ જવાનું. ૬ સુવાનું, ૭ ટટ્ટી જવાનું.

## તેર કાઠીયા

૧ આળસ. ૨ મોહ. ૩ અવજ્ઞા. ૪ માન. ૫ ક્રોધ. ૬ પ્રમાદ ( નિદ્રા–મદિરાપાન આદિ ) ૭ કૃપણતા ૮ ભય. ૯ શોક. ૧૦ અજ્ઞાન. ૧૧ વ્યાક્ષેપ ( આમતેમ જોયા કરવું તથા મન બીજે ઠેકાણે મોકલવું

તે ) ૧૨ વિકથા ( રાજકથા, ભોજનકથા, સ્ત્રીકથા, દેશકથા ) ૧૩ વિષયવાસના

## નિયમને ચાર પ્રકારના લાગતા દોષ.

વ્રતને અતિક્રમ, વ્યાતક્રમ, અતિચાર અને અનાચાર એ ચાર પ્રકારે દોષ લાગે છે.

દાખલા તરીકે કોઇએ ચઉવિહાર કર્યો હોય હવે જ્યારે તેને આત-તૃષા ( તરસ ) લાગે છે ત્યારે તે પાણી પીવાની માત્ર ઇચ્છા જ કરે છે, તે અતિક્રમ જે સ્થાનકે પાણી હોય તે સ્થળે જાય તે વ્યતિક્રમ પાણી પીવા માટે વાસણમાથી પ્યાલો ભરી મુખ આગળ ધરે પણ પીએ નહિ તે અતિચાર પણ જ્યારે તે નિડરપણે ચઉવિહાર હોવા છતા પાણી પીએ ત્યારે તે અનાચાર કહેવાય છે

## છ અઠ્ઠાઇઓના નામ

૧ કારતક માસ સબધી ૨ ફાગણ માસ સબધી ૩ અસાડ માસ સબધી ૪ પર્યુષણ સબધી ૫ આસો માસની ( આબીલની ઓળી ) ૬ ચૈત્ર માસ સબધી ( આબીલની ઓલીની ) આ છએ અઠ્ઠાઇઓમા વિવિધ પ્રકારની તપશ્ચર્યા કરવી લીલોતરીનો ત્યાગ કરવો. બ્રહ્મચર્યનુ પાલન કરવુ ધોવાનો, ખાડવાનો, દળવાદિ આરભ સમારભનો ત્યાગ કરવો

આસો અને ચૈત્ર માસની ઓળીમા નવ આયબીલ કરવા આ ઓળી એકી સાથે નવ કરવી બની શકે તો યાવજ્જિવ સુધી તેની આરાધના છોડવી નહિ અન્ય અઠ્ઠાઇઓમા દેવતાઓ નદીશ્વરદ્વીપમા જાત્રા કરવા જાય પણ ખરા અગર ન પણ જાય પરન્તુ આસો અને ચૈત્ર માસની અઠ્ઠાઇમા તો વિષયસુખમા મગ્ન રહેનારા દેવતાઓ નિશ્ચયથી જાય જ છે અને એ અપેક્ષાથી આ બે ઓળીને શાશ્વતી અઠ્ઠાઇઓ કહેવામા આવે છે

પર્યુષણા પર્વ સર્વ પર્વશિરોમણી છે. આ પર્વમાં મુખ્યતયા નીચે જણાવેલ કાર્યોની આરાધના દર વર્ષે એક વખત તો કરવી જ:

૧. સર્વત્ર લાગવગથી અગર ધન ખર્ચી અમારી પ્રવર્તન એટલે દયા પળાવવી. ૨. સાધર્મિક વાત્સલ્ય કરવું. ૩. પરસ્પર ક્ષમાપના કરવી. ૪. અષ્ટમ તપ કરવો. ૫. ચૈત્ય પરિપાટી કરવી.

૧. દરેક વર્ષે સંઘની પૂજા કરવી. ૨. સાધર્મિક ભક્તિ કરવી. ૩. ચૈત્યમાં મહોત્સવ કરવો, રથયાત્રા કાઢવી. તીર્થયાત્રા કરવી. ૪. જિન-મંદિરમાં સ્નાત્રમહોત્સવ કરવો. ૫. દેવદ્રવ્યની વૃદ્ધિ કરવી. ૬. મહાપૂજા કરવી. ૭. રાત્રીજાગરણ કરવું. ૮. આગમની પૂજા કરવી. ૯. ઉજમણું કરવું. ૧૦ તીર્થ પ્રભાવનાનું કાર્ય કરવું. ૧૧. પ્રાયશ્ચિત ગ્રહણ કરવું.

---

## ચોમાસી કાળની વિગત

| નામ | કારતક શુદ ૧૫ થી | ફાગણ સુદ ૧૫ થી | અષાડ સુદ ૧૫ થી |
|---|---|---|---|
| સુખડીનો કાળ | ૧ માસ | ૨૦ દિવસ | ૧૫ દિવસ |
| કામળીનો કાળ | ૪ ઘડી | ૨ ઘડી | ૭ ઘડી |
| ઉકાળેલા પાણીનો કાળ | ૪ પ્રહર | ૫ પ્રહર | ૩ પ્રહર |

દિવસના ચોથા ભાગને પ્રહર કહેવાય છે અને ૨૪ મીનીટની એક ઘડી થાય છે.

ફાગણ શુદ ૧૪ થી ભાજીપાલો, નવું પીલેલું તલનું તેલ અને મેવામાં ખજુર, કાજુ, ચારોલી, અખોડ, જરદાલુ વિગેરે આઠ માસ

સુધી અને અષાડ ચોમાસામા આર્દ્રાનક્ષત્ર પછી કેરી અને કાચી ખાંડ અભક્ષ્ય થાય છે

આજના ભાગેલા નાળીયેર, સોપારી, બદામ વિગેરે બીજે દિવસે અભક્ષ્ય થાય છે તે જ દિવસે ભાગેલું તે જ દિવસે ખપી શકે છે

બરોબર ત્રણ ઉકાળા આવ્યા વિનાના પાણીને પીનારા' તથા સાધુ મહારાજને વહોરાવનારા દોષના ભાગી થાય છે કેટલેક સ્થળે ન્હાવાના પાણીને પણ વહોરાવી દે છે, તે માટે ખાસ ખ્યાલ રાખવો

પૌષધમા યા પ્રતિક્રમણમા રહેલા શ્રાવક-શ્રાવિકાએ કામળી ઓઢ્યા વિના બહાર જવુ નહિ ઉપરથી સૂક્ષ્મ અપ્કાયના જીવો વર્ષે છે તે ગરમ કપડાના ઉપર પડે તો બચી જાય છે, માટે ઓઢવાની જરૂર પડે છે કટાસણુ ઓઢીને જવાય નહિ, કારણ કે તેનાથી એક તો આખુ શરીર ઢકાય નહિ અને તે કટાસણા ઉપર તરત પાછું બેસવાનું હોવાથી તેના ઉપર પાણીના પડેલા જીવો દબાઈને મરી જાય છે માટે કામળી લઈ જવાનો ઉપયોગ રાખવો

## અણાહારી વસ્તુનું સ્વરૂપ.

તપશ્ચર્યામા તબીયત આદિ કારણે ખાસ જરૂર પડે અણાહારી વસ્તુઓનો ઉપયોગ થઈ શકે છે અને તે પણ મુખ્યતયા પચ્ચખ્ખાણ પાર્યા પહેલા અગર તો પાણહારનુ પચ્ચખ્ખાણ કર્યા પછી લેવામા આવે છે જેનો બીલકુલ સ્વાદ ન હોય, એવા પદાર્થોની ગણતરી અણાહારી ચીજોમા કરવામા આવે છે. કેટલાક લોકો વિના સમજ્યે તપશ્ચર્યામાં ઝેરી કોપરુ, ચોપચીની અને ઘોડાવજ સ્વાદિષ્ટ હોવાથી, તે વાપરનારાઓ તપશ્ચર્યાનો ભંગ કરે છે માટે તેનો ખાસ ઉપયોગ રાખવો જરૂરી છે

### અણાહારી વસ્તુના નામ

૧ અગર ૨ અરીણ ૩ લીમડાના પાચ અંગો ૪ ત્રિફલા (ગાયના

સુતરમાં વાળેલી ગોળી જ અણાહારી ગણાય છે) ૪ કડુ ૫ કરીયાતું ૬ ગલો ૭ ચુયકણ ૮ કેરડાના મૂળ ૯ ધમાસો. ૧૦ બોરડીના છાલ મૂળ. ૧૧ ચિત્રો. ૧૨ ખેરસાલ. ૧૩ સુખડ. ૧૪ મલયાગુરૂ. ૧૫ ઝેરી ગોટલી. ૧૬ અંબર. ૧૭ કસ્તુરી. ૧૮ રાખ. ૧૯ ચુનો. ૨૦ હળદર સૂકી ૨૧ આસગંધી. ૨૨ કંદરૂ. ૨૩ અતિવિખની કળી. ૨૪ દીકામલી. ૨૫ સર્વ જાતના ઝેર. ૨૬ સાજીખાર. ૨૭. ઉપલેટ. ૨૮ ગુગલ. ૨૯ પુંવાડ. ૩૦ એળીઓ. ૩૧ ચૂણી ફળ. ૩૨ સુરોખાર. ૩૩ ટંકણખાર. ૩૪ ગ્રોસૂત્ર. ૩૫ બોળ. ૩૬ મજીઠ. ૩૭ કણયરના મૂળ. ૩૮ કુંવારી. ૩૯ થોર. ૪૦ પંચમૂળ. ૪૧ ખારો. ૪૨ ફટકડી. ૪૩ મોટી હરડે દળ. ૪૪ વખમો. ૪૫ તગર. ૪૬ બાવળ. ૪૭ બોડથોડી. ૪૮ આછી. ૪૯ રીંગણી (ઉભી બેઠી)

---

## દાનને દૂષિત કરનારા કારણો

૧ અનાદરથી આપવું. ૨ ઘણી વાર લગાડીને આપવું. ૩ વાંકું મોં રાખીને આપવું. ૪ અપ્રિય વચન સંભળાવીને આપવું. ૫ આપ્યા પછી પશ્ચાત્તાપ કરવો.

---

## દાનને શોભાવનારા કારણો

૧ આનંદના આંસુ આવે. ૨ રોમાંચ ખડા થાય. ૩ બહુમાન પેદા થાય. ૪ પ્રિય વચન બોલે. ૫ આપ્યા પછી અનુમોદના કરે.

---

## દાન નહિ આપવાના છ લક્ષણો

૧ આપવું પડે એટલે આંખો કાઢે. ૨ ઊંચું જુએ. ૩ વચ્ચે આડી આડી વાત કરે. ૪ વાંકૂ મોઢું કરીને બેસે. ૫ મૌન ધારણ કરે. ૬ આપતા આપતા ઘણો સમય લગાડે.

---

## શ્રાવકના સવા વસાની દયાની સમજણ

મુનિમહારાજ ત્રસ અને સ્થાવર એમ બન્ને પ્રકારની દયા પાળે એટલે તેને શાસ્ત્રમા વીસ વસાની દયા પાળનારા કહેવાય છે એમાથી શ્રાવક માત્ર ત્રસજીવોની દયા પાળી શકે અને સ્થાવર જીવોની નહિ પાળી શકે એટલે રહ્યા દશ વસા

ત્રસજીવોની દયામા પણ નિર્દોષને જ બચાવી શકે, સદોષને નહિ બચાવી શકે એટલે રહ્યા પાચ વસા

નિર્દોષ જીવો પણ આરંભ-સમારંભથી હણાય છે એટલે રહ્યા અઢી વસા

નિર્દોષ જીવોમાં સ્વજન સબંધી અગર પોતાને આશ્રયે રહેલા પશુ વિગેરેની એવા પ્રકારના રોગની દવા કરવી પડે અને તેમા જીવો હણાય તેને સાપેક્ષ હિંસા કહેવાય છે એટલે તેનો સવા વસો બાદ કરીએ તો માત્ર સવા વસાની દયા શ્રાવક શ્રાવિકાને હોઈ શકે છે અને તે પણ વ્રતધારીઓને જ હોય છે

## નવપદજીના નામ તથા વર્ણ

| નામ | વર્ણ | નામ | વર્ણ |
|---|---|---|---|
| ૧ અરિહંત | ધોળો | ૬ દર્શન | ધોળો |
| ૨ સિદ્ધ | રાતો | ૭ જ્ઞાન | ધોળો |
| ૩ આચાર્ય | પીળો | ૮ ચારિત્ર | ધોળો |
| ૪ ઉપાધ્યાય | લીલો | ૯ તપ | ધોળો |
| ૫ સાધુ | કાળો | | |

## વીશ વિહરમાન જિનના નામ

| | | |
|---|---|---|
| ૧ સીમંધર | ૪ સુબાહુ | ૭ ઋષભાનન |
| ૨ યુગમંધર | ૫ સુજાત | ૮ અનંતવીર્ય |
| ૩ બાહુ | ૬ સ્વયંપ્રભ | ૯ સુરપ્રભ |

| | | |
|---|---|---|
| ૧૦ વિશાળ | ૧૪ ભુજંગ | ૧૮ મહાભદ્ર |
| ૧૧ વજ્રધર | ૧૫ ઇશ્વર | ૧૯ દેવયશા |
| ૧૨ ચંદ્રાનન | ૧૬ નેમિપ્રભ | ૨૦ અજિતવીર્ય |
| ૧૩ ચંદ્રબાહુ | ૧૭ વીરસેન | |

## રત્નત્રયી

દર્શન જ્ઞાન ચારિત્ર

## તત્વત્રયી

દેવ ગુરુ ધર્મ

## શત્રુંજયનું છ આરાનું પ્રમાણ

પહેલે આરે ૮૦ યોજન, બીજે આરે ૭૦ જોજન, ત્રીજે આરે ૬૦ જોજન, ચોથે આરે ૫૦ જોજન, પાંચમે આરે ૧૨ જોજન, છઠ્ઠે આરે ૭ હાથનો રહે છે.

## ચૌદ રાજલોકનું પ્રમાણ

એક દેવ સૌધર્મ દેવલોકથી હજાર ભાર લોઢાના ગોળાને પોતાના સર્વ બળથી ભૂમિ ઉપર ફેંકે ત્યારે તે ગોળાને ૬ માસ, ૬ દિવસ, ૬ પ્રહર, ૬ મુહૂર્ત, ૬ ઘડી અને ૬ પળ પૃથ્વી ઉપર આવતા એટલો ટાઇમ લાગે ત્યારે એક રાજનું પ્રમાણ થાય. તેવા ચૌદ રાજલોક છે.

## પચ્ચક્ખાણનું ફળ

| | | |
|---|---|---|
| ૧ નવકારશી | = | એક સો વર્ષનું નરકાયુ દૂર કરે. |
| ૨ પોરસી | = | એક હજાર ” ” ” |
| ૩ સાઢપોરીસી | = | દશ હજાર ” ” ” |
| ૪ પુરિમઢ | = | એક લાખ વર્ષનું નરકાયુ દૂર કરે. |
| ૫ એકાસણું | = | દશ લાખ ” ” ” |
| ૬ નિવિ | = | એક ક્રોડ ” ” ” |
| ૭ એકલઠાણું | = | દશ ક્રોડ ” ” ” |

| | | | | |
|---|---|---|---|---|
| ૮ એકદત્તિ | = સો ક્રોડ | ,, | ,, | ,, |
| ૯ આયંબિલ | = એકહજાર ક્રોડ ,, | | ,, | ,, |
| ૧૦ ઉપવાસ | = દશ હજાર ક્રોડ ,, | | ,, | ,, |

એવી રીતે એક એક ઉપવાસની વૃદ્ધિએ અનુક્રમે દશગણો અંક વધારવો

## સમૂર્ચ્છિમ મનુષ્યને ઉપજવાના ચૌદ સ્થાનકો

૧ વડી નીતિમાં, ૨ લઘુનીતિમા, ૩ શ્લેષ્મમા, ૪ શરીરના મેલમા, ૫ નાકના મેલમા, ૬ ઉલટીમા, ૭ પિત્તમા, ૮ પરૂમા, ૯ લોહીમાં, ૧૦ વીર્યમા, ૧૧ મૃત કલેવરમા, ૧૨ સ્ત્રી-પુરુષના સંયોગમા, ૧૩ નગરની ખાઇમા, ૧૪ સર્વ અશુચિ સ્થાનમાં

## બાવીશ પરિસહો

૧ ક્ષુધા, ૨ પિપાસા, ૩ શીત, ૪ ઉષ્ણ ૫ દંસ, ૬ અચેલક, ૭ અરતિ, ૮ સ્ત્રી, ૯ ચરિયા, ૧૦[1] નૈષેધિકી, ૧૧ શય્યા, ૧૨ આક્રોશ, ૧૩ વધ, ૧૪ યાચના, ૧૫ અલાભ, ૧૬ રોગ, ૧૭ તૃણસ્પર્શ, ૧૮ મલ, ૧૯ સત્કાર, ૨૦ પ્રજ્ઞા, ૨૧ જ્ઞાન, ૨૨ સમ્યક્ત્વ

## સાધુના સત્તાવીશ ગુણો

(૫) પાચ મહાવ્રતના પાલક ૭ જીવની કાયના રક્ષક (૬) (૧) રાત્રિભોજનના ત્યાગી, પાંચ ઇંદ્રિય અને લોભનો નિગ્રહ કરે (૬) ૧ ક્ષમા ધારણ કરે ૧ ભાવની વિશુદ્ધિ રાખે ૧ વિશુદ્ધ રીતે પડિલેહણ કરે ૧ પાચ સમિતિ ત્રણ ગુપ્તિનુ પાલન કરે ૧ મન ૧ વચન ૧ કાયાને માઠા કામે પ્રવર્તાવે નહિ ૧ બાવીશ પરિસહોને સહન કરે ૧ મરણાંત કષ્ટ આવે તો પણ ચારિત્ર છોડે નહિ

---

૧ શ્મશાન આદિમા કાઉસ્સગ્ગ ધ્યાને રહેતા વ્યાઘ્ર આદિકથી ડરવું નહિ

## ૬૩ શલાકા પુરુષો

૨૪ તીર્થંકર. ૧૨ ચક્રવર્તી. ૯ વાસુદેવ. ૯ પ્રતિવાસુદેવ. ૯ બળદેવ. તેમના પિતા ૫૨. માતા ૬૧. શરીર ૬૦. જીવ ૫૯.

## આઠ મદ

જાતિ, બળ, રૂપ, શ્રુત, ઐશ્વર્ય, લાભ, તપ, કુળમદ.

## તીર્થ બે પ્રકારના

| જંગમ તીર્થ | સ્થાવર તીર્થ |
|---|---|
| સાધુ | દહેરાસર |

## છ ઉપધાનના નામો

૧ પંચમંગલ મહાશ્રુત સ્કન્ધ. ૨ પ્રતિક્રમણ શ્રુત સ્કન્ધ. ૩ શક્રસ્તવ-(નમુત્થુણં) અધ્યયન. ૪ ચૈત્યસ્તવ અધ્યયન. ૫ નામસ્તવ(લોગસ્સ) અધ્યયન. ૬ શ્રુતસ્તવ (પુક્ખરવરદીવડ્ઢે).

## પાંચ કલ્યાણક

ચ્યવન, જન્મ, દીક્ષા, કેવળજ્ઞાન, મોક્ષ.

## વાર્ષિક દાનની સંખ્યા

ત્રણસો અઠ્યાસી ક્રોડ, એંશી લાખનું હોય છે.

## એક પૂર્વના વર્ષ કેટલા ?

૭૦ લાખ ક્રોડ અને ૫૬ હજાર ક્રોડ.

## સાતમી નરકમાં કેટલા રોગો છે ?

૫૬૮૯૯૫૮૪ આટલા રોગો સાતમી નરકનો જીવ એકીસાથે ભોગવે છે.

## પાંચમા આરાના છેડે રહેનારા ચતુર્વિધ સંઘના નામ

દુપ્પસહ સૂરિજી. ફલ્ગુશ્રી સાધ્વી. નાગીલ શ્રાવક. સત્યશ્રી શ્રાવિકા.

## એક સામાયિકમાં દેવગતિનું આયુષ્ય કેટલું બંધાય ?

બાણું ક્રોડ ઓગણસાઠ લાખ પચ્ચીશ હજાર નવસો પચ્ચીસ પલ્યોપમથી અધિક આયુષ્ય બંધાય છે, અને પોસહ કરનારને તેથી ત્રીશગણું બંધાય છે

## સામાયકની કીંમત

એક માણસ દિવસે દિવસે લાખ ખાડી સોનું દાન આપે અને એક માણસ રોજ સામાયક કરે, તો દાન આપનારા કરતા સામાયક કરનારો વધી જાય છે

## નવકાર મંત્રની મહત્તા

નવકાર મંત્રનો એક અક્ષર સાત સાગરોપમના ( અસંખ્યાતા વર્ષના ) એક પદ પચાસ સાગરોપમના અને આખો નવકાર મંત્ર પાચસો સાગરોપમના પાપને હણે છે.

## દેવતાઓ કેટલા કારણથી મનુષ્યલોકમાં આવે છે ?

૧ તીર્થંકરોના પાચ કલ્યાણકમા. ૨ મહર્ષીઓના તપના પ્રભાવથી અને ૩ પૂર્વજન્મના સ્નેહથી.

## ત્રણ સુપાત્રો

ઉત્તમ પાત્ર સાધુ, મધ્યમ પાત્ર શ્રાવક અને જઘન્ય પાત્ર અવિરતી સમ્યગ્દૃષ્ટિ

## સંઘની વ્યાખ્યા

વીતરાગ ભગવાનની આજ્ઞા યુક્ત એક સાધુ, એક સાધ્વી, એક શ્રાવક અને એક શ્રાવિકા સંઘ કહેવાય છે બાકી આજ્ઞારહિત ગમે તેટલા હોય તો તેને હાડકાનો સમુદાય કહેવાય છે.

## બ્રહ્મચર્ય વ્રતની મહત્તા

કોઇ માણસ કનક કોટી આપે અગર સુવર્ણનું દહેરાસર બંધાવે. તેના કરતા પણ બ્રહ્મચર્ય વ્રત ધારણ કરનારાને અધિક પુણ્ય થાય છે.

---

## સમકિત પામ્યા પછી ભગવાનના ભવોની સંખ્યા

| રીખવદેવ | ચંદ્રપ્રભ | શાંતિનાથ | મુનિસુવ્રત | નેમનાથ | પાર્શ્વનાથ | વીર ભગવાન |
|---|---|---|---|---|---|---|
| ૧૩ ભવ | ૮ | ૧૨ | ૯ | ૯ | ૧૦ | ૨૭ |

બાકીના તીર્થંકરોના

૩

---

## ૧૪ બાહ્ય ગ્રન્થી

૧ મિથ્યાત્વ. ૬ હાસ્યષટ્ક. ૩ વેદ. ૪ કષાય.

---

## પાંચ પ્રકારના અવગ્રહ

ઇંદ્ર. ચક્રવર્તી. નૃપ. ઘરધણી અને સાધુ.

---

## બાર પર્ષદાના સ્થાનો

અગ્નિખૂણે=સાધ્વી, વૈમાનિક દેવીઓ અને મુનિવરો.
નૈઋત્યખૂણે=ભુવનપતિ, વ્યંતર, જ્યોતિષી.
વાયવ્યખૂણે=ભુવનપતિ, વ્યંતર અને જ્યોતિષીની દેવીઓ.
ઇશાનખૂણે=નર, નારી, વૈમાનિક દેવો.

---

## સ્થાપનાચાર્યના લક્ષણ

૧ આવર્ત–બળ અર્પે.
૨ „ –કલેશ આપે.
૩ „ –માન આપે.
૪ „ –શત્રુનો નાશ કરે.
૫ આવર્ત–ભયહરે
૬ „ –મહારોગ આપે.
૭ „ –રોગનો નાશ કરે.



# ખંડ ૧૭ મો

## ૨૧ ખમાસમણ તથા વિવિધ દુહાઓ

### શત્રુંજયના ૨૧ ખમાસમણ

૧ સિદ્ધાચલ સમરુ સદા, સોરઠ દેશ મોઝાર,
મનુષ્ય જન્મ પામી કરી, વદું વાર હજાર.

૨ અગ વસન મન ભૂમિકા, પૂજોપગરણ સાર,
ન્યાય દ્રવ્યવિધિ શુદ્ધતા, શુદ્ધિ સાત પ્રકાર

૩ કાર્તિક સુદિ પુનમ દિને, દશ કોડી પરિવાર,
દ્રાવિડ ને વારિખિલ્લજી, સિદ્ધ થયા નિરધાર.

૪ તિણે કારણ કાર્તિક દિને, સઘ સકળ પરિવાર,
આદિદેવ સન્મુખ રહી, ખમાસમણ બહુ વાર

૫ એકવીસ નામે વર્ણવ્યો, તિહાં પહેલું અભિધાન,
"શત્રુંજય" શુકરાજથી, જનક વચન બહુમાન સિદ્ધા૦ ૧

*　　*　　*

૬ સમોસર્યા સિદ્ધાચળે, પુંડરીક ગણધાર,
લાખ સવા મહાતમ કહ્યું, સુરનર સભા મોઝાર

૭ ચૈત્રી પુનમને દિને, કરી અણસણ એક માસ,
પાચ કોડી મુનિ સાથશું, મુક્તિનિલયમા વાસ

૮ તીણે કારણ 'પુડરીકગિરિ', નામ થયુ વિખ્યાત,
મન વચન કાયે વદીએ, ઊઠી નિત્ય પ્રભાત. સિદ્ધા૦ ૨

*　　*　　*

૯ વીસ કોડીશું પાંડવા, મોક્ષ ગયા ઇણે ઠામ;
એમ અનંત મુકતે ગયા, 'સિદ્ધક્ષેત્ર' તીણે નામ. સિદ્ધા૦ ૩

*   *   *

૧૦ અડસઠ તીરથ નહાવતાં, અંતરંગ ઘડી એક;
તુંબી જળ સ્નાને કરી, જાગ્યો ચિત્ત વિવેક.
૧૧ ચંદ્રશેખર રાજા પ્રમુખ, કરમ કઠીન મલધામ;
અચળપદે વિમળા થયા, તિણે "વિમળાચળ" નામ. સિદ્ધા૦ ૪

*   *   *

૧૨ પર્વતમાં સુરગિરિ વડો, જિન અભિષેક કરાય;
સિદ્ધ હુઆ સ્નાતકપદે, સુરગિરિ નામ ધરાય.
૧૩ ભરતાદિ ચૌદ ક્ષેત્રમાં, એ સમ તીરથ ન એક;
તિણે 'સુરગિરિ' નામે નમું, જ્યાં સુરવાસ અનેક. સિદ્ધા૦ ૫

*   *   *

૧૪ એંસી યોજન પૃથુલ છે, ઊંચપણે છવ્વીસ;
મહિમા મોટો ગિરિ 'મહાગિરિ' નામ નમીશ.
૧૫ ગણધર ગુણવંતા મુનિ, વિશ્વમાંહે વંદનિક;
જેહવો તેહવો સંયમી, એ તીરથે પૂજનિક. સિદ્ધા૦ ૬

*   *   *

૧૬ વિપ્ર લોક વિષધર સમા, દુઃખીયા ભૂતલ માન;
દ્રવ્ય લિંગ કણ ક્ષેત્ર સમ, મુનિવર છીપ સમાન.
૧૭ શ્રાવક મેઘ સમા કહ્યા, કરતાં પુણ્યનું કામ;
પુણ્યની રાશી વધે ઘણી, તેણે 'પુણ્યરાશી' નામ. સિદ્ધા૦ ૭

*   *   *

૧૮ સંયમધર મુનિવર ઘણાં, તપ તપતા એક ધ્યાન;
કર્મ વિયોગે પામિયા, કેવળ લક્ષ્મી નિધાન.

૧૯ લાખ એકાણું શિવ વર્યા, નારદશું અણગાર,
નામ નમો તેણે આઠમું, 'શ્રીપદ'ગિરિ નિરધાર સિદ્ધા૦ ૮

*     *     *

૨૦ શ્રી સીમધરસ્વામીએ, એ ગિરિ મહિમા વિલાસ
ઇંદ્રની આગે વર્ણવ્યો, તેણે એ 'ઇંદ્રપ્રકાશ' સિદ્ધા૦ ૯

*     *     *

૨૧ દશ કોડી અણુવ્રતધરા, ભકતે જમાડે સાર,
જૈન તીર્થ યાત્રા કરે, લાભતણો નહિ પાર

૨૨ તેહથકી સિદ્ધાચળે, એક મુનિને દાન,
દેતા લાભ ઘણો હુવે, 'મહાતીર્થ' અભિધાન સિદ્ધા૦ ૧૦

*     *     *

૨૩ પ્રાયે એ ગિરિ શાશ્વતો, રહેશે કાળ અનંત,
શત્રુંજય મહાતમ સુણી, નમો 'શાશ્વતગિરિ' સંત સિદ્ધા૦ ૧૧

*     *     *

૨૪ ગૌ નારી બાલક મુનિ, હત્યા ચાર કરનાર,
જાત્રા કરતા કાર્તિકી, ન લહે પાપ લગાર.

૨૫ જે પરદારાલંપટી, ચોરીના કરનાર,
દેવદ્રવ્ય ગુરૂદ્રવ્યના, જે વળી ચોરણહાર.

૨૬ ચૈત્રી કાર્તિકી પુનમે, કરે જાત્રા ઇણે ઠામ,
તપ તપતા પાતિક હણે, તિણે દૃઢશક્તિ નામ સિદ્ધા૦ ૧૨

*     *     *

૨૭ ભવ ભય પામી નીકળ્યા, થાવચ્ચાસુત જેહ,
સહસ મુનિશું શિવ વર્યા, 'મુક્તિનિલય'ગિરિ તેહ સિદ્ધા૦ ૧૩

*     *     *

૨૮ ચદા સૂરજ બેઉ જણા, ઊભા ઇણે ગિરિ શૃંગ,
કરી વર્ણવને વધાવીયો 'પુષ્પદંત' ગિરિ રંગ. સિદ્ધા૦ ૧૪

*     *     *

૨૯ કર્મ કઠણ ભવજલ તરી, ઈહાં પામ્યા શિવસદ્મ;
પ્રાણી પદ્મ નિરંજની, વંદો ગિરિ મહાપદ્મ. સિદ્ધા૦ ૧૫

*     *     *

૩૦ શિવવહુ વિવાહ ઓચ્છવે, મંડપ રચીયો સાર;
મુનિવર વર બેઠક ઘણી, પૃથ્વીપીઠ મનોહાર. સિદ્ધા૦ ૧૬

*     *     *

૩૧ શ્રી 'સુભદ્રગિરિ' નમો, ભદ્ર તે મંગલ રૂપ;
જલતરૂ રજ ગિરિવરતણી, શિષ ચઢાવે ભૂપ. સિદ્ધા૦ ૧૭

*     *     *

૩૨ વિદ્યાધર સુર અપ્સરા, નદી શત્રુંજી વિલાસ;
કરતા હરતા પાપને, ભજીએ ભવિ 'કૈલાસ'. સિદ્ધા૦ ૧૮

*     *     *

૩૩ બીજા નિર્વાણી પ્રભુ, ગઈ ચોવીશી મોઝાર;
તસ ગણધર મુનિમાં વડા, નામે કદંબ અણગાર.
૩૪ પ્રભુ વચને અણસણ કરી, મુક્તિપુરીમાં વાસ;
નામે 'કદંબગિરિ' નમો, તો હોય લીલ વિલાસ. સિદ્ધા૦ ૧૯

*     *     *

૩૫ પાતાળે જસ મૂળ છે, ઉજ્જવલ ગિરિનું સાર;
ત્રિકરણે યોગે વંદતા, અલ્પ હોય સંસાર. સિદ્ધા૦ ૨૦

*     *     *

૩૬ તન મન ધન સુતવલ્લભા, સ્વર્ગાદિ સુખભોગ;
જે વંછે તે સંપજે, શિવરમણી સંયોગ.
૩૭ વિમલાચલ પરમેષ્ઠીનું, ધ્યાન ધરે ષટ્ માસ;
તેજ અપૂર્વ વિસ્તરે, પૂરે સઘળી આશ.
૩૮ ત્રીજે ભવ સિદ્ધિ લહે, એ પણ પ્રાયીક વાચ;
ઉત્કૃષ્ટા પરિણામથી, અંતરમુહૂર્ત સાચ.
૩૯ સર્વ 'કામદાયક' નમો, નામ કરી ઓળખાણ;
શ્રી શુભવીરવિજય પ્રભુ, નમતાં ક્રોડ કલ્યાણ. સિદ્ધા૦ ૨૧

## શ્રી શત્રુંજયના દુહા

સિદ્ધાચલ સમરુ સદા, સોરઠ દેશ મોઝાર,
મનુષ્ય જન્મ પામી કરી, વંદૂં વાર હજાર ૧
સોરઠ દેશમા સચર્યો, ન ચઢ્યો ગઢ ગિરનાર,
શત્રુંજી નદી નાહ્યો નહિ, તેનો એળે ગયો અવતાર ૨
શત્રુંજી નદી નાહીને, મુખ બાંધી મુખકોશ,
દેવ યુગાદિ પૂજીએ, આણી મન સંતોષ ૩
જગમા તીરથ દો વડા, શત્રુંજય ગિરનાર,
એક ગઢ રૂષભ સમોસર્યા, એક ગઢ નેમકુમાર ૪
સિદ્ધાચલ સિદ્ધિ વર્યા, ગ્રહી મુનિ લિંગ અનંત,
આગે અનંતા સિદ્ધશે, પૂજો ભવિ ભગવંત ૫
શત્રુંજયગિરિ મંડણો, મરૂદેવાનો નંદ,
યુગલા ધર્મ નિવારણો, નમો યુગાદિ જિણંદ ૬
જાત્રા નવાણું જે કરે, ઉત્કૃષ્ટે પરિણામ,
પૂજા નવાણું પ્રકારની, રચતા અવિચલ ધામ ૭
ડુંગર ચઢવા દોહીલા, ઉતરતા નહિ વાર,
શ્રી આદીશ્વર પૂજતા, હોવે ભવનો પાર ૮

## શ્રી સીમંધરસ્વામીના દુહા

અનંત ચોવીશી જિન નમુ, સિદ્ધ અનંતી ક્રોડ,
કેવળ ધર મુક્તિ ગયા, વંદું બે કરજોડ ૧
બે કોડી કેવળધરા, વિહરમાન જિન વીશ,
સહસ કોટિ યુગલ નમું, સાધુ નમુ નિશદિશ ૨
જે ચારિત્રે નિર્મળા, તે પંચાનન સિંહ,
વિષય કષાયે ન ગંજ્યા, તે પ્રણમું નિશદિશ ૩
શ્રી બ્રહ્માણી શારદા, સરસ્વતિ સુપસાય,
શ્રી સીમંધર વિનવુ, સાંનિધ્ય કરજો માય ૪

રંક તણી પેરે રડવળ્યો, નિરધણીયો નિરધાર;
શ્રી સીમંધર સાહિબા, તુમ વિન ઇણ સંસાર. ૫
તું છે મારો સાહિબો, હું છું તારો દાસ;
ગુણ અવગુણ સહુ ઉવેખીને, કરુણા કરજો ખાસ. ૬
શ્રી સીમંધર સાહિબા, અરજ કરું કરજોડ;
જબ લગી શશી સુરજ વસે, વંદના મારી હોય. ૭
શ્રી સીમંધર મહાવિદેહમાં, બેઠા કરે વખાણ;
વંદના મારી ત્યાં જઇ, કહેજો ચંદા ભાણ. ૮

## પ્રદક્ષિણા દેતાં બોલવાના દુહા

કાલ અનાદિ અનંતથી, ભવભ્રમણનો નહિં પાર;
તે ભ્રમણ નીવારવા, પ્રદક્ષિણા દઉ ત્રણ વાર. ૧
ભમતીમાં ભમતાં થકાં, ભવભાવઠ દૂર પલાય;
દર્શન જ્ઞાન ચારિત્રરૂપ, પ્રદક્ષિણા ત્રણ દેવાય. ૨
જન્મ મરણાદિ સવી ભય ટલે, સીઝે જો વાંછિત કાજ;
રત્નત્રય પ્રાપ્તિ ભણી, દર્શન કરો જિનરાજ. ૩
જ્ઞાન વડું સંસારમાં, જ્ઞાન પરમ સુખ હેત;
જ્ઞાન વિના જગ જીવડા, ન લહે તત્ત્વ સંકેત. ૪
ચય તે સંચય કર્મનો, રિકત કરે વળી જેહ;
ચારિત્ર નામ નિર્યુકતે કહ્યું, વંદો તે ગુણગેહ. ૫
દર્શન જ્ઞાન ચારિત્રરૂપ, પ્રદક્ષિણા ત્રણ નીરધાર;
ત્રણ પ્રદક્ષિણા તે કારણે, ભવદુઃખ ભંજનહાર. ૬

## માંગલિક દુહા

અરિહંત નમો નમો સિદ્ધ નમો, નમો આચારજ ઉવજ્ઝાય નમો;
નમો સર્વ સાધુ નિરંજન, કેવલિપ્રણીત જિનધર્મ નમો. ૧
બાર દેવલોકે નવ ગ્રૈવેયકે પાંચ અનુત્તર ચૈત્ય નમો; વ્હાલા પાંચ અનુત્તર ચૈત્ય નમો. ભુવનપતિ વ્યંતર જ્યોતિષીમાં શાશ્વતાશાશ્વતા ચૈત્ય

નમો ૨ શત્રુંજય અષ્ટાપદ શ્રી ગિરનાર, પાવા ચંપા સમેતશિખર નમો,
ચતુર્વિધ સંઘને મંગલિક ભણતા, ભક્ત ભણે નિત્ય નિત્ય નમો.

---

## જૈન બાળકને સુંદર શિખામણ.

(દોહા)

શ્રી ચિંતામણિ પાર્શ્વનાથ, પ્રેમે પ્રણમું પાય,
નામ જપતા પ્રાણીને, આધિ વ્યાધિ ભય જાય ૧
અથિર અસાર સંસારમાં, ધર્મ વિના નથી સુખ,
ધર્મ વિનાના જીવડા, પગ પગ પામે દુઃખ ૨
મનુષ્ય જન્મ શ્રાવકકુલે, ઉત્તમ લહી અવતાર,
પાપ પ્રપંચને છોડીને, ધર્મ હિયામાં ધાર. ૩
નિત્ય સવારે ઉઠીને, ગણો મંત્ર નવકાર,
જિનમંદિર વહેલા જઈ, પૂજો જિન જયકાર ૪
ગુરુવંદન વિધિશું કરી, નવકારશી પચ્ચખ્ખાણ,
કરતા સાચા ભાવથી, પાપ કરમની હાણ. ૫
પાઠશાળામાં પ્રેમથી, વિનય સહિત ગુરુ પાસ,
આશાતના તજી જ્ઞાનની, કરો ધર્મ અભ્યાસ ૬
જીવદયા પાળો બહુ, જૂઠું કદીય ન ભાખ,
ચોરીથી ચિત્ત વારવું, લાજ હિયામાં રાખ. ૭
કંદમૂળ અભક્ષ્યને, ખાતા બહુલા પાપ,
તે કારણ છંડો સદા, સમજી મનમાં આપ ૮
રાત્રિભોજન મત કરો, સાંજે કરો ચોવિહાર,
લાભ અતિશય પામશો, થાશે સુખ શ્રીકાર ૯
સામાયિક સુંદર કરી, કરો તત્ત્વ-વિચાર,
પાપ કરમ દૂરે તજો, વેગે લહો ભવપાર. ૧૦
શ્રાવકના બાલકતણા, એ સુંદર આચાર,
પાળે જે બહુ પ્રેમથી, ઉત્તમ તસ અવતાર ૧૧

પ્રભુઆણાને શિર ધરી, ધર્મતણું ધરે ધ્યાન;
સુખ સઘળા પામી કરી, અનુક્રમે લહે નિર્વાણ. ૧૨

## પ્રતિક્રમણ કર્યા પછી બોલવાના

( દુહા )

અરિહંત અરિહંત સમરતા, લાધે મુક્તિનું ધામ;
જે નર અરિહંત સમરશે, તેહના સરશે કામ. ૧

સૂતા બેસતાં ઉઠતાં, જે સમરે અરિહંત;
દુઃખીયાના દુઃખ ભાંગશે, લહેશે સુખ અનંત. ૨

આશ કરો અરિહંતની, બીજી આશ નિરાશ;
જેમ જગમાં સુખીયા થયા, પામ્યા લીલ વિલાસ. ૩

ચેતન તેં એસી કરી, એસી ન કરે કોઇ;
વિષયારસને કારણે, સર્વસ્વ બેઠો ખોઇ. ૪

જો ચેતાય તો ચેતજે, જો બુઝાય તો બુઝ;
ખાનારા સૌ ખાઈ જશે, માથે પડશે તુજ. ૫

મુનિવર ચૌદ હજારમાં, શ્રેણિક સભા મોઝાર;
વીર જિણંદ વખાણીયો, ધન ધન્નો અણગાર. ૬

રાત્રિ ગમાઇ સોયકે, દિવસ ગમાયા ખાય;
હીરા જેસા મનુષ્ય ભવ, કવડી બદલે જાય. ૭

જસ ઘર જિનપૂજા નહિં, નહિ સુપાત્રે દાન;
તે કેમ પામે બાપડા, વિદ્યા રૂપ નિધાન. ૮

પરખો તોં પરખ્યો નહિ, દદ્દો કીધો દૂર;
લલ્લાશું લાગી રહ્યો, નન્નો રહ્યો હજૂર. ૯

# ખંડ અઢારમો

## શત્રુંજય લઘુકલ્પ તથા રત્નાકર પચ્ચીશીના દુહા

अइमुत्तय केवलिणा, कहिअ सत्तुंजतित्थमाहप्पं ।
नारयरिसिस्स पुरओ, तं निसुणह भावओ भविआ ॥ १ ॥

અતિમુક્ત કેવળી ભગવાને જે શત્રુંજયતીર્થનું માહાત્મ્ય નારદઋષિની પાસે કહ્યું છે તે માહાત્મ્યને હે ભવ્ય જીવો ! તમે ભાવપૂર્વક સાભળો.

सेत्तुंजे पुंडरीओ, सिद्धो मुणि कोडिपंचसंजुत्तो ।
चित्तस्स पुणिमाए, सो भन्नई तेण पुंडरिओ ॥ २ ॥

ચૈત્ર માસની પૂર્ણિમાને દિવસે શ્રી શત્રુંજય ઉપર પુંડરીકસ્વામી (આદીશ્વર ભગવાનના પ્રથમ ગણધર) પાચ ક્રોડ મુનિઓ સહિત સિદ્ધિપદને પામ્યા તેથી તે પુંડરીકગિરિ કહેવાય છે.

नमिविनमिरायाणो, सिद्धा कोडिहि दोहिं साहूणं ।
तह दविडवालिखिल्ला, निव्वुआ दसय कोडिओ ॥ ३ ॥

નમિ અને વિનમિ નામના બે વિદ્યાધર રાજાઓ બે ક્રોડ સાધુઓ સહિત સિદ્ધ થયા તથા દ્રાવિડ અને વાલિખિલ્લ નામના મુનિઓ દસ ક્રોડ સાધુ સહિત નિવૃત્તિ( મોક્ષ )પદને પામ્યા છે.

पज्जून्नसंबपमुहा, अद्धुट्ठाओ कुमारकोडीउ ।
तह पडवा वि पंचय, सिद्धि गया नारयरिसीय ॥ ४ ॥

પ્રદ્યુમ્ન અને સાંબકુમાર પ્રમુખ ( વિગેરે ) સાડાત્રણ ક્રોડ કુમારો, પાંચ પાંડવો તથા નારદઋષિ સિદ્ધિપદને પામ્યા છે.

**थावच्चा सुय सेलगाय, मुणिणो वि तह राममुणि ।**
**भरहो दसरह पुत्तो, सिद्धा वंदामि सेत्तुंजे ॥ ५ ॥**

થાવચ્ચાપુત્ર, શુકપરિવ્રાજક ( શુકાચાર્ય ), સેલગાચાર્ય તથા દશરથના પુત્ર શ્રી રામચંદ્રજી અને ભરત પણ શ્રી શત્રુંજય તીર્થને વિષે સિદ્ધ થયા તે સર્વને હું વંદના કરું છું.

**अन्नेवि खवियमोहा, उसमाइ विसालवंससंभूआ ।**
**जे सिद्धा सत्तुंजे, तं नमह मुणि असंखिज्जा ॥ ६ ॥**

ઋષભાદિકના વિશાળ વંશમાં ઉત્પન્ન થએલા બીજા પણ અસંખ્ય મુનિઓ જેઓ મોહનો ક્ષય કરી શત્રુંજયતીર્થને વિષે સિદ્ધ થયા છે તે મુનિને તમો નમસ્કાર કરો.

**पन्नास जोयणाइं, आसि सत्तुंज वित्थरो मूले ।**
**दस जोयण सिहरतले, उच्चत्तं जोयणा अट्ठ ॥ ७ ॥**

શ્રી શત્રુંજયગિરિ ( ઋષભદેવસ્વામીના સમયે ) મૂળમાં પચાસ યોજનના વિસ્તારવાળો, શિખર ઉપર દશ યોજન વિસ્તારવાળો અને ઊંચો આઠ યોજન હતો.

**जं लहइ अन्न तित्थे, उग्गेण तवेण बंभचेरेण ।**
**तं लहइ पयत्तेणं, सेत्तुंजगिरिम्मि निवसंतो ॥ ८ ॥**

ઉગ્ર તપસ્યા તથા બ્રહ્મચર્ય વડે જે ફળ અન્ય તીર્થમાં થાય છે તે ફળ શ્રી શત્રુંજયગિરિ પર પ્રયત્નપૂર્વક વસવા માત્રથી જ થાય છે.

**जं कोडिए पुन्नं, कामिय आहार भोइया जेउ ।**
**तं लहइ तत्थ पुन्नं, एगोवासेण सेत्तुंजे ॥ ९ ॥**

એક ક્રોડ મનુષ્યોને ઇચ્છિત આહારનુ ભોજન કરાવવાથી જે પુણ્ય થાય છે તેટલુ પુણ્ય શ્રી શત્રુંજયગિરિરાજ ઉપર માત્ર એક ઉપવાસ કરવાથી પ્રાપ્ત થાય છે

जं किंचि नाम तित्थं, सग्गे पायाले माणुसे लोए ।
तं सव्वमेव दिट्ठं, पुंडरिए वंदिए संते ॥ १० ॥

સ્વર્ગમાં, પાતાલમા અને મનુષ્ય લોકમાં જે કોઈ નામ તીર્થ છે તે સર્વ તીર્થોને માત્ર પુડરીકગિરિને વદન કરવાથી જ જોયા સમજવા. અર્થાત્ શ્રી શત્રુંજયતીર્થને વદન કરવાથી સર્વ તીર્થોને વદન કર્યાનુ ફળ પ્રાપ્ત થાય છે

पडिलामंते संघं, दिट्ठमदिट्ठे य साहु सेत्तुंजे ।
कोडिगुणं अदिट्ठे, दिट्ठे अ अणंतयं होइ ॥ ११ ॥

શ્રી શત્રુંજયના માર્ગમાં જતા જે પુરુષ શત્રુંજયને જોયે અગર ન જોયે, સાધુ સઘને પડિલાભે (વહોરાવે) તો શત્રુંજયને નહિ જોયો હોય તો ક્રોટિગણુ ફળ પ્રાપ્ત થાય છે અને શત્રુંજયને દીઠે તો અનતગણુ ફળ થાય છે

केवल नाणुप्पत्ति, निव्वाणं आसि जत्थ साहूणं ।
पुंडरिए वंदित्ता, सव्वे ते वंदिया तत्थ ॥ १२ ॥

જે જે સ્થાને સાધુઓને કેવળજ્ઞાનની ઉત્પત્તિ થઈ છે અને જ્યાં જ્યા નિર્વાણ (મોક્ષ) પામ્યા છે તે સર્વે સ્થાનોને પુડરીકગિરિને વદન કરવાથી વાદ્યા એમ સમજવુ

अट्ठावयं समेए, पावा चंपाइ उज्जत नगे य ।
वंदित्ता पुन्नफलं, सयगुणं त पि पुंडरिए ॥ १३ ॥

અષ્ટાપદ, સમેતશિખર, પાવાપુરી, ચપાપુરી અને ગિરનાર ટ

સર્વે તીર્થોને વાંદવાથી જે પુણ્ય ફળ થાય છે તે કરતાં સોગણું પુણ્ય પુંડરીકગિરિને વાંદવા માત્રથી થાય છે.

पुआकरणे पुन्नं, एगगुणं सयगुणं च पडिमाए ।
जिणभवणेण सहस्सं, णंतगुणं पालणे होइ ॥ १४ ॥

આ તીર્થરાજને વિષે પૂજા કરવાથી એકગણું, પ્રતિમા સ્થાપન કરવાથી સોગણું, અને જિનભવન કરાવવાથી હજારગણું પુણ્ય થાય છે, અને એ તીર્થનું પાલન-રક્ષણ કરવાથી અનંતગણું પુણ્ય થાય છે.

पडिमं चेइहरं वा, सित्तुंजगिरिस्स मत्थए कुणइ ।
भुत्तूण भरहवासं, वसइ सग्गे निरुवसग्गे ॥ १५ ॥

જે મનુષ્ય શ્રી શત્રુંજયગિરિના શિખર ઉપર પ્રતિમા બેસાડે અથવા ચૈત્ય કરાવે, તે ભરતક્ષેત્રને ભોગવીને એટલે ચક્રવર્તી થઇને પછી સ્વર્ગ તથા મોક્ષને વિષે વાસ કરે છે અર્થાત્ સ્વર્ગના તથા મોક્ષના સુખને પામે છે.

नवकार पोरिसीए, पुरिमड्ढेगासणं च आयामं ।
पुंडरीयं च सरंतो, फलकंखी कुणइ अभतट्ठं ॥ १६ ॥

छट्ठट्ठम दसम दुवालसाणं, मासद्ध मासखवणाणं ।
तिगरणसुद्धो लहइ, सित्तुंजं संभरंतो अ ॥ १७ ॥

ઉત્તમ ફળની આકાંક્ષાવાળો જે મનુષ્ય પુંડરીકગિરિનું સ્મરણ કરતો નવકારશી, પોરિસી, પુરિમઢ-એકાસણું, આંબિલ અને ઉપવાસ કરે છે, તે ત્રિકરણ શુદ્ધે શ્રી શત્રુંજયનું ધ્યાન કરવાથી અનુક્રમે છઠ્ઠ ( બે ઉપવાસ ), અઠ્ઠમ ( ત્રણ ઉપવાસ ), દશમ ( ચાર ઉપવાસ ), અર્ધ-માસ અને માસખમણનું ફળ પામે છે.

छट्ठेणं भत्तेणं, अपाणेणं तु सत्त जत्ताइं ।
जो कुणइ सेत्तुंजे, तइय भवे लहइ सो मुक्खं ॥ १८ ॥

જે મનુષ્ય શત્રુંજય તીર્થ પર ચઉવિહારો (પાણી વિનાનો), છઠ્ઠ કરીને સાત યાત્રાઓ કરે તે ત્રીજે ભવે મોક્ષપદને પામે છે

अज्जवि दीसइ लोए, भत्तं चइऊण पुंडरीय नगे।
सग्गे सुहेण वच्चइ, सीलविहूणो वि होऊण ॥ १९ ॥

આજ સુધી લોકમા દેખાય છે કે શીલ રહિત મનુષ્ય પણ પુંડરિકગિરિરાજ ઉપર આહાર–પાણીનો ત્યાગ કરીને (અનશન કરી) રહેવાથી સુખપૂર્વક સ્વર્ગમાં જાય છે

छत्तंज्झय पडागं, चामर भिंगार थालदाणेण।
विज्जाहरो अ हवइ, तह चक्की होइ रहदाणा ॥ २० ॥

આ તીર્થ ઉપર છત્ર, ધ્વજા, પતાકા, ચામર, ભૃંગાર (કલશ) અને થાળનુ દાન કરવાથી મનુષ્ય વિદ્યાધર થાય છે તથા રથનુ દાન કરવાથી ચક્રવર્તી થાય છે

दस वीस तीस चत्ता लख पन्नासा पुप्फदाणेण।
लहइ चउत्थ छट्ठट्ठम, दसम दुवालस फलाइ ॥ २१ ॥

આ તીર્થમા દશ લાખ, ત્રીશ લાખ, ચાલીશ લાખ અને પચાશ લાખ પુષ્પની માળાનુ દાન કરવાથી મનુષ્ય અનુક્રમે એક, બે, ત્રણ, ચાર અને પાચ ઉપવાસનું ફળ પામે છે

धुवे पक्खुववासो, मासक्खमणं कपूरधूवम्मि।
कत्तिय मासक्खमणं, साहू पडिलाभिए लहइ ॥ २२ ॥

આ તીર્થમાં (કૃષ્ણાગુરુ) આદિનો ધૂપ કરવાથી પંદર ઉપવાસનુ. કપૂરનો ધૂપ કરવાથી માસ ઉપવાસનુ અને સાધુને પ્રતિલાભવાથી (વહોરાવવાથી) કેટલાક માસના ઉપવાસનું ફળ થાય છે

**न वि तं सुवन्नभूमिभूसणदाणेण अन्नतित्थसु ।**
**जं पावइ पुन्नफलं, पूआ न्हवणेण सित्तुंजे ॥ २३ ॥**

અન્ય તીર્થોમાં સુવર્ણ, ભૂમિ અને ભૂષણનું દાન દેવાથી પણ જે પુણ્ય ફળ મલી શકતું નથી, તે પુણ્યફળ શ્રી શત્રુંજય તીર્થમાં પૂજા અને ન્હવણ સાત્ર કરવાથી પ્રાપ્ત થાય છે.

**कंतार चोर सावय, समुद्दारिद्द रोगरिउ रुद्दा ।**
**मुच्चंति अविग्घेणं, जे सेत्तुंजं धरंति मणे ॥ २४ ॥**

જેઓ શ્રી શત્રુંજય તીર્થનું મનમાં ધ્યાન કરે છે, તેઓ અરણ્ય, ચોર, ( શ્વાપદ ) સિંહ આદિ સમુદ્ર, દારિદ્ર, રોગ, દુશ્મનો આદિ ભયંકર ભયોથી નિર્વિઘ્ને મુકત બને છે.

**सारावली पयन्नग-गाहाओ सुअहरेण भणिआओ ।**
**जो पढइ गुणइ निसुणइ, सो लहइ सित्तुंजजत्तफलं ॥ २५ ॥**

શ્રુતધર ભગવાને કહેલી અને સારાવલી પયન્નામાં રહેલી આ ગાથાઓ જે મનુષ્ય ભણે, ગણે કે સાંભળે, તે શ્રી શત્રુંજય તીર્થની યાત્રાનું ફળ પામે છે.

---

## શ્રી રત્નાકર પચ્ચીશી.

મંદિર છો મુક્તિતણા, માંગલ્ય ક્રીડાના પ્રભુ,
ઇંદ્ર નર ને દેવતા, સેવા કરે તારી વિભુ;
સર્વજ્ઞ છો સ્વામી વળી, શીરદાર અતિશય સર્વના,
ઘણું જીવ તું ઘણું જીવ તું, ભંડાર જ્ઞાન કળા તણા. ૧

ત્રણ જગતના આધાર જે, અવતાર હે કરુણાતણા,
વળી વૈદ્ય હે ! દુર્વાર આ સંસારના દુઃખો તણા;

વીતરાગ વલ્લભ વિશ્વના તુજ પાસ અરજી ઉચ્ચરું,
જાણો છતાં પણ કહી અને આ હૃદય હું ખાલી કરૂં. ૨

શુ બાળકો મા-બાપ પાસે બાળક્રીડા નવ કરે ?
તે મુખમાંથી જેમ આવે તેમ શુ નવિ ઉચ્ચરે ?
તેમજ તમારી પાસ તારક આજ ભોળા ભાવથી,
જેવુ બન્યુ તેવુ કહું તેમા કશુ ખોટું નથી ૩

મે દાન તો દીધુ નહિ ને શિયળ તો પાળ્યું નહિ,
તપથી દમી કાયા નહિ, શુભ ભાવ પણ ભાવ્યો નહિ;
એ ચાર ભેદે ધર્મમાંથી કાંઇ પણ પ્રભુ નવ કર્યું,
મારુ ભ્રમણ ભવસાગરે નિષ્ફળ ગયુ નિષ્ફળ ગયુ ૪

હુ ક્રોધ અગ્નિથી બળ્યો વળી લોભ સર્પ ડર્યો મને,
ગળ્યો માનરૂપી અજગરે હુ કેમ કરી ધ્યાવુ તને ?
મન મારું માયાજાળમા મોહન ! મહા મુઝાય છે,
ચઢી ચાર ચોરો હાથમાં, ચેતન ઘણો ચગદાય છે. ૫

મે પરભવે કે આ ભવે પણ હિત કાંઇ કર્યું નહિ,
તેથી કરી સસારમાં સુખ અલ્પ પણ પામ્યો નહિ;
જન્મો હમારા જિનજી ! ભવ પૂર્ણ કરવાને થયા,
આવેલ બાજી હાથમા અજ્ઞાનથી હારી ગયો ૬

અમૃત ઝરે તુજ મુખરૂપી ચદ્રથી તો પણ પ્રભુ,
ભિજાય નહિ મુજ મન અરેરે ! શુ કરું હું તો વિભુ !
પત્થરથકી પણ કઠણ મારુ મન ખરે ક્યાંથી દ્રવે ?
મરકટ સમા આ મનથકી હુ તો પ્રભુ હાર્યો હવે, ૭

ભમતા મહા ભવસાગરે પામ્યો પસાયે આપના,
જે જ્ઞાન-દર્શન-ચરણરૂપી રત્નત્રય દુષ્કર ઘણા;
તે પણ ગયા પરમાદના વશથી પ્રભુ કહુ હુ ખરુ,
કોની કને કિરતાર આ પોકાર હુ જઇને કરૂ ? ૮

ઠગવા વિભુ આ વિશ્વને વૈરાગ્યના રંગો ધર્યા,
ને ધર્મના ઉપદેશ રંજન લોકને કરવા કર્યા;
વિદ્યા ભણ્યો હું વાદ માટે કેટલી કથની કહું?
સાધુ થઇને બ્હારથી દાંભિક અંદરથી રહું. ૯

મેં મુખને મેલું કર્યું દોષો પરાયા ગાઇને,
ને નેત્રને નિંદિત કર્યા પરનારીમાં લપટાઇને;
વળી ચિત્તને દોષિત કર્યું ચિંતી નઠારું પરતણું,
હે નાથ! મારું શું થશે? ચાલાક થઇ ચુકયો ઘણું. ૧૦

કરે કાળજાને કતલ પીડા કામની બીહામણી,
એ વિષયમાં બની અંધ હું વિડંબના પામ્યો ઘણી;
તે પણ પ્રકાશ્યું આજ લાવી લાજ આપતણી કને,
જાણો સહુ તેથી કહું કર માફ મારા વાંકને. ૧૧

નવકાર મંત્ર વિનાશ કીધો અન્ય મંત્રો જાણીને,
કુશાસ્ત્રના વાકયોવડે હણી આગમોની વાણીને;
કુદેવની સંગતથકી કર્મો નકામાં આચર્યાં,
મતિ ભ્રમથકી રત્નો ગુમાવી કાચ કટકા મેં ગ્રહ્યા. ૧૨

આવેલ દૃષ્ટિમાર્ગમાં મૂકી મહાવીર આપને,
મેં મૂઢધીએ હૃદયમાં ધ્યાયા મદનના ચાપને;
નેત્રબાણો ને પયોધર નાભી ને સુંદર કટિ,
શણગાર સુંદરીઓ તણા છટકેલ થઇ જોયા અતિ. ૧૩

મૃગનયન સમ નારી તણાં મુખચંદ્ર નીરખ્યા અતિ,
મુજ મન વિષે જે રંગ લાગ્યો અલ્પ પણ ગૂઢો અતિ;
તે શ્રુતરૂપ સમુદ્રમાં ધોયા છતાં જાતો નથી,
તેનું કહો કારણ તમે બચું કેમ હું આ પાપથી? ૧૪

સુંદર નથી આ શરીર કે સમુદાય ગુણતણો નથી,
ઉત્તમ વિલાસ કળાતણો દેદીપ્યમાન પ્રભા નથી;

પ્રભુતા નથી તો પણ પ્રભુ અભિમાનથી અક્કડ ફરુ,
ચોપાટ ચાર ગતિતણી સંસારમાં ખેલ્યા કરૂ. ૧૫

આયુષ્ય ઘટતુ જાય તો પણ પાપબુદ્ધિ નવ ઘટે,
આશા જીવનની જાય પણ વિષયાભિલાષા નવ મટે,
ઔષધ વિષે કરુ યત્ન પણ હુ ધર્મને તો નવ ગણુ,
બની મોહમા મસ્તાન હું પાયા વિનાના ઘર ચણું ૧૬

આત્મા નથી પરભવ નથી વળી પુણ્ય પાપ કશુ નથી,
મિથ્યાત્વની કટુ વાણી મે ધરી કાન પીધી સ્વાદથી,
રવિસમ હતા જ્ઞાને કરી પ્રભુ આપશ્રી તો પણ અરે!
દીવો લઈ કૂવે પડ્યો ધિક્કાર છે મુજને ખરે ૧૭

મે ચિત્તથી નહિ દેવની કે પાત્રની પૂજા ચહી,
ને શ્રાવકો કે સાધુઓનો ધર્મ પણ પાળ્યો નહિ,
પામ્યો પ્રભુ નરભવ છતાં રણમા રડ્યા જેવુ થયુ,
ધોબી તણા કુત્તા સમુ મમ જીવન સહુ એળે ગયુ. ૧૮

હુ કામધેનુ કલ્પતરુ ચિંતામણીના પ્યારમાં,
ખોટા છતા ઝંખ્યો ઘણુ બની લુબ્ધ આ સંસારમા,
જે પ્રગટ સુખ દેનાર ત્હારો ધર્મ તે સેવ્યો નહિ,
મુજ મૂર્ખ ભાવોને નિહાળી નાથ! કર કરુણા કંઈ ૧૯

મે ભોગ સારા ચિંતવ્યા તે રોગ સમ ચિંત્યા નહિ,
આગમન ઇચ્છ્યું ધનતણુ પણ મૃત્યુને પ્રીછ્યુ નહિ,
નહિ ચિંતવ્યુ મે નર્ક કારાગૃહ સમી છે નારીઓ,
મધુબિંદુની આશામહીં ભયમાત્ર હુ ભૂલી ગયો ૨૦

હુ શુદ્ધ આચારોવડે સાધુ હૃદયમાં નવ રહ્યો,
કરી કામ પર ઉપકારના યશ પણ ઉપાર્જન નવ કર્યો,
વળી તીર્થના ઉદ્ધાર આદિ કોઈ કાર્યો નવ કર્યા,
ફોગટ અરે! આ લક્ષ ચોરાશીતણા ફેરા ફર્યા, ૨૧

ગુરુવાણીમાં વૈરાગ્યકેરો રંગ લાગ્યો નહિ અને,
દુર્જનતણા વાક્યોમહીં શાંતિ મળે ક્યાંથી મને ?
તરું કેમ હું સંસાર આ અધ્યાત્મ તો છે નહિ જરી,
તૂટેલ તળિયાનો ઘડો જળથી ભરાયે કેમ કરી ? ૨૨

મેં પરભવે નથી પુન્ય કીધું ને નથી કરતો હજી,
તો આવતા ભવમાં કહો ક્યાંથી થશે હે નાથજી !
ભૂત ભાવી ને સાંપ્રત ત્રણે ભવ નાથ હું હારી ગયો,
સ્વામી ત્રિશંકુ જેમ હું આકાશમાં લટકી રહ્યો. ૨૩

અથવા નકામું આપ પાસે નાથ શું બકવું ઘણું ?
હે દેવતાના પૂજ્ય ! આ ચારિત્ર મુજ પોતાતણું;
જાણો સ્વરૂપ ત્રણ લોકનું તો માહરું શું માત્ર આ ?
જ્યાં ક્રોડનો હિસાબ નહિ ત્યાં પાઈની તો વાત ક્યાં ? ૨૪

ત્હારાથી ન સમર્થ અન્ય દીનનો ઉદ્ધારનારો પ્રભુ,
મ્હારાથી નહિ અન્ય પાત્ર જગમાં જોતાં જડે હે વિભુ !
મુક્તિ મંગળસ્થાન તોય મુજને ઇચ્છા ન લક્ષ્મીતણી,
આપો સમ્યગ્‌રત્ન શ્યામ જીવને તો તૃપ્તિ થાયે ઘણી. ૨૫

# ખંડ ઓગણીશમો

## ગહુંલીઓ

### ૧ ભગવતી સૂત્રની ગહુંલી.

(રાગ–પૂજના તો કીજે રે બારમા જિનતણી રે)

ભવિ તમે પૂજો રે ભગવતી સૂત્રને રે, પૂજે હર્ષ અપાર, એ સાંભળતા અતિ સુખ ઉપજે રે, ન રહે રસનો પાર. ભવિ૦ ૧ ગૌતમે પૂછ્યા રે અતિશય ભાવથી રે, પ્રશ્ન છત્રીશ હજાર, શ્રી મહાવીર પ્રભુ આપે ઉત્તરો રે, એ છે તત્વનો સાર. ભવિ૦ ૨ ગુરુના મુખથી ભાવે સુણતા રે, ન રહે કર્મ લગાર; જે સુણે ભવિજન એકચિત્તથી રે, પામે ભવનો પાર. ભવિ૦ ૩ તત્ત્વત્રયી રત્નત્રયી એહથી રે, પામીએ આપોઆપ; જે ભવિજન ભાવે આરાધશે રે, પામશે સુખ અમાપ ભવિ૦ ૪ પુરણ શ્રુતનો અર્થ ન પામીયા રે, શ્રી સ્થૂલીભદ્ર મહારાય, જ્ઞાન ભણીને મદ નવિ કીજીએ રે, માનથી ભવમા ભમાય ભવિ૦ ૫ જિનાગમ પીસ્તાલીશ દેખતા રે, થાશે નિજાતમ ભાન, જ્ઞાન જ્ઞાનીની ભક્તિ ભાવથી રે, કરતા બોધ અમાન ભવિ૦ ૬ ધન્ય પ્રભુજી આગમ તાહરા રે, દીધી અમને સાન, અપૂર્વ સાધન છે આગમતણુ રે, તરવા ભવોદધિ વહાણ. ભવિ૦ ૭ ધન્ય પ્રભુજી શાસન તાહરુ રે, વારી જાઉં વાર હજાર, પ્રદીપ લોકોત્તર એહ છે રે, હરવા હૃદય અંધાર ભવિ૦ ૮ રહેશે યુગપ્રધાન પ્રભાવથી રે, એકવીશ વર્ષ હજાર, જે જે ભવિજન આરાધશે રે, જાશે શિવ મોઝાર. ભવિ૦ ૯ દેવગુરુ ધર્મ પસાયથી રે, લેશો ભવોદધિ પાર, આત્મકમલમા લબ્ધિ પામશે રે, પ્રવીણ મહિમા અપાર. ભવિ૦ ૧૦

---

## ૨ શ્રી કલ્પસૂત્રની ગહુંલી

( રાગ—સુતારીના બેટા તને વિનવું રે લોલ )

સુણો કલ્પસૂત્ર એક ચિત્તથી રે લોલ, ધરી હૃદયમાં ભક્તિ બહુમાન જો; સર્વ શાસ્ત્રોમાંહે શિરોમણિ રે લોલ, જગ કો નહિ એહ સમાન જો. સુણો૦ ૧ શ્રી ભદ્રબાહુસૂરિએ કર્યો રે લોલ, પૂર્વમાંહેથી જેહનો ઉદ્ધાર જો; સુણે એકવીશ વાર જે ભાવથી રે લોલ, લહે નિશ્ચે તે ભવનો પાર જો૦ સુણો. ૨ તીર્થમાંહે શત્રુંજય દાખીયો રે લોલ, મોટો મંત્રમાંહે નવકાર જો; તિમ સર્વ સિદ્ધાન્તોમાં વડું રે લોલ, કહ્યું કલ્પસૂત્ર નિરધાર જો. સુણો૦ ૩ કહ્યા આગમોને જિને અર્થથી રે લોલ, રચ્યા ગણધરે સૂત્ર મોઝાર જો; સૂરિ વાચક મુનિગણ ધર્મની રે લોલ, દીએ દેશના તેહ અનુસાર જો. સુણો૦ ૪ જિમ વિષધર વિષ વ્યાપ્યું ઘણું રે લોલ, હરે મંત્રાક્ષરો નહિ વારજો; તિમ સૂત્રાક્ષરો વેગે હણે રે લોલ, મોહ ભુજંગ વિષ પ્રચાર જો. સુણો૦ ૫ કાઢી વરઘોડો ખૂબ ઠાઠમાઠથી રે લોલ, કલ્પસૂત્ર ઘરે પધરાવજો; કરી રાત્રિજાગરણ પ્રભાવના રે લોલ, લો નર ભવકેરો લ્હાવ જો. સુણો. ૬ મુનિકલ્પ તથા વીર પાર્શ્વના રે લોલ, નેમિ આદિ ચરિત્ર વિસ્તાર જો; શ્રી લબ્ધિસૂરિ પદ પદ્મની રે લોલ, કરે સેવા ભવોદધિ પાર જો. સુણો. ૭

---

## ૩ દીક્ષા ગીત

( રાગ—પ્રભુ દરબારે આવો )

દીલને વૈરાગી બનાવો, જલ્દી ઘરકામ પતાવો, દીક્ષા લેવા...નો અવસર એ વહી જાય છે; તે ભવમાં મુક્તિ દેખે, તો પણ પ્રભુ દીક્ષા લે છે. દીક્ષા૦ ૧ સુર અસુરો ઇંદ્ર જેવા, ઇચ્છે દીક્ષા સુખ લેવા. દીક્ષા૦ ૨ લે દીક્ષા છ ખંડ ત્યાગી, ચક્રવર્તી વડ ભાગી. દીક્ષા૦ ૩ પામી જંબુ એ ટાણું, ને છોડ્યા ક્રોડ નવાણું. દીક્ષા૦ ૪ મંત્રી જે

અભયકુમાર, લે દીક્ષા બુદ્ધિભંડાર દીક્ષા૦ ૫ ધન્નો શાલિભદ્ર સાથે, દીક્ષા લે વીરપ્રભુ હાથે દીક્ષા૦ ૬ છે દીક્ષા સૌથી મોટી, દે મોહગઢને સોટી. દીક્ષા૦ ૭ શિવવહુ મેળવવા ચેટી, દીક્ષા એ ગુણુની પેટી. દીક્ષા૦ ૮ સંયમ ફરસે જો ભાવે, ભવ સાત આઠ શિવ જાવે. દીક્ષા૦ ૯ જો ઇચ્છો મુક્તિ લેવી, આરાધો દીક્ષા દેવી દીક્ષા૦ ૧૦ તે દીક્ષાની બલિહારી, પાપી પાવન કરનારી દીક્ષા૦ ૧૧ જો આત્મ ભાવના જાગે, તો દીક્ષા સુલભ લાગે. દીક્ષા૦ ૧૨ જે મોહે બહુ મુઝાયા, તેની સુણતા કંપે કાયા દીક્ષા૦ ૧૩ જે દીક્ષાના વિરોધી, તે થાએ દુર્લભબોધિ દીક્ષા૦ ૧૪ દીક્ષાની રઢ જો લાગી, મુક્તિની નોબત વાગી દીક્ષા૦ ૧૫ નમે રાજા મહારાજા, દીક્ષા વગડાવે વાજા દીક્ષા૦ ૧૬ ભવસાગર તરવા હોડી, છે નહિ દીક્ષાની જોડી દીક્ષા૦ ૧૭ સૂરિ લબ્ધિ જગતનો દીવો, શિશુ પદ્મ કહે ઘણુ જીવો દીક્ષા૦ ૧૮

---

## ૪ ગુરૂ સ્વાગતનું ગીત.

( રાગ ગઝલ–કવ્વાલી )

મનોહર આજનો દિવસ, ઊગ્યો છે સૂર્ય સોનાનો, અમારી અર્જ સ્વીકારી, પધાર્યા શ્રી ગુરુ આજે અચતી, ગુરુમુખ દેખવા તલસી, રહ્યું તું દીલ બહુ દીનથી, કરી દર્શન હૃદય નાચે, પધાર્યા શ્રી ગુરૂ આજે. ૧ હૃદય શુદ્ધિ બહુ બુદ્ધિ,–તણા ભંડાર ને જ્ઞાની, અમારા પુણ્ય ઉદયથી, પધાર્યા શ્રી ગુરૂ આજે, ૨ અમારા આત્મ ગુણ પુષ્પો,–તણી સુકાતી વાડીને; ખીલવવા વાણી જલદાતા. પધાર્યા શ્રી ગુરુ આજે ૩ રાગ ને દ્વેષ લૂટારા, ભયાનક ભવરૂપી અટવી, જ્ઞાનાદિ રત્નના રક્ષક, પધાર્યા શ્રી ગુરુ આજે. ૪ મહા અજ્ઞાન અંધારે, ભટકતાં દુઃખ બહુ પામ્યા, દીપક નિજ જ્ઞાનનો ધરવા, પધાર્યા શ્રી ગુરુ આજે. ૫ ખરે સંસાર–સાગરમાં, અમારી ડૂબતી નૈયા; ઉતારે પાર નાવિક થઇ, પધાર્યા શ્રી ગુરુ આજે. ૬ ડસાયા મોહ ભુજંગે, બન્યા બેભાન નહિ શુદ્ધિ, સુણાવવા

મંત્ર ગારૂડી, પધાર્યા શ્રી ગુરુ આજે. ૭ દુઃખો બહુ ભોગવ્યા ભવમાં. બની ઉન્માર્ગના ગામી; બતાવવા રાહ મુક્તિનો, પધાર્યા શ્રી ગુરૂ આજે. ૮ ઉમ્મર નર ભવતણી ખોઇ, કરીને પાપનાં કામો; જીવન સુધારવા માટે, પધાર્યા શ્રી ગુરૂ આજે. ૯ લઇને ત્યાગનો ઝંડો, વિચરતા દેશવિદેશે; સુણાવવા વીરનો હુકમ, પધાર્યા શ્રી ગુરુ આજે. ૧૦ પુનિત ચરણો થકી પાવન, નગર અમ આજ થાયે છે; ભવિ જનના દુઃખો હરવા, પધાર્યા શ્રી ગુરુ આજે. ૧૧ મળીને સંઘ સહુ આજે, કરે આપનું સન્માન; સ્વીકારી ઉપકૃત કરવા, પધાર્યા શ્રી ગુરુ આજે. ૧૨ વિજયલબ્ધિસૂરિ શિશુ, કહે છે પદ્મ કર જોડી; સેવો ગુરુરાજ ભવ તરવા, પધાર્યા શ્રી ગુરુ આજે. ૧૩

---

## ૫ ગુરુમહિમા વર્ણન ગહુંલી

( રાગ–પેટી વાગે તબલા વાગે

આજ સવારે ગુરૂજી પધારે, શિષ્યો સાથે લઇ; ચાલો જલ્દી સામૈયામાં, વાર લગાડો નહિ. ૧ મહાવ્રતધારી ત્યાગી ગુરુઓ, ફરી ફરી મળશે નહિ; આળસમાં પડનારો પ્રાણી, ખત્તા ખાશે સહી. ૨ ભવસાગરમાં ડૂબતા જીવને, અવલંબન છે નહિ; સદ્‌ગુરુ વાણી નાવ મળે તો, પાર ઉતારે સહી. ૩ પૈસા માટે ફોગટ ફાંફા, કલકત્તા મુંબઇ; પુણ્ય ખજાનો ગુરૂથી મળતા, નિર્ધન રહેશો નહિ. ૪ સ્વારથીયાં સંસારી સર્વે, માસી મામી ફૈઇ; નિઃસ્પૃહ વૃત્તિ ધર્મ બતાવે, ગુરુ વિણુ બીજો નહિ. ૫ ધર્મ રહિત નિષ્ફળ જીવનમાં, કુળની શી ઊંચાઇ; ગુરુ ઉપદેશ અમલથી સાચી, મેળવશો મોટાઇ. ૬ કાકો મામો ને વળી માસો, સસરો ને જમાઇ; જમાડતા ગર્દભવાત્સલ્ય, તેની કીંમત નહિ. ૭ જ્ઞાની ત્યાગી ગુરુની ભક્તિ, કરજો ભાવિક થઇ; દાન સુપાત્રે લાભ અનંતો, વાણી શાસ્ત્રે કહી. ૮ સાત ક્ષેત્રમાં ધન વાપરજો, રૂપીયો પૈસો પઇ; લબ્ધિસૂરિ શિશુ પદ્મ કહે તે, દીલથી ભૂલશો નહિ. ૯

---

## ૬ ગુરુદેશના ગહુંલી

( રાગ-સાહિબો મારો રાજુલનો કંત )

સાંભળો પ્રેમે ચતુર્વિધ સંઘ, દેશના મીઠી મધુરી, જેહના વાણીમાં મીઠી જેહ, વાનગી મુક્તિ પુરીની. આત્માના ગુણરૂપ પુષ્પો ખીલાવતી, આગમના તત્વ સમુદ્રે ઝીલાવતી, લાવતી ધર્મક્રિયામાં ઉમંગ દેશના૦ ૧ કર્મોના સુદૃઢ બંધનો કાપતી, મોહનરેન્દ્રની સત્તા ઉથાપતી, વ્યાપતી અસ્થિ મજ્જાએ અંગ દેશના૦ ૨ નરક તિર્યંચ ગતિ દુખોને વારતી, સંસારસાગર પાર ઉતારતી, મારતી મહા સુભટ અનંગ દેશના૦ ૩ જૈન આગમના મર્મો જણાવતી, શાસનસેવાના પાઠો ભણાવતી, ન્હડાવતી જ્ઞાન નિર્મલ ગંગ દેશના૦ ૪ વિતંડાવાદીઓના છક્કા છોડાવતી, મિથ્યાભિમાનીઓના માન મોડાવતી, દોડાવતી ધરકામ કરી ભંગ દેશના૦ ૫ પુદ્ગલ વાસનાને જે ભગાવતી, મુક્તિની ભાવના-ને જે જગાવતી, મંડાવતી મોહ સામે જંગ દેશના૦ ૬ વૈરાગ્યને ધોધમાર વરસાવતી, શ્રદ્ધા પારસમણિને ફરસાવતી, દરશાવતી સમકિતનો રંગ દેશના૦ ૭ મુક્તિપુરીના દ્વાર ખોલાવતી, પંડિત લોકોનાં માથાં ડોલાવતી, બોલાવતી કરવા સત્સંગ દેશના૦ ૮

સાખી

મહાજ્ઞાની લબ્ધિસૂરિ, ગુરુવરનો ઉપદેશ,<br>
પદ્મ કહે જે સાંભળે, એક ચિત્તે હમેશ.<br>
પામે મુક્તિનાં સુખ અભંગ દેશના૦ ૯

---

## ૭ ગુરુગુણ ગહુંલી

( રાગ-સુખ દુઃખ સરજ્યાં પામીએ રે, આપદ સંપદ હોય )

ગુરુ ઉપદેશથી પામીએ રે, સવિ ધર્મના મર્મ, સમજે નહિ જે મર્મને રે, તે બાંધે બહુ કર્મ રે, પ્રાણી ગુરુવાણી ધરો ચિત્ત, ચિત્ત-

સુખનું એ નિમિત્ત રે. પ્રાણી ૧. શુદ્ધ શ્રદ્ધાથી શોભતા રે, જ્ઞાન ચારિત્ર વખણાય; તે ગુરૂને નવિ ઓળખ્યા રે, તે પડીયા ભવમાંય. રે. પ્રાણી૦ ૨ જે ઉપદેશ ગુરૂતણો રે, સાંભળે વારંવાર; તે પ્રાણી અલ્પ ભવમાંહે રે, જાયે શિવ મોઝાર રે. પ્રાણી૦ ૩ સમજો સંસારી જીવડા રે, કાંઇ તત્વસ્વરૂપ; જ્ઞાનવિહુણા આતમા રે, પડે ભવજલ કૂપ રે. પ્રાણી૦ ૪ કર્મ જંજીરથી છૂટવા રે, કરી લ્યો ધર્મ અનેક; તેહતણા પ્રભાવથી રે, જાગશે શુભ વિવેક રે. પ્રાણી૦ ૫ સંયમ વિના આ જીવડા રે, નહી તરવાનું ઠામ; તેહ આરાધો ભાવશું રે, લેશો શાશ્વત ધામ રે. પ્રાણી૦ ૬ ગુરૂ વિના જગમાં નહિ રે, સાચું શરણું કોય; માતપિતા ને બાંધવા રે, સ્વાર્થના સગા હોય રે. પ્રાણી૦ ૭ લબ્ધિ પ્રવીણના પ્રભાવથી રે, આશા અધિક રખાય; સદ્‌ગુરુની ભક્તિથકી રે, મહિમા જગ ફેલાય રે. પ્રાણી૦ ૮

---

## ૯ વિહાર સમયે ગાવાની ગહુંલી

( રાગ—સીમંધર સ્વામ રે, તમારે ગામ રે. )

સુણી વિહારની વાત રે, થાએ આઘાત રે, ગુરુ વિના કેમ ગોઠશે? નથી ગમતું ઘરકામ રે, હૈયે ન હામ રે, ગુરુ વિના૦ છે સંઘના ભાવ રે, શોકાઈ જાવ રે; ગુરુ વિના૦ નહિ કરશો વિહાર રે, તારણહાર રે; ગુરુ વિના કેમ ગોઠશે? સુ૦ ૧ વાણી સુધાનું પાન કરીને, જાતા ઘરે હર્ષ હૈયે ધરીને; જાણી વિહાર દુઃખ થાએ અપાર ( ૨ ) કોણ દેશના સાર રે, દેશે ઉદાર રે. ગુરુ વિના. સુણી૦ ૨ વંદન કરવા નિત્ય નિત્ય આવી, કરતા પ્રત્યાખ્યાન ઉલ્લટ લાવી; જઇશું પછી કહો કેહની પાસ (૨) નહિ કરશો નિરાશ રે, ગુણના આવાસ રે; ગુરુ વિના૦ સુણી૦ ૩ દુર્દમ્ય ઇન્દ્રિય ગણને દમન્તા, અહોનિશ આતમ ધ્યાને રમન્તા; ચંચલ ચિત્ત કીધું કાબૂ મોઝાર ( ૨ ) એ તો થયા તૈયાર રે, વરવા શિવનાર

રે, ગુરુ વિના સુણી૦ ૪ મોહ ભુજંગનું વિષ ન વ્યાપે, ગુરુ ગારૂડીના મંત્ર પ્રતાપે, પછી અમારે કોનો આધાર (૨) અહીં જાણી ઉપકાર રે, કરજો વિચાર રે, ગુરુ વિના૦ સુણી૦ ૫ ભવ અટવી અજ્ઞાન અંધારુ, જ્ઞાનાદિ ગનો લૂટે મોહકાર, જીવ મુસાફર અતિ અકળાય (૨) હવે જાના મહારાય રે, વારે કો ધાય રે, ગુરુ વિના૦ સુણી૦ ૬ વેલ ચઢે તો વૃક્ષની સહાયે, આપ વિના અમ શી ગતિ થાએ? નયણે વહે છે અશ્રુની ધાર (૨) કરે વિનતિ બાલ રે, માનો કૃપાલ રે, ગુરુ વિના૦ સુણી૦ ૭ દેશના લબ્ધિએ કીધી કમાલ, છોડાવી સર્વને ઘરની ધમાલ; એવા ગુરુપદ પદ્મની સેવ (૨) એ તો કરતા નિત્યમેવ રે, જાએ કુટેવ રે, ગુરુ વિના૦ સુણી૦ ૮

---

## ૯ આચારપાલન પ્રેરક ગીત.

( રાગ–વાસુપૂજ્ય વિલાસી ચંપાના વાસી )

રે ઓ જૈનો જાગો, આળસ ત્યાગો, પાળો શુદ્ધ આચાર, ઉંચા કુળમાં જનમીને પણ, પાળે ન ઉંચ આચાર, તે નર નહિ પણ વાનર સમજો, લોક દીયે ધીક્કાર રે ઓ૦ ૧ રાત્રિભોજન કરવું ઘટે ના, તેમાં હિંસા અપાર, રોગ શરીરે ઉપજે મોટા, ગીધ, ઘુવડ અવતાર રે ઓ૦ ૨ બાર માસ ચોવિહાર કરતા, છ માસી ઉપવાસ, ફળ પામે તે ખાતાપીતા, દુઃખનો હોય વિનાશ૦ રે ઓ૦ ૩ ચૂલે ચઢાવ્યા વિણ જે કાચા, દૂધ દહીં ને છાશ, કઠોળ કે તેની વસ્તુ સાથે, ખાતા વિદળ થાય રે ઓ૦ ૪ વિદળમાં ત્રસ જીવો ઉપજે, કેવળજ્ઞાનીને બોલ, શ્રાવક થઇ વિવેક ન રાખે, તે નર [1]ખરને તોલ રે ઓ૦ ૫ [2]માની પુરી ને શાખ-રીઓ, ચૂલે ન કડક કરેલ, રાત વાસી રાખી નહિ ખાવુ, જીવોથી તેહ ભરેલ રે ઓ૦ ૬ બીજોરા મરચા ને લીંબુ, કેરા ને કેરીંગ, તડકે ખૂબ સુકાવી ભરવા, જેમ સુખાવેતી ઔંગ રે ઓ૦ ૭ મસાલો અથાણામાં

---

[1] ગધેડો [2] રોટલી

ચાર વાગે તે એવુ બતાવે, ચેતન ભમે ગતિ ચાર રે,
ચાર શરણુને ચિત્ત ધરીને, પામો પદ અણાહાર રે૦ ધ૦ ૪

પાચ વાગે તે એવુ બતાવે, પચ મહાવ્રત ધાર રે,
પચમ જ્ઞાનને પામવા તુ, સદા રહે તૈયાર રે૦ ધ૦ ૫

છ વાગે તે એવુ બતાવે. છ કાય કૂટા જાણુ રે,
ષટ્ દર્શનને જાણી તુ લેજે, નહિ તો થાશે ખૂમ હાણુ રે૦ ધ૦ ૬

સાત વાગે તે એવુ બતાવે, સાત ભય સહાર રે,
સાત નયતુ જ્ઞાન કરીને સકલ દુ ખ નિવાર રે૦ ધ૦ ૭

આઠ વાગે તે એવુ બતાવે, આઠ મદોને ત્યાગ રે,
અષ્ટ સિદ્ધિને પ્રગટ કરીને, મુક્તિના સુખને જાણુ રે૦ ધ૦ ૮

નવ વાગે તે એવુ બતાવે, નવ પદનો નવકાર રે,
શ્રીપાળ મયણા જેને આરાધી, પામ્યા ભવનો પાર રે૦ ધ૦ ૯

એકડે મીંડે દસ બનાવે, એ વગ્તુ લે ધ્યાન રે,
એકડા વિનાના મીંડા નકામા, તેમ ક્રિયા વિણુ જ્ઞાન રે૦ ધ૦ ૧૦

અગિયાર વાગે તે એવુ બતાવે, અગ ભણો અગિયાર રે,
અગિયાર પડિમા વહન કરીને, કર આતમ ઉદ્ધાર રે૦ ધ૦ ૧૧

બાર વાગે તે એવુ બતાવે, ઉચ્ચારો અણુવ્રત બાર રે,
રમિક જીવન નહિ ફરી ફરી આવે, અવસરે સયમ ધાર રે૦ ધ૦ ૧૨

# ખંડ વીસમો

## દેવવંદનો

### શ્રી જ્ઞાનવિમલસૂરિજીકૃત.

### દીવાલીના દેવવંદન

સ્થાપનાચાર્ય આગળ અથવા નવકાર પંચિંદિયવડે પુસ્તકની સ્થાપના સ્થાપીને પ્રથમ ઇરિયાવહી૦ તસ્સ ઉત્તરી૦ અન્નત્થ કહી એક લોગસ્સનો કાઉસગ્ગ કરવો અને ન આવડે તો ચાર નવકારનો કાઉસગ્ગ કરી પારી પ્રગટ લોગસ્સ કહી ખમાસમણ દઈ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! ચૈત્યવંદન કરું ? ઇચ્છં કહી યોગમુદ્રાએ બેસી નીચે પ્રમાણે ચૈત્યવંદન કરવું.

### પ્રથમ ચૈત્યવંદન

વીર જિનવર વીર જિનવર, ચરમ ચોમાસ, નગરી અપાપાયે આવીયા; હસ્તિપાલ રાજન સભાયે, કાર્તિક અમાવાસ્યા રયણિયે; મુહૂર્ત શેષ નિર્વાણ તાંહિ; સોલ પહોર દેઇ દેશના, પહોત્યા મુક્તિ મઝાર; નિત્ય દીવાલી નય કહે, મલિયા નૃપતિ અઢાર ૧

---

પછી જં કિંચિ૦ નમુત્થુણં૦ કહી સેવણાઆભવમખંડ સુધી અર્ધા જય વીયરાય કહેવા.

પછી ખમાસમણુ દઈ ઇચ્છકારેણુ સંદિસહ ભગવન્! ચૈત્યવદન કરું ? ઇચ્છં કહી બીજું ચૈત્યવંદન કહેવું; તે આ પ્રમાણે—

## દ્વિતીય ચૈત્યવદન

દેવ મલિયા દેવ મલિયા, કરે ઉત્સવ રંગ, મેરઇયાં હાથે ગ્રહી, દ્રવ્ય તેજ ઉદ્યોત કીધો, ભાવ ઉદ્યોત જિનેન્દ્રને, ઠામ ઠામ એહ ઓચ્છવ પ્રસિદ્ધો, લખકોડી છઠ્ઠ ફલ કરી, કલ્યાણુ કરો એહ, કવિ નયવિમલ કહે ઇશ્યું, ધન ધન દહાડો તેહ. ૨

---

પછી જં કિંચિ નમુત્થુણં કહી અરિહંતચેઈયાણુ કરેમિ કાઉસગ્ગં વંદણુવત્તિઆએ૦ અન્નત્થ કહી એક નવકારનો કાઉસગ્ગ કરી પારી નમોઽર્હત્૦ કહી પ્રથમ થોય કહેવી. પછી લોગસ્સ૦ સવ્વલોએ અરિહંત૦ અન્નત્થ કહી નવકારનો કાઉસગ્ગ કરી બીજી થોય કહેવી પછી પુખ્ખરવરદી૦ સુઅસ્સ ભગવઓ કરેમિ કાઉસગ્ગ વંદણુવત્તિઆએ૦ અન્નત્થ કહી ત્રીજી થોય કહેવી પછી સિદ્ધાણું બુદ્ધાણું૦ વેયાવચ્ચગરાણું૦ તસ્સ ઉત્તરી૦ અન્નત્થ કહી ચોથી થોય કહેવી. તે ચાર થોયો આ પ્રમાણે—

## પ્રથમ વીરસ્તુતિ.

મનોહર મૂર્ત્તિ મહાવીરતણી, જિણે સોલ પહોર દેશના પભણી, નવ મલ્લી નવ લચ્છી નૃપતિ સુણી, કહી શિવ પામ્યા ત્રિભુવન ધણી. ૧ શિવ પહોત્યા રૂષભ ચઉ દશ ભકતે, બાવીસ લહ્યા શિવ માસ થિતે, છઠ્ઠે શિવ પામ્યા વીર વલી, કાર્તિક વદી અમાવાસ્યા નિરમલી. ૨ આગામી ભાવી ભાવ

કહ્યા, દીવાલીકલ્પે જેહ લહ્યા; પુણ્ય પાપ ફલ અજઝયણે કહ્યાં, સવિ તહત્તિ કરીને સદ્દહ્યાં. ૩ સવિ દેવ મલી ઉદ્યોત કરે, પરભાતે ગૌતમ જ્ઞાન વરે; જ્ઞાનવિમલ સદા ગુણ વિસ્તરે, જિનશાસનમાં જયકાર કરે. ૪

પછી બેસી નમુત્થુણં કહી અરિહંતચેઇઆણં૦ અન્નત્થ કહી એક નવકારનો કાઉસગ્ગ કરી પારી નમોઽર્હત્ કહી બીજા જોડાની પ્રથમ થોય કહેવી. ત્યારપછી લોગસ્સ૦ સ૦વલોએ અન્નત્થ કહી નવકારનો કાઉસગ્ગ કરી બીજા જોડાની બીજી થોય કહ્યા પછી પુખ્ખરવરદી, સુઅસ્સ ભગવઓ૦ અન્નત્થ૦ કહી નવકારનો કાઉસગ્ગ કરી પારી ત્રીજી થોય કહેવી. પછી સિદ્ધાણં૦ વેયાવચ્ચ૦ તસ્સ ઉત્તરી૦ અન્નત્થ કહી ચોથી થોય કહેવી. એ રીતે પૂર્વની પેઠે ચારે થોય કહેવી.

## દ્વિતીય વીરસ્તુતિ

જય જય ભવિ હિતકર, વીર જિનેશ્વર દેવ, સુર નરના નાયક, જેહની સારે સેવ, કરુણારસ કંદો, વંદો આણંદ આણી, ત્રિશલાસુત સુંદર, ગુણમણિકેરો ખાણી. ૧ જસ પંચ કલ્યાણક, દિવસ વિશેષ સુહાવે; પણ થાવર નારક, તેહને પણ સુખ થાવે; તે ચ્યવન[૧] જનમ[૨] વ્રત,[૩] નાણ[૪] અને નિર્વાણ;[૫] સવિ જિનવરકેરાં, એ પાંચે અહિઠાણ. ૨ જિહાં પાંચ સમિતિ યુત, પંચમહાવ્રત સાર; જેહમાં પરકાશ્યા, વલિ પાંચે વ્યવહાર; પરમેષ્ઠી[૧] અરિહંત,[૨] નાથ[૩] સર્વજ્ઞને[૪] પાર;[૫] એહ પંચ પદે લહ્યો, આગમ અર્થ ઉદાર. ૩ માતંગ સિદ્ધાઈ, દેવી જિનપદ સેવી; દુઃખ દુરિત ઉપદ્રવ, જે ટાલે નિતમેવી;

શાસન સુખદાયી, આઈ સુણો અરદાસ, શ્રી જ્ઞાનવિમલ ગુણ, પૂરો વંછિત આશ ૪

બેસી નમુત્થુણં૦ જાવંતિ ચેઈઆઈ૦ ખમાસમણ૦ જાવંત કેવિ સાહૂ નમોઽર્હત્ કહી સ્તવન કહેવું. તે સ્તવન આ પ્રમાણે.

### શ્રી મહાવીર જિન સ્તવન

( આજ સખી સખેસરો-એ દેશી )

શ્રી મહાવીર મનોહરુ, પ્રણમું શિર નામી, કંત જશોદા નારીનો, જિન શિવગતિગામી ૧ ભગિની જાસ સુદંસણા, નંદીવર્ધન ભાઈ, હરિ લંછન હેજાલુઓ, સહુકોને સુખદાયી. ૨ સિદ્ધાર્થ ભૂપતિતણો, સુત સુંદર સોહે, નંદન ત્રિશલા દેવીનો, ત્રિભુવન મન મોહે ૩ એક શત દશ અધ્યયન જે, પ્રભુ આપ પ્રકાસે, પુણ્ય પાપ ફલ કેરડા, સુણે ભવિક ઉલ્લાસે. ૪ ઉત્તરાધ્યયન છત્રીશ જે, કહે અર્થ ઉદાર; સોલ પહોર દીયે દેશના, કરે ભવિ ઉપગાર ૫ સર્વાર્થસિદ્ધ મુહૂર્ત્તમા, પાછલી જે રયણી, યોગનિરોધ કરે તિહાં, શિવની નીસરણી ૬ ઉત્તરાફાલ્ગુની ચંદ્રમા, જોગે શુભ આવે; અજરામર પદ પામીયા, જય જય રવ થાવે. ૭ ચોસઠ સુરવર આવીયા, જિન અંગ પખાલી, કલ્યાણક વિધિ સાચવી, પ્રગટી દીવાલી. ૮ લાખ કોડી ફલ પામીયે, જિનધ્યાને રહીયે, ધીરવિમલ કવિરાજનો, જ્ઞાનવિમલ કહિયે. ૯

પછી અર્ધા જય વીયરાય કહેવા પછી ખમાસમણ દઈ ઈચ્છાકારેણ સંદિસહ ભગવન્! ચૈત્યવંદન કરૂં ? ઈચ્છં કહી ત્રીજું ચૈત્યવંદન કહેવું. તે આ પ્રમાણે—

## તૃતીય ચૈત્યવંદન.

શ્રી સિદ્ધાર્થ નૃપકુલતીલો, ત્રિશલા જસ માત; હરિ લંછન તનુ સાત હાથ, મહિમા વિખ્યાત; ત્રીશ વરસ ગૃહવાસ છંડી, લીએ સંયમ ભાર; બાર વરસ છદ્મસ્થ માન, લહી કેવલ સાર; ત્રીશ વરસ એમ સવિ મલી એ, બહોંતેર આયુ પ્રમાણ; દીવાલી દિન શિવ ગયા, કહે નય તેહ ગુણખાણ. ૩

પછી જં કિંચિ૦ નમુત્થુણં કહી આખા જય વીયરાય કહેવા.

## બીજો જોડો.

આ બીજા જોડામાં પણ પ્રથમ ઈચ્છાકારેણ સંદિસહ ભગવન્! ચૈત્યવંદન કરૂં ? કહી પ્રથમ ચૈત્યવંદન કહેવું. વગેરે પ્રથમના જોડાની પેઠે સર્વ વિધિ કરવી.

## પ્રથમ ચૈત્યવંદન.

નમો ગણધર નમો ગણધર, લબ્ધિ ભંડાર, ઇંદ્રભૂતિ મહિમાનીલો, વડ વજીર મહાવીરકેરો; ગૌતમ ગોત્રે ઉપન્યો, ગણિ અગ્યારમાંહે વડેરો; કેવલજ્ઞાન લહ્યું જિણે, દીવાલી પરભાત; **જ્ઞાનવિમલ** કહે જેહના, નામથકી સુખશાત. ૧

## દ્વિતીય ચૈત્યવંદન.

ઇંદ્રભૂતિ પહિલો ભણું, ગૌતમ જસ નામ; ગોબર ગામે ઉપન્યા, વિદ્યાના ધામ; પંચ સયા પરિવારશું, લેઇ સંયમ ભાર; વરસ પચાસ ગૃહે વસ્યા, વ્રતે વર્ષ જ ત્રીશ; બાર વરસ કેવલ વર્યાએ, બાણું વરસ સવિ આય; **નય** કહે ગૌતમ નામથી, નિત્ય નિત્ય નવનિધિ થાય.

## પ્રથમ થોય જોડો.

ઇંદ્રભૂતિ અનુપમ ગુણ ભર્યા, જે ગૌતમ ગોત્રે અલંકર્યા; પંચશત છાત્રશું પરિવર્યા, વીર ચરણ લહી ભવજલ તર્યા ૧ ચઉ અઠ દશ દોય જિનને સ્તવે, દક્ષિણ પશ્ચિમ ઉત્તર પૂરવે; સંભવ આદિ અષ્ટાપદ ગિરિયે વલી, જે ગૌતમ વંદે લળી-લળી. ૨ ત્રિપદી પામીને જેણે કરી, દ્વાદશાંગી સકલ ગુણે ભરી, દીયે દીક્ષા તે લહે કેવલસિરિ, તે ગૌતમને રહુ અનુસરી ૩ જક્ષ માતંગને સિદ્ધાયિકા, સૂરિ શાસનની પરભાવિકા; શ્રી જ્ઞાનવિમલ દીપાલિકા, કરો નિત્ય નિત્ય મંગલમાલિકા ૪

## દ્વિતીય થોય જોડો.

શ્રી ઇંદ્રભૂતિં ગણવૃદ્ધિભૂતિં, શ્રીવીરતીર્થાધિપમુખ્યશિષ્યમ્, સુવર્ણકાંતિં કૃતકર્મશાંતિં, નમામ્યહં ગૌતમગોત્રરત્નમ્ ૧ તીર્થંકરા ધર્મધુરાધુરીણા, યે ભૂતભાવિપ્રતિવર્તમાના, સત્ પંચ કલ્યાણકવાસરસ્થા, દિશંતુ તે મંગલમાલિકાં ચ ૨ જિનેંદ્રવાક્યં પ્રથિતપ્રભાવં, કર્માદિકાનેકપ્રભેદસિંહમ્, આરાધિતં શુદ્ધમુનીંદ્રવર્ગૈ-ર્જગત્યમેયં જયતાત્ નિતાંતમ્. ૩ સમ્યગ્દૃશા વિઘ્નહરા ભવંતુ, માતંગયક્ષા સુરનાયકાશ્ચ; દીપાલિકાપર્વણિ સુપ્રસન્ના, શ્રીજ્ઞાનસૂરિર્વરદાયકાશ્ચ ૪

### સ્તવન.

(તુંગીયા ગિરિ શિખર સોહે–એ દેશી)

વીર મધુરી વાણી ભાખે, જલધિ જલ ગંભીર રે, ઇંદ્રભૂતિ ચિત્ત ભ્રાંતિ, રજકણ હરણ પ્રવર સમીર રે વીર૦ ૧

પંચ ભૂતથકી જ પ્રગટે, ચેતના વિજ્ઞાન રે; તેહમાં લયલીન થાયે, ન પરભવ સંજ્ઞાન રે. વીર૦ ૨ વેદ પદનો અર્થ એહવો, કરે મિથ્યારૂપ રે; વિજ્ઞાનઘન પદ વેદ કેરાં, તેહનું એહ સ્વરૂપ રે. વીર૦ ૩ ચેતના વિજ્ઞાનઘન છે, જ્ઞાન દર્શન ઉપયોગ રે; પંચભૂતિક જ્ઞાનમય તે, હોય વસ્તુ સંયોગ રે. વીર૦ ૪ જિહાં જેહવી વસ્તુ દેખિયે, હોય તેહવું જ્ઞાન રે; પૂરવ જ્ઞાન વિપર્યયથી, હોય ઉત્તમ જ્ઞાન રે. વીર૦ ૫ એહ અર્થ સમર્થ જાણી, સમણુ પદ વિપરીત રે; ઇણિપરે ભ્રાંતિ નિરાકરીને, થયા શિષ્ય વિનીત રે. વીર૦ ૬ દીપાલિકા પ્રભાતે કેવલ, લહ્યું તે ગૌતમસ્વામ રે; અનુક્રમે શિવસુખ લહ્યા તેહને, નય કરે પ્રણામ રે. વીર૦ ૭

## દ્વિતીય સ્તવન.

( અલબેલાની દેશી )

દુઃખહરણી દીપાલિકા રે લાલ, પરવ થયું જગમાંહિ ભવિ પ્રાણી રે; વીર નિર્વાણથી થાપના રે લાલ, આજ લગે ઉચ્છાહિ. ભવિ૦ ૧ સમકિત દૃષ્ટિ સાંભલો રે લાલ, એ આંકણી૦ સ્યાદ્વાદ ઘરધોલીએ રે લાલ, દર્શનની કરી શુદ્ધિ. ભવિ૦ ચારિત્ર ચંદ્રોદય બાંધિયે રે લાલ, ટાલો દુઃકર્મ બુદ્ધિ. ભવિ૦ ૨ સમ૦ સેવા કરો જિનરાયની રે લાલ; દિલ દીઠાં મિઠાશ. ભવિ૦ વિવિધ પદારથ ભાવના રે લાલ, તે પકવાનની રાશિ. ભવિ૦ ૩ સમ૦ ગુણિજન પદની નામના રે લાલ, તેહિજ જુહાર ભટ્ટાર. ભવિ૦ વિવેક રતન મેરાઈયાં રે લાલ, ઉચિત તે દીપ સંભાર૦ ભવિ૦ ૪ સમ૦ સુમતિ સુવનિતા હેજશું રે લાલ, મન

ઘરમાં કરો વાસ. ભવિ૦ વિરતિ સાહેલી સાથશું રે લાલ, અવિરતિ અલચ્છી નિકાસ૦ ભવિ૦ ૫ સમ૦ મૈત્રાદિક ચિંતના રે લાલ, તેહ ભલા શણગાર; ભવિ૦ દર્શન ગુણ વાઘા બન્યા રે લાલ, પરિમલ પર ઉપગાર ભવિ૦ ૬ સમ૦ પૂર્વ સિદ્ધ કન્યા પખે રે લાલ, જાનઈયા અણગાર. ભવિ૦ સિદ્ધશિલા વર વેદિકા રે લાલ, કન્યા નિવૃત્તિ સાર ભવિ૦ ૭ સમ૦ અનંત ચતુષ્ટય હાયજો રે લાલ૦ શુદ્ધા યોગ નિરાધ ભવિ૦ પાણિગ્રહણ પ્રભુજી કરે રે લાલ, સહુને હરખ વિબોધ. ભવિ૦ ૮ સમ૦ ઇણિ પરે પર્વ દીપાલિકા રે લાલ, કરતા કોડી કલ્યાણ. ભવિ૦ જ્ઞાનવિમલ પ્રભુ ભક્તિશું રે લાલ, પ્રગટે સકલ ગુણખાણ ભવિ૦ ૮ સમ૦

## તૃતીય ચૈત્યવંદન.

જીવકેરા જીવકેરા, અછે મનમાહિ, સંશય વેદ પદે કરી, કહી અર્થ અભિમાન વાર્યો. શ્રી મહાવીર સેવા કરી, ગ્રહી સંયમ આપ તાર્યો, ત્રિપદી પામી ગુંથીયા, પૂરવ ચઉદ ઉદાર; નય કહે તેહના નામથી, હોયે જય જયકાર૦

---

## દીવાલીનું ગણણું.

૧ શ્રી મહાવીરસ્વામીસર્વંજ્ઞાય નમ

૨ શ્રી મહાવીરસ્વામીપારગતાય નમ

૩ શ્રી ગૌતમસ્વામીસર્વંજ્ઞાય નમ

---

દરેક પદની વીશ વીશ નવકારવાળી ગણવી

પૂ૦ આચાર્ય વિજયલક્ષ્મીસૂરિકૃત—

## શ્રી જ્ઞાનપંચમી દેવવંદન

### પ્રથમ વિધિ

પ્રથમ બાજોઠ અથવા ઠવણી ઉપર રૂમાલ ઢાંકી પાંચ પુસ્તકો મૂકીને વાસક્ષેપથી જ્ઞાનની પૂજા કરીએ, વળી પાંચ દીવેટનો દીવો કરીયે, તે દીવો જયણાપૂર્વક પુસ્તકને જમણી પાસે સ્થાપીયે અને ધૂપધાણું ડાબે પાસે મૂકીયે. પુસ્તક આગલ પાંચ અથવા, એકાવન સાથીયા કરી ઉપર શ્રીફલ તથા સોપારી મૂકીયે. યથાશક્તિ જ્ઞાનની દ્રવ્ય પૂજા કરીએ, પછી દેવ વાંદીયે. અને સામાયિક તથા પોસહ મધ્યે વાસપૂજાએ પુસ્તક પૂજીને દેવ વાંદીએ, અથાવા દેહેરાં મધ્યે બાજોઠ ત્રણ ઉપરાઉપર માંડી, તે ઉપર પાંચ શ્રી જિનમુર્તિ સ્થાપીયે, તથા મહોત્સવથી પોતાને ઠામે સ્નાત્ર ભણાવીયે. પ્રભુ આગળ જમણી તરફ પુસ્તક માંડયું હોય, તેની પણ વાસક્ષેપ પ્રમુખે પૂજા કરીયે; તથા ઉજમણું માંડયું હોય ત્યાં પણ યથાશક્તે કરી જિનબિંબ આગળ લઘુ સ્નાત્ર ભણાવીને અથવા સત્તરભેદી પૂજા ભણાવીને પછી શ્રી સૌભાગ્યપંચમીના દેવ વાંદીયે.

### દેવ વાંદવાનો વિધિ.

પ્રથમ પ્રગટ નવકાર કહી ખમાસમણ દઈ ઇરિયાવહી પડિક્કમી એક લોગસ્સનો કાઉસ્સગ્ગ કરી, ન આવડે તો ચાર નવકારનો કાઉસગ્ગ કરી પ્રગટ લોગસ્સ કહી ખમાસમણ દેઈ ઈચ્છાકારેણ સંદિસ્સહ ભગવન્! મતિજ્ઞાન આરાધનાર્થં ચૈત્યવંદન કરૂં? એમ કહી પછી યોગમુદ્રાએ ચૈત્યવંદન કરવું.

## શ્રી મતિજ્ઞાનનું ચૈત્યવંદન.

શ્રી સૌભાગ્યપંચમીતણો, સયલ દિવસ સિણગાર, પાચે જ્ઞાનને પૂજીયે, થાય સફલ અવતાર ૧ સામાયિક પોસહ વિષે, નિરવદ્ય પૂજા વિચાર, સુગંધ ચૂર્ણાદિકથકી, જ્ઞાન ધ્યાન મનોહર ૨ પૂર્વ દિશે ઉત્તર દિશે, પીઠ રચી ત્રણ સાર, પચ વરણ જિનબિંબને, સ્થાપીજે સુખકાર ૩ પંચ પચ વસ્તુ મેલવી, પૂજા સામગ્રી જોગ; પચ વરણ કળશા ભરી, હરીયે દુખ ઉપભોગ. ૪ યથાશકિત પૂજા કરો, મતિજ્ઞાનને કાજે, પંચ જ્ઞાનમા ધૂરે કહ્યું, શ્રી જિનશાસન રાજે. ૫ મતિ શ્રુત વિણ હોવે નહિ એ, અવધિ પ્રમુખ મહાજ્ઞાન, તે માટે મતિ ધુરે કહ્યું, મતિ શ્રુતમા મતિ માન ૬ ક્ષય ઉપશમ આવરણનો, લબ્ધિ હોયે સમકાલે, સ્વામ્યાદિકથી અભેદ છે, પણ મુખ્ય ઉપયોગ કાલે ૭ લક્ષણ ભેદે ભેદ છે, કારણ કારજ યોગે, મતિ સાધન શ્રુત સાધ્ય છે, કંચન કલશ સંયોગે ૮ પરમાતમ પરમેસરૂ એ, સિદ્ધ સયલ ભગવાન; મતિજ્ઞાન પામી કરી, કેવલલક્ષ્મી નિધાન ૯

જ કિંચિ૦ નમુત્થુણં૦ ॥ જાવંતિ, જાવ ત૦, નમોર્હંત૦ કહી સ્તવન કહેવું તે આ પ્રમાણે—

## શ્રી મતિજ્ઞાનનું સ્તવન.

(રસિયાના દેશી)

પ્રણમો પંચમી દિવસે જ્ઞાનને, ગાજે જગમા રે જેહ. સુજ્ઞાની, શુભ ઉપયોગે ક્ષણમા નિર્જરે, મિથ્યા સચિત એહ. સુ૦ ૧ પ્રણ૦ સતપદાદિક નવ દ્વારે, મતિ અનુયોગ પ્રકાશ;

સુ૦ નય વ્યવહારે આવરણ ક્ષય કરી, અજ્ઞાની જ્ઞાન ઉલ્લાસ. સુ૦ ૨ પ્રણુ૦ જ્ઞાની જ્ઞાન લહે નિશ્ચય કહે, દો નય પ્રભુજીને સત્ય સુ૦ અંતરમુહૂર્ત્ત રહે ઉપયોગથી, એ સર્વ પ્રાણીને નિત્ય; સુ૦ ૩ પ્રણુ૦ લબ્ધિ અંતરમુહૂર્ત્ત લઘુપણે, છાશઠ સાગર જિઠ્ઠ. સુ૦ અધિકો નવભવ બહુવિધ જીવને, અંતર કહિયે ન દિઠ્ઠ; સુ૦ ૪ પ્રણુ૦ સંપ્રતિ સમયે એક બે પામતા, હોય અથવા નવિ હોય સુ૦ ક્ષેત્ર પલ્યોપમ ભાગ અસંખ્યમાં, પ્રદેશ માને બહુ જોય. સુ૦ ૫ પ્રણુ૦ મતિજ્ઞાન પામ્યા જીવ અસંખ્ય છે કહ્યા પડિવાઇ અનંત સુ૦ સર્વ આશાતન વરજો જ્ઞાનની, **વિજયલક્ષ્મી** લહો સંત સુ૦ ૬ પ્રણુ૦

પછી જય વીયરાય કહી, ખમાસમણ દઈ, ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! શ્રી મતિજ્ઞાન આરાધનાર્થં કાઉસગ્ગ કરૂં? ઇચ્છં! મતિજ્ઞાન આરાધનાર્થં કરેમિ કાઉસ્સગ્ગં વંદણવત્તિઆએ અને અન્નત્થ ઊસસિએણં. કહી એક લોગસ્સનો ચંદેસુ નિમ્મલયરા સુધીનો અને ન આવડે તો ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરી પારી નમોઽર્હત્સિદ્ધાચાર્યોપાધ્યાયસર્વસાધુભ્યઃ કહી પછી થોય કહેવી, તે નીચે પ્રમાણે.

## થોય

[ શ્રી સંખેશ્વર પાસ જિનેસર.–એ દેશી. ]

શ્રીમતિજ્ઞાનની તત્ત્વ ભેદથી, પર્યાયે કરી વ્યાખ્યાજી; ચઉવિહ દ્રવ્યાદિકને જાણે, આદેશે કરી દાખ્યા જી; માને વસ્તુ ધર્મ અનંતા, નહી અજ્ઞાન વિવક્ષા જી; તે મતિજ્ઞાનને વંદો પૂજો, **વિજયલક્ષ્મી** ગુણ કાંક્ષાજી. ૧

પછી ખમાસમણુ દઇ એક ગુણનો દુહો કહી, પછી બીજુ ખમાસમણુ દેઇ બીજો ગુણવરણવવો એ રીતે મતિજ્ઞાન સબધી અઠ્ઠાવીશ ખમાસમણુ દેવા તેની પીઠિકાના દુહા પ્રથમ કહેવાના તે આ પ્રમાણે—

દુહા

શ્રી શ્રુતદેવી ભગવતી, જે બ્રાહ્મી લીપીરૂપ, પ્રણમે જેહને ગોયમા, હું વદુ સુખ રૂપ ૧ જ્ઞેય અનતે જ્ઞાનના, ભેદ અનેક વિલાસ, તેહમા એકાવન કહુ, આતમધર્મ પ્રકાશ ૨ ખમાસમણુ એક એકથી, સ્તવિયે જ્ઞાન ગુણ એક, એમ એકાવન દીજીએ, ખમાસમણુ સુવિવેક ૩ શ્રી સૌભાગ્યપચમી દિને, આરાધો મતિજ્ઞાન, ભેદ અઠ્ઠાવીશ એહના, સ્તવીયે કરી બહુમાન. ૪ ઇદ્રિય વસ્તુ પુગ્ગલા, મલવે અવત્તવ નાણુ, લોચન મન વિણ અક્ષને, વ્યજનાવગ્રહ જાણુ ૫ ભાગ અસખ્ય આવલિ લઘુ, સાસ પહુત ઠિઈ જિઠ્ઠ, પ્રાપ્યકારી ચઉ ઇદ્રિયા, અપ્રાપ્યકારી દુગદિઠ્ઠ ૬

## ખમાસમણુના દુહા.

સમકિત શ્રદ્ધાવતને, ઉપન્યો જ્ઞાન પ્રકાશ, પ્રણુમું પદકજ તેહના, ભાવ ધરી ઉલ્લાસ ૧

અહીં પહેલું ખમાસમણુ દેવું ને એ પ્રમાણે એ દુહો ગુણ ગુણ દીઠ કહેવો અને કહ્યા પછી ખમાસમણુ આપવુ.

દુહા

નહી વર્ણાદિક યોજના, અર્થાવગ્રહ હોય, નોઇદ્રિય પચઇદ્રિયે, વસ્તુગ્રહણ કોઇ જોય સમ૦ ૨ અન્વય વ્યતિરેકે કરી,

અંતર્મુહૂર્ત પ્રમાણ; પંચેંદ્રિય મનથી હોયે, ઇહા વિચારણા જ્ઞાન. સમ૦ ૩ વર્ણાદિક નિશ્ચય વસે, સુર નર એહિ જ વસ્ત; પંચેંદ્રિય મનથી હોયે, ભેદ અપાય પ્રશસ્ત. સમ૦ ૪ નિર્ણીત વસ્તુ સ્થિર ગ્રહે, કાલાંતર પણ સાચ; પંચેંદ્રિય મનથી હોયે, ધારણા અર્થ ઉવાચ. સમ૦ ૫ નિશ્ચય વસ્તુ ગ્રહે છતે, સંતત ધ્યાન પ્રકાસ૦; અપાયથી અધિકે ગુણે, અવિચ્યુતિ ધારણા ઠાસ. સમ૦ ૬ અવિચ્યુતિ સ્મૃતિતણું, કારજ કારણ જેહ; સંખ્ય અસંખ્ય કાલજ સુધી, વાસના ધારણા તેહ. સમ૦ ૭ પૂર્વોત્તર દર્શન દ્વય, વસ્તુ અપ્રાપ્ત એકત્વ; અસંખ્ય કાલે એ તેહ છે, જાતિસ્મરણ તત્ત્વ. સમ૦ ૮ વાજિંત્ર નાદ લહી ગ્રહે, એ તો દુંદુભિ નાદ; અવગ્રહાદિક જાણે બહુ, ભેદ એ મતિ આલ્હાદ. સમ૦ ૯ દેશ સામાન્યે વસ્તુ છે, ગ્રહે તદપિ સામાન્ય; શબ્દ એ નવ નવ જાતિનો, એ અબહુ મતિમાન. સમ૦ ૧૦ એકજ તુરિયના નાદમાં, મધુર તરુણાદિક જાતિ; જાણે બહુવિધ ધર્મશું, ક્ષય ઉપશમની ભાતિ. સમ૦ ૧૧ મધુરતાદિક ધમમાં, ગ્રહવો અલ્પ સુવિચાર; અબહુવિધ મતિ-ભેદનો, કીધો અર્થ વિસ્તાર. સમ૦ ૧૨ શીઘ્રમેવ જાણે સહિ, નવી હોય બહુ વિલંબ; ક્ષિપ્ર ભેદ એ જ્ઞાનનો, જાણો મતિ અવલંબ. સમ૦ ૧૩ બહુ વિચાર કરી જાણીએ, એ અક્ષિપ્ર ભેદ; ક્ષયોપશમ વિચિત્રતા, કહે મહાજ્ઞાની સંવેદ. સમ૦ ૧૪ અનુમાને કરી કો ગ્રહે, ધ્વજથી જિનવર ચૈત્ય; પૂર્વ પ્રબંધ સંભારીને, નિશ્ચિત ભેદ સંકેત. સમ૦ ૧૫ બાહિર ચિન્હ ગ્રહે નહી, જાણે વસ્તુ વિવેક; અનિશ્ચિત ભેદ એ ધારીએ, આભિ-

નિરૂપાધિક ટેક. સ૦ ૧૬ નિ સદેહ નિશ્ચયપણે, જાણે વસ્તુ અધિકાર, નિશ્ચિત અર્થે એ ચિ તવો, મતિજ્ઞાન પ્રકાર. સ૦ ૧૭ એમ હોયે વા અન્યથા, એમ સદેહે જુત્ત, ધરે અનિશ્ચિત ભાવથી, વસ્તુ ગ્રહણુ ઉપયુક્ત સ૦ ૧૮ બહુ પ્રમુખ ભેદે ગ્રહ્યું, જિમ એકદા તિમ નિત્ય, બુદ્ધિ થાયે જેહને, એ ધ્રુવભેદનું ચિત્ત સ૦ ૧૯ બહુ પ્રમુખ રૂપે કદી, કદી અબહ્વાદિક રૂપ; એ રીતે જાણે તદા, ભેદ અધ્રુવ સ્વરૂપ સ૦ ૨૦ અવગ્રહાદિક ચઉ ભેદમા, જાણવા યોગ્ય તે જ્ઞેય, તે ચઉભેદે ભાખીયો દ્રવ્યાદિકથી ગણેય, જાણે આદેશે કરી, કેટલા પર્યાય વિસિદ્ધ, ધર્માદિક સવિ દ્રવ્યને, સામાન્ય વિશેષ ગરિદ્ધ. સમ૦ ૨૧ સામાન્યા દેશે કરી, લોકાલોક સ્વરૂપ, ક્ષેત્રથી જાણે સર્વને, તત્ત્વ પ્રતીત અનુરૂપ સમ૦ ૨૨ અતીત અનાગત વર્તના, અદ્ધા સમય વિશેષ, આદેશે જાણે સહુ, વિતથ નહિ લવલેશ સમ૦ ૨૩ ભાવથી સવિહુ ભાવનો, જાણે ભાગ અન ત, ઉદયિકાદિક ભાવ જે, પચ સામાન્યે લહ ત સમ૦ ૨૪ અશ્રુત નિશ્રિત માનિયે, મતિના ચાર પ્રકાર, શીઘ્ર સમય રોહા પરે, અકલ ઉત્પાતિકી સાર. સમ૦ ૨૫ વિનય કરતા ગુરુતણો, પામે મતિ વિસ્તાર, તે વિનયિકી મતિ કહી, સઘલા ગુણ શિરદાર સમ૦ ૨૬ કરતા કાર્ય અભ્યાસથી, ઉપજે મતિ સુવિચાર, તે બુદ્ધિ કહી કાર્મિકી, નદીસૂત્ર મઝાર સમ૦ ૨૭ જે વયના પરિપાકથી, લહે બુદ્ધિ ભરપૂર, કમલ વને મહા હંસને, પરિણામિકી એ સનૂર, અઠવીશ બત્રીશ દુગ ચઉ, ત્રણશે ચાલીશ જેહ; દર્શનથી મતિભેદ તે, વિજયલક્ષ્મી ગુણગેહ સમ૦ ૨૮

## શ્રુતજ્ઞાન

પછી ખમાસમણુ દઈ ઈચ્છાકારેણ સંદિસહ ભગવન્ ! શ્રી શ્રુતજ્ઞાનઆરાધનાર્થં ચૈત્યવંદન કરું ? ઈચ્છં. કહી ચૈત્યવંદન કહેવું. તે નીચે પ્રમાણે—

### દ્વિતીય શ્રુતજ્ઞાન ચૈત્યવંદન

શ્રી શ્રુતજ્ઞાનને નિત્ય નમો, સ્વપરપ્રકાશક જેહ; જાણે દેખે જ્ઞાનથી, શ્રુતથી ટલે સંદેહ; અનભિલાપ્ય અનંત ભાવ, વચન અગોચર દાખ્યા, તેહનો ભાગ અનંતમો, વચન પર્યાયે આખ્યા; વલી કથનીય પદાર્થનો એ, ભાગ અનંતમો જેહ; ચઉદે પૂરવમાં રચ્યો, ગણધર ગુણ સસનેહ. ૧ માંહોમાંહે પૂરવધરા, અક્ષર લાભે સરિખા; છઠાણવડીયા ભાવથી, તે શ્રુત અતિય વિશેષા. તેહિજ માટે અનંતમે, ભાગ નિબદ્ધા વાચા; સમકિત શ્રુતના માનીયે, સર્વ પદારથ સાચા; દ્રવ્ય ગુણ પર્યાયે કરી, જાણે એક પ્રદેશ; જાણે તે સવિ વસ્તુને નંદીસૂત્ર ઉપદેશ. ૨ ચોવીશ જિનના જાણીએ, ચઉદ પૂરવધર સાધ; નવશત તેત્રીશ સહસ છે, અઠાણું નિરુપાધ; પરમત એકાંતવાદીનાં, શાસ્ત્ર સકલ સમુદાય; તે સમકિતવંતે ગ્રહ્યાં, અર્થ યથારથ થાય. અરિહંત શ્રુત કેવલી કહે એ, જ્ઞાનાચાર ચરિત્ત; શ્રુતપંચમી આરાધવા, વિજયલક્ષ્મીસૂરિ ચિત્ત. ૩

પછી નમુત્થુણં૦ જાવંતિ૦, જાવંત૦, નમોઽર્હત્૦ કહી સ્તવન કહીએ તે આ પ્રમાણે—

## શ્રી શ્રુતજ્ઞાનનું સ્તવન

( હરીયા મન લાગ્યો–એ દેશી )

શ્રી શ્રુત ચઉદ ભેદે કરી, વરણવે શ્રી જિનરાજ રે; ઉપધાનાદિ આચારથી, સેવિયે શ્રુત મહારાજ રે, શ્રુતશું દિલ માન્યો રે, દિલ માન્યો રે, મન માન્યો, પ્રભુ આગમ સુખકાર રે. શ્રુત૦ ૧ એ આંકણી એકાદિ અક્ષર સંયોગથી, અસંયોગી અનંત રે; સ્વપર પર્યાયે એક અક્ષરો, ગુણ પર્યાય અનંત રે. શ્રુત૦ ૨ અક્ષરનો અનંતમો, ભાગ ઉઘાડો છે નિત્ય રે, તે તો અવરાએ નહી, જીવ સૂક્ષ્મનું એ ચિત્ત રે શ્રુત૦ ૩ ઈચ્છે[1] સાંભલવા[2] ફરી[3] પૂછે, નિસુણિ[4] ગ્રહે[5] વિચારંત[6] રે, નિશ્ચય[7] ધારણ[8] તિમ કરે, ધીગુણ આઠ એ ગણંત રે. શ્રુત૦ ૪ વાદી ચોવીશ જિનતણા, એક લાખ છત્રીશ હજાર રે, ગણી સયલ સભામાંહે, પ્રવચન મહિમા અપાર રે. શ્રુત૦ ૫ ભણે ભણાવે સિદ્ધાંતને, લખે લખાવે જેહ રે, તસ અવતાર વખાણીયે, વિજયલક્ષ્મી ગુણગેહ રે શ્રુત૦ ૬

પછી જય વીયરાય કહી, ખમાસમણ દઈ ઈચ્છાકારેણ સંદિસહ ભગવન્! શ્રી શ્રુતજ્ઞાનઆરાધનાર્થં કાઉસ્સગ્ગ કરું ? ઈચ્છં ! શ્રી શ્રુતજ્ઞાન આરાધનાર્થં, કરેમિ કાઉસ્સગ્ગ. વંદણવત્તિઆએ૦ અન્નત્થ૦ કહી લોગસ્સનો, અથવા ચાર નવકારનો કાઉસ્સગ્ગ-પારીને થોય કહેવી, તે કહે છે—

## શ્રી શ્રુતજ્ઞાનની થોય

( ગોયમ બોલે ગ્રંથ સંભાલી—એ દેશી )

ત્રિગડે બેસી શ્રી જિનભાણ, બોલે ભાષા અમીય સમાણ,

મત અનેકાંત પ્રમાણ; અરિહંત શાસન સફરી સુખાણ, ચઉ અનુયોગ જિહાં ગુણખાણ, આતમ અનુભવ ઠાણ; સકલ પદારથ ત્રિપદી જાણ, જોજન ભૂમિ પસરે વખાણ, દોષ બત્રીશ પરિહાણ; કેવલીભાષિત તે શ્રુતનાણ, વિજયલક્ષ્મીસૂરિ કહે બહુમાન, ચિત્ત ધરજો તે સયાણ. ૧

પછી ખમાસમણ દઈ શ્રુતજ્ઞાનના ચઉદ ગુણ વર્ણવવાને અર્થે દુહા કહેવા તે આ પ્રમાણે તેમાં પહેલા બે દૂહા પીઠિકાના છે અને તે પછીનો દૂહો દરેક ગુણ દીઠ કહેવો.

## શ્રી શ્રુતજ્ઞાનના દોહા

વંદો શ્રી શ્રુતજ્ઞાનને, ભેદ ચતુર્દશ વીશ; તેહમાં ચઉદશ વરણવું, શ્રુતકેવલી શ્રુત ઇશ. ૧ ભેદ અઢાર પ્રકારના, એમ સવિ અક્ષરમાન; લબ્ધિ સંજ્ઞા વ્યંજન વિધિ, અક્ષર શ્રુત અવધાન. ૨ (પીઠિકા) પવયણ શ્રુત સિદ્ધાંત તે, આગમ સમય વખાણ; પૂજો બહુવિધ રાગથી, ચરણ કમલ ચિત્ત આણ. ૧ આ દુહો ગુણ ગુણ દીઠ કહેવો. કરપલ્લવ ચેષ્ટાદિકે, લખે અંતર્ગત વાચ; એહ અનક્ષર શ્રુતતણો, અર્થ પ્રકાશક સાચ. પવ૦ ૨ સંજ્ઞા જે દીહકાલિકી, તેણે સન્નિયા જાણ; મન ઈંદ્રિયથી ઉપન્યું, સંજ્ઞી શ્રુત અહિઠાણ. પવ૦ ૩ મન રહિત ઇંદ્રિયથકી, નિપન્યું જેહને જ્ઞાન; ક્ષય ઉપશમ આવરણથી, શ્રુત અસંજ્ઞી વખાણ. પવ૦ ૪ જે દર્શન દર્શન વિના; દર્શન તે પ્રતિપક્ષ; દર્શન દર્શન હોય જિહાં, તે દર્શન પ્રત્યક્ષ; લલિત ત્રિભંગી ભંગભર, નૈગમાદિ નય ભૂર; શુદ્ધ શુદ્ધતર વચનથી, સમકિત શ્રુત વડનૂર. પવ૦ ૫ ભંગજાલ નર બાલ

મતિ, રચે વિવિધ આયાસ, તિહા દર્શન દર્શનતણો, નહીં નિદર્શનશાસ, સદ્ અસદ્ વહેંચણ વિના, શહે એકાતે પક્ષ; જ્ઞાન ફલ પામે નહીં, એ મિથ્યા શ્રુત લક્ષ. ૫૧૦ ૬ ભરતાદિક દશ ક્ષેત્રમા, આદિ સહિત શ્રુતધાર, નિજ નિજ ગણધર વિરચિયો, પામી પ્રભુ આધાર ૫૧૦ ૭ દુપ્પસહ સૂરીશ્વર સુધી, વર્તશે શ્રુત આચાર, એક જીવને આશરી, આદિ સાત સુવિચાર ૫૧૦ ૮ શ્રુત અનાદિ દ્રવ્ય નયથકી, શાશ્વત ભાવ છે એહ, મહાવિદેહમા તે સદા, આગમ રયણ અછેહ ૯ અનેક જીવને આશરી, શ્રુત છે અનાદિ અનંત, દ્રવ્યાદિક ચઉ ભેદમા, સાદિ અનાદિ નિરતત ૫૧૦ ૧૦ સરિખા પાઠ છે સૂત્રમા તે શ્રુત ગમિક સિદ્ધાત, પ્રાયે દૃષ્ટિવાદમા, શોભિત ગુણ અનેમત. ૫૧૦ ૧૧ સરિખા આલાવા નહીં, તે કાલિક શ્રુતવત, આગમિક શ્રુત એ પૂછયે, ત્રિકરણ યોગ હસંત. ૫૧૦ ૧૨ અઢાર હજાર પદે કરી, આચારાગ વખાણ; તે આગલ દુગુણા પદે, અગપ્રવિષ્ટ સુઅનાણ, ૫૧૦ ૧૩ બાર ઉપાગ જેહ છે, અંગબાહિર શ્રુત તેહ, અનંગપ્રવિષ્ટ વખાણીયે, શ્રુત લક્ષ્મીસૂરિ ગેહ ૫૧૦ ૧૪

## અવધિજ્ઞાન

પછી ખમા૦ દઈ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! શ્રી અવધિજ્ઞાનઆરાધનાર્થં ચૈત્યવંદન કરું? ઇચ્છં કહી ચૈત્યવંદન કહેવુ, તે આ પ્રમાણે—

## તૃતીય શ્રીઅવધિજ્ઞાન ચૈત્યવંદન

અવધિજ્ઞાન ત્રીજું કહ્યુ, પ્રગટે આતમ પ્રકાશ, ક્ષય ઉપ

શમ આવરણનો, નવિ ઇંદ્રિય અપેક્ષ; દેવ નિરય ભવ પામતાં, હોય તેહને અવશ્ય, શ્રદ્ધાવંત સમય લહે, મિથ્યાત વિભંગ પશ્ય; નર તિરિય ગુણથી લહે, શુભ પરિણામ સંયોગ, કાઉસ્સગ્ગમાં મુનિહાસ્યથી, વિઘટ્યો તે ઉપયોગ. ૧ જઘન્યથી જાણે જુએ, રૂપીદ્રવ્ય અનંતા, ઉત્કૃષ્ટા સવિ પુદ્‌ગલા, મૂર્તિ વસ્તુ મુણંતા; ક્ષેત્રથી લઘુ અંગુલતણો, ભાગ અસંખિત દેખે, તેહમાં પુદ્‌ગલ ખંધ જે, તેહને જાણે પેખે; લોક પ્રમાણે અલોકમાં એ, ખંડ અસંખ્ય ઉકિકટ્ઠ, ભાગ અસંખ્ય આવલિતણો, અદ્ધા લઘુપણે દિટ્ઠ. ૨ ઉત્સર્પિણી અવસર્પિણી એ, અતીત અનાગત અદ્ધ; અતિશય સંખ્યાતિગપણે, સાંભલો ભાવ પ્રબંધા, એક એક દ્રવ્યમાં ચાર ભાવ, જઘન્યથી તે નિરખે, અસંખ્યાતા દ્રવ્ય દીઠ, પર્યવ ગુરુથી પરખે; ચાર ભેદ સંક્ષેપથી એ, નંદીસૂત્ર પ્રકાસે; વિજયલક્ષ્મીસૂરિ તે લહે, જ્ઞાન ભક્તિ સુવિલાસે. ૩

પછી નમુત્થુણં૦ જાવંતિ૦ જાવંત૦ નમોઽર્હત્૦ કહી સ્તવન કહેવું, તે આ પ્રમાણે—

## શ્રી અવધિજ્ઞાનનું સ્તવન

( કુમર ગભારો નજરે દેખતાંજી—એ દેશી )

પૂજો પૂજો અવધિજ્ઞાનને પ્રાણિયા રે, સમકિતવંતને એ ગુણ હોય રે; સવિ જિનવર એ જ્ઞાને અવતરી રે, માનવ મહોદય જોય રે. પૂજો૦ ૧ શિવરાજ ઋષિ વિપર્યય દેખતો રે, દ્વીપ સાગર સાત સાત રે; વીર પસાયે દોષ વિભંગ ગયો રે, પ્રગટ્યો અવધિ ગુણ વિખ્યાત રે. પૂજો૦ ૨ ગુરુ સ્થિતિ

સાધિક છાસઠ સાગરુ રે, કોઇને એક સમય લઘુ જાણ રે; ભેદ અસંખ્ય છે તરતમ યોગથી રે, વિશેષાવશ્યકમા એહ વખાણ રે પૂજો૦ ૩ ચારશે એક લાખ તેત્રીશ સહસ છે રે, ઓહીનાણી મુણિંદ રે, ઋષભાદિક ચઉવીશ જિણંદના રે, નમે પ્રભુ પદ અરવિંદ રે પૂજો૦ ૪ અવધિજ્ઞાની આણંદને દીએ રે, મિચ્છામિ દુક્કડ ગોયમસ્વામી રે, વરજો આશાતન જ્ઞાન જ્ઞાનીતણી રે, વિજયલક્ષ્મી સુખધામ રે. પૂજો૦ ૫

પછી જયવીયરાય કહી ખમાસમણ દઈ ઇચ્છાકારેણ સદિસહ ભગવન્! અવધિજ્ઞાન આરાધનાર્થં કાઉસ્સગ્ગ કરું? ઇચ્છં? અવધિજ્ઞાનઆરાધનાર્થં કરેમિ કાઉસ્સગ્ગ વંદણ૦ અન્નત્થ૦ કહી એક લોગસ્સનો અને ન આવડે તો ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરી પારી થોય કહેવી, તે આ પ્રમાણે—

## શ્રી અવધિજ્ઞાનની થોય

(ચક્રેશ્વર સાહિબ જે સમરે—એ દેશી)

ઓહી નાણસહિત સવિ જિનવરુ, ચવિ જનની કૂખે અવતરુ, જસ નામે લહીયે સુખતરુ, સવિ ઇતિ ઉપદ્રવ સંહરુ, હરિ પાઠક સંશય મહરુ વીર મહિમા જ્ઞાન ગુણાયરુ, તે માટે પ્રભુજી વિશ્વભરુ, વિજયાંકિત લક્ષ્મી સુહકરુ ૧

પછી ખમાસમણ દઈ ઉભા થઇ અવધિજ્ઞાનના ગુણ વર્ણવવાને અર્થે દુહા કહેવા, તે આ પ્રમાણે—

## શ્રી અવધિજ્ઞાનના દુહા

અસંખ્ય ભેદ અવધિતણા, ષટ્ તેહમા સામાન્ય, ક્ષેત્ર પનક લઘુથી ગુરુ, લોક અસંખ્ય પ્રમાણ લોચન પરે સાથે

રહે, તે અનુગામિક ધામ; છાશઠ સાગર અધિક છે, એક જીવ આશરી ઠામ. ઉપન્યો અવધિજ્ઞાનનો, ગુણ જેહને અવિકાર; વંદના તેહને માહરી, શ્વાસમાંહે સો વાર. ૧

આ દુહો સર્વત્ર ખમાસમણે કહેવો.

જે ક્ષેત્રે ઓહી ઉપન્યું, તિહાં રહ્યો વસ્તુ દેખંત; થિર દીપકની ઉપમા, અનનુગામી લહંત. ઉપ૦ ૨ અંગુલ અસંખ્યેય ભાગથી, વધતું લોક અસંખ્ય; લોકાવધિ પરમાવધિ, વદ્ધમાન ગુણ કંખ્ય; ઉપ૦ ૩ યોગ્ય સામગ્રી અભાવથી, હીયમાન પરિણામ; અધઅધ પૂરવ યોગથી, એહવો મનનો કામ. ઉપ૦ ૪ સંખ્ય અસંખ્ય જોજન સુધી, ઉત્કૃષ્ટો લોકાંત; દેખી પ્રતિપાતિ હોય, પુદ્ગલ દ્રવ્ય એકાંત. ઉપ૦ ૫ એક પ્રદેશ અલોકનો, પેખે જે અવધિનાણ; અપડિવાઈ અનુક્રમે, આપે કેવલનાણ. ઉપ૦ ૬

## મનઃપર્યવ જ્ઞાન.

પછી ખમાસમણ દઈ ઈચ્છાકારેણ સંદિસહ ભગવન્! શ્રી મનઃપર્યવજ્ઞાનઆરાધનાર્થં ચૈત્યવંદન કરૂં ? ઈચ્છં, કહી ચૈત્યવંદન કરવું. તે આ પ્રમાણે.

## શ્રી ચતુર્થ મનઃપર્યવજ્ઞાન ચૈત્યવંદન.

શ્રી મનઃપર્યવ જ્ઞાન છે, ગુણપ્રત્યયી એ જાણો; અપ્રમાદી ઋદ્ધિવંતને, હોયે સંયમ ગુણઠાણો; કોઈક ચારિત્રવંતને, ચઢતે શુભ પરિણામે, મનના ભાવ જાણે સહી, સાગાર ઉપયોગ ઠામે, ચિંતવિતા મનોદ્રવ્યના એ, જાણે ખંધ અનંતા; આકાશે મનો-

વર્ગણા, રહ્યા તે નવિ સુણુંતા ૧ સંજ્ઞી પંચેંદ્રિય પ્રાણીયે, તનુ યોગે કરી ગ્રહીયા, મનયોગે કરી મનપણે, પરિણમે તે દ્રવ્ય સુણીયા, તિર્છું માણુસક્ષેત્રમા, અઢી દ્વીપ સહિ વિલોકે; તિરછાલોકના મધ્યથી, સહસ જોયણ અધોલોકે; ઊર્ધ્વ જાણે જ્યોતિષી લગે એ, પલિયનો ભાગ અસંખ્ય, કાલથી ભાવ થયા થશે, અતીત અનાગત સંખ્ય. ૨ ભાવથી ચિંતિત દ્રવ્યના, અસંખ્ય પર્યાય જાણે, ઋજુમતિથી વિપુલમતિ, અધિકા ભાવ વખાણે, મનના પુદ્દગલ દેખીને, અનુમાને ગ્રહે સાચુ, વિતથપણું પામે નહી, તે જ્ઞાને ચિત્ત રાચું, અમૂર્તિ ભાવ પ્રગટ પણે એ, જાણે શ્રી ભગવંત, ચરણકમલ નમુ તેહના, વિજયલક્ષ્મી ગુણવંત ૩

પછી નમુથ્થુણં૦ જાવંતિ૦ જાવંત૦ નમોઽર્હત્ કહી સ્તવન કહેવું, તે આ પ્રમાણે—

## ચતુર્થ શ્રીમનઃપર્યવજ્ઞાન સ્તવન.

(છ રે છ એ દેશી)

છ રે મહારે શ્રી જિનવર ભગવાન, અરિહંત નિજ નિજ જ્ઞાનથી, છ રે છ, છ૦ સંયમ સમય જાણુંત, તવ લોકાંતિક માનથી, છ રે છ ૧ છ૦ તીર્થ વર્તાવો નાથ, ઇમ કહી પ્રણમે તે સુરા, છ રે છ. છ૦ પદ અતિશયવંત દાન, લેઈ હરખે સુર નરા છ રે છ૦ ૨ છ૦ ઇણ વિધ સવિ અરિહંત સર્વવિરતિ જબ ઉચ્ચરે, છ રે છ છ૦ મન પર્યવ તવ નાણુ, નિર્મલ આતમ અનુસરે૦ છ રે છ ૩ છ૦ જેહને વિપુલમતિ તેહ, અપ્રતિપાતિપણે ઊપજે છરે છ છ૦ અપ્રમાદી

ઋદ્ધિવંત, ગુણઠાણે ગુણ નીપજે. જી રે જી. ૪ જી૦ એક લક્ષ પીસ્તાલીશ હજાર, પાંચશે એકાણું જાણીયે, જી રે જી. જી૦ મનનાણી મુનિરાજ, ચોવીશ જિનના વખાણીયે. જી રે જી. ૫ જી૦ હું વંદુ ધરી નેહ, સવિ સંશય હરે મન-તણા. જી રે જી૦ વિજયલક્ષ્મી શુભ ભાવ, અનુભવજ્ઞાનના ગુણ ઘણા. જી રે જી૦ ૬

પછી જયવીયરાય કહી, ખમાસમણ દઈ ઈચ્છાકારેણ સંદિસહ ભગવન્! ચોથું મનઃપર્યવજ્ઞાન આરાધનાર્થં કાઉસ્સગ્ગ કરૂં? ઇચ્છં. મનઃપર્યવજ્ઞાન આરાધનાર્થં કરેમિ કાઉસ્સગ્ગં વંદણવ૦ અન્નત્થ૦ કહી એક લોગસ્સનો ન આવડે તો ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરી પારી થોય કહેવી, તે આ પ્રમાણે—

### શ્રી મનઃપર્યવજ્ઞાનની થોય.

( શ્રી શંખેશ્વર પાસ જિનેશ્વર—એ દેશી. )

પ્રભુજી સર્વ સામાયિક ઉચ્ચરે, સિદ્ધ નમી મદવારી જી, છદ્મસ્થ અવસ્થા રહે છે જિહાં લગે, યોગાસન તપ ધારી જી; ચોથું મનઃપર્યવ તવ પામે, મનુજ લોક વિસ્તારી જી, તે પ્રભુને પ્રણમો ભવિ પ્રાણી, વિજયલક્ષ્મી સુખકારીજી. ૧

પછી ખમાસમણ દઈ ઊભા રહી, મનઃપર્યવજ્ઞાનના ગુણ સ્તવવા અર્થે દુહા કહેવા, તે આ પ્રમાણે—

### દુહા.

મનઃપર્યવ દુગ ભેદથી, સંયમ ગુણ લહી શુદ્ધ, ભાવ મનોગત સંજ્ઞીના, જાણે પ્રગટ વિશુદ્ધ૦ ઘટ એ પુરુષે ધારીયો,

ઈમ સામાન્ય ગ્રહંતે, પાંચે વિશેષ વિમુખ લહે, ઋજુમતિ મનહ મુણંતં એ ગુણ જેહને ઊપન્યો, સર્વવિરતિ ગુણઠાણ, અણમું હિતથી તેહના, ચરણકમલ ચિત્ત આણ ૧ અસા- સમણ દઈ, નગર જાતિ કંચનતણો, ધાર્યો ઘટ એહ રૂપ; ઈમ વિશેષ મન જાણતો, વિપુલમતિ અનુરૂપ૦ ૨ એ ગુણ જેહને૦ એ આંકણી

## કેવળજ્ઞાન.

પ્રથમ ખમાસમણ દઈને ઈચ્છાકારેણ સંદિસહ ભગવન્ ! પંચમ કેવલજ્ઞાનઆરાધનાર્થં ચૈત્યવંદન કરું ! ઈચ્છ૦ કહી ચૈત્યવંદન કરવું, તે આ પ્રમાણે—

### પંચમ શ્રી કેવલજ્ઞાનનું ચૈત્યવંદન

શ્રી જિન ચઉનાણી થઈ, શુકલધ્યાન અભ્યાસે, અતિશય આત્મરૂપ, ક્ષણ ક્ષણ પ્રકાશે, નિદ્રા સ્વપ્ન જાગર દશા, તે સવિ દૂર હોવે, ચોથી ઉજાગર દશા, તેહનો અનુભવ જોવે, ક્ષપકશ્રેણી આરોહિયા એ, અપૂર્વ શક્તિ સયોગે, લહી ગુણ- ઠાણ બારમું, તુરીય કષાય વિયોગે ૧ નાણ દંસણ આવરણમોહ, અંતરાય ઘનઘાતી, કર્મ દુષ્ટ ઉચ્છેદીને, થયા પરમાતમ જાતી; ક્ષેય ધરમ સવિ વસ્તુના, સમયાંતર ઉપયોગ, પ્રથમ વિશેષ- પણે ગ્રહે, બીજે સામાન્ય સંયોગ, સાદિ અનંત ભાગે કરી, દર્શન જ્ઞાન અનંત, ગુણઠાણું લહી તેરમું, ભાવ જિણંદ જયવંત ૨ મૂલ પયડીનો એક બંધ, સત્તા ઉદયે ચાર; ઉત્તરપયડીનો એક બંધ, તિમ ઉદયે રહે બાયાલ, સત્તા પંચાસી તણી, કર્મ જેહવાં રજ્જુ છાર, મન વચ કાયા યોગ

જાસ, અવિચલ અવિકાર; સયોગી કેવલીતણી એ, પામી દશાયે વિચરે; અક્ષય કેવલજ્ઞાનના, વિજયલક્ષ્મી ગુણ ઉચ્ચરે. ૩

પછી નમુત્થુ૦ જાવંતિ૦ જાવંત૦ નમોઽર્હત્‌૦ કહી સ્તવન કહેવું, તે આ પ્રમાણે—

## પંચમ શ્રી કેવલજ્ઞાનનું સ્તવન.

( કપૂર હોયે અતિ ઉજલો રે—એ દેશી )

શ્રી જિનવરને પ્રગટ થયું રે, ક્ષાયિકભાવે જ્ઞાન. દોષ અઢાર અભાવથી રે, ગુણ ઉપન્યા તે પ્રમાણ રે, ભવિયા, વંદો કેવલજ્ઞાન. ૧ પંચમી દિન ગુણખાણ રે, ભવિયા વંદો૦ એ આંકણી. અનાસીના નામનો રે, કિશ્યો વિશેષ કહેવાય ? એ તો મધ્યમા વૈખરી રે, વચન ઉલ્લેખ ઠરાય રે. ભવિ૦ વંદો૦ ધ્યાન ટાણે પ્રભુ તું હોય રે, અલખ અગોચર રૂપ; પરા પશ્યંતિ પામીને રે, કાંઇ પ્રમાણે મુનિરૂપ રે. ભવિ૦ વંદો૦ ૩ છતી પર્યાય જે જ્ઞાનના રે, તે તો નવિ બદલાય; જ્ઞેયની નવ નવી વર્તના રે, સમયમાં સર્વ જણાય રે. ભવિ૦ વંદો૦ ૪ બીજા જ્ઞાનતણી પ્રભા રે, એહમાં સર્વ સમાય; રવિ પ્રભાથી અધિક નહીં રે, નક્ષત્ર ગણ સમુદાય રે. ભવિ૦ વંદો૦ ૫ ગુણ અનંતા જ્ઞાનના રે, જાણે ધન્ય નર તેહ; વિજયલક્ષ્મીસૂરિ તે લહે રે, જ્ઞાન મહોદય ગેહ રે. ભવિ૦ વંદો૦ ૬

પછી ખમાસમણ દઈ ઈચ્છાકારેણ સંદિસહ ભગવન્‌ શ્રી કેવલજ્ઞાનઆરાધનાર્થં કાઉસ્સગ્ગ કરું ? ઇચ્છં ?. શ્રી કેવલજ્ઞાન આરાધનાર્થં કરેમિ કાઉસ્સગ્ગં, વંદણવત્તિઆએ અન્નત્થ કહી

એક લોગસ્સનો ન આવડે તો ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરી નમોઽર્હત્૦ કહી થોય કહેવી. તે આ પ્રમાણે—

## થોય.

( પ્રહ ઉઠી વંદૂ—એ દેશી )

છત્રત્રય ચામર, તરુ અશોક સુખકાર, દિવ્ય ધ્વનિ દુંદુભિ, ભામંડલ ઝલકાર, વરસે સુર કુસુમે, સિંહાસન જિન સાર, વંદે લક્ષ્મીસૂરિ કેવલ જ્ઞાન ઉદાર

પછી ખમાસમણ દઈ ઉભા રહી, કેવલજ્ઞાનના ગુણ સ્તવવા અર્થે દુહા કહેવા, તે આ પ્રમાણે—

## પંચમ શ્રી કેવલજ્ઞાનના દુહા.

બહિરાતમ ત્યાગે કરી, અંતર આતમ રૂપ, અનુભવી જે પરમાતમા, ભેદ એકજ ચિદ્રુપ ૧ પુરુષોત્તમ પરમેશ્વરુ, પરમાનંદ ઉપયોગ, જાણે દેખે સર્વને, સ્વરૂપરમણ સુખ ભોગ ૨. ગુણ પર્યાય અનંતતા, જાણે સઘલા દ્રવ્ય, કાલત્રય વેદિ જિણંદ, ભાવિત ભવ્યાભવ્ય ૩ અલોક અનંતો લોકમાં, થાપે જેહ સમત્થ, આતમ એક પ્રદેશમાં, વીર્ય અનંત પસત્થ૦ ૪ કેવલદંસણ નાણનો, ચિદાનંદ ઘન તેજ, જ્ઞાનપંચમી દિન પૂજીયે, વિજયલક્ષ્મી શુભ હેજ. ૫

## શ્રી મૌનએકાદશીનું દોઢસો કલ્યાણકનું ગણણું.

૧ જંબૂદ્વીપે ભરતે અતીત ચોવીશી.

૪ શ્રી મહાયશ સર્વજ્ઞાય નમઃ

૬ શ્રી સર્વાનુભૂતિઅર્હતે નમઃ

૬ શ્રી સર્વાનુભૂતિનાથાય નમઃ
૬ શ્રી સર્વાનુભૂતિસર્વજ્ઞાય નમઃ
૭ શ્રી શ્રીધરનાથાય નમઃ

૨. જંબૂદ્વીપે ભરતે વર્ત્તમાન ચોવીશી.

૨૧ શ્રી નમિનાથસર્વજ્ઞાય નમઃ
૧૯ શ્રી મલ્લિનાથઅર્હતે નમઃ
૧૯ શ્રી મલ્લિનાથનાથાય નમઃ
૧૯ શ્રી મલ્લિનાથસર્વજ્ઞાય નમઃ
૧૮ શ્રી અરનાથનાથાય નમઃ

૩. જંબૂદ્વીપે ભરતે અનાગત ચોવીશી.

૪ શ્રી સ્વયંપ્રભસર્વજ્ઞાય નમઃ
૬ શ્રી દેવશ્રુતઅર્હતે નમઃ
૬ શ્રી દેવશ્રુતનાથાય નમઃ
૬ શ્રી દેવશ્રુતસર્વજ્ઞાય નમઃ
૭ શ્રી ઉદયનાથનાથાય નમઃ

૪. ધાતકી ખંડે પૂર્વ ભરતે અતીત ચોવીશી.

૪ શ્રી અકલંકસર્વજ્ઞાય નમઃ
૬ શ્રી શુભંકરનાથઅર્હતે નમઃ
૬ શ્રી શુભંકરનાથનાથાય નમઃ
૬ શ્રી શુભંકરનાથસર્વજ્ઞાય નમઃ
૭ શ્રી સપ્તનાથનાથાય નમઃ

૫. ધાતકી ખંડે પૂર્વભરતે વર્તમાન ચોવીશી.

૨૧ શ્રી બ્રહ્મેન્દ્રનાથસર્વજ્ઞાય નમઃ

૧૯ શ્રી ગુણનાથઅર્હતે નમ
૧૨ શ્રી ગુણનાથનાથાય નમ
૧૯ શ્રી ગુણનાથસર્વજ્ઞાય નમ
૧૮ શ્રી ગાગિકનાથનાથાય નમ

૬. ધાતકીખંડે પૂર્વભરતે અનાગત ચોવીશી.

૪ શ્રી સાપ્રતસર્વજ્ઞાય નમ
૬ શ્રી મુનિનાથઅર્હતે નમ
૬ શ્રી મુનિનાથનાથાય નમ
૬. શ્રી મુનિનાથસર્વજ્ઞાય નમ
૭ શ્રી વિશિષ્ટનાથનાથાય નમ

૭ પુષ્કરવરદ્વીપે પૂર્વભરતે અતીત ચોવીશી.

૪ શ્રી સુમૃદુનાથસર્વજ્ઞાય નમ
૬ શ્રી વ્યક્તનાથઅર્હતે નમ
૬ શ્રી વ્યક્તનાથનાથાય નમ
૬ શ્રી વ્યક્તનાથસર્વજ્ઞાય નમ
૭ શ્રી કલાશતનાથાય નમ

૮ પુષ્કરવરદ્વીપે પૂર્વભરતે વર્ત્તમાન ચોવીશી

૨૧ શ્રી અરણ્યવાસસર્વજ્ઞાય નમ
૧૮ શ્રી યોગનાથઅર્હતે નમ
૧૯ શ્રી યોગનાથનાથાય નમ
૧૯ શ્રી યોગનાથસર્વજ્ઞાય નમ
૧૮ શ્રી અયોગનાથનાથાય નમ

૯. પુષ્કરવરદ્વીપે પૂર્વભરતે અનાગત ચોવીશી.

૪ શ્રી પરમસર્વજ્ઞાય નમ

૯ શ્રી શુદ્ધાર્ત્તિનાથઅર્હતે નમઃ
૯ શ્રી શુદ્ધાર્ત્તિનાથનાથાય નમઃ
૯ શ્રી શુદ્ધાર્ત્તિનાથસર્વજ્ઞાય નમઃ
૭ શ્રી નિઃક્લેશનાથનાથાય નમઃ

૧૦. ધાતકીખંડે પશ્ચિમભરતે અતીત ચોવીશી.
૪ શ્રી સર્વાર્થસર્વજ્ઞાય નમઃ
૬ શ્રી હરિભદ્રઅર્હતે નમઃ
૬ શ્રી હરિભદ્રનાથાય નમઃ
૬ શ્રી હરિભદ્રસર્વજ્ઞાય નમઃ
૭ શ્રી મગધાધિપનાથાય નમઃ

૧૧. ધાતકીખંડે પશ્ચિમ ભરતે વર્ત્તમાન ચોવીશી.
૨૧ શ્રી પ્રયચ્છસર્વજ્ઞાય નમઃ
૧૯ શ્રી અક્ષોભનાથઅર્હતે નમઃ
૧૯ શ્રી અક્ષોભનાથનાથાય નમઃ
૧૯ શ્રી અક્ષોભનાથસર્વજ્ઞાય નમઃ
૧૮ શ્રી મલયસિંહનાથાય નમઃ

૧૨. ધાતકીખંડે પશ્ચિમભરતે અનાગત ચોવીશી.
૪ શ્રી દિનરુક્સર્વજ્ઞાય નમઃ
૬ શ્રી ધનદનાથઅર્હતે નમઃ
૬ શ્રી ધનદનાથનાથાય નમઃ
૬ શ્રી ધનદનાથસર્વજ્ઞાય નમઃ
૭ શ્રી પૌષધનાથનાથાય નમઃ

૧૩. પુષ્કરવરદ્વીપે પશ્ચિમભરતે અતીત ચોવીશી.
૪ શ્રી પ્રલંબસર્વજ્ઞાય નમઃ

૬ શ્રી ચારિત્રનિધિઅર્હતે નમઃ
૬ શ્રી ચારિત્રનિધિનાથાય નમઃ
૬ શ્રી ચારિત્રનિધિસર્વજ્ઞાય નમઃ
૭ શ્રી પ્રશમરાજિતનાથાય નમઃ

૧૪ પુષ્કરવરદ્વીપે પશ્ચિમ ભરતે વર્ત્તમાન ચોવીશી.
૨૧ શ્રી સ્વામીસર્વજ્ઞાય નમઃ
૧૯ શ્રી વિપરીતનાથઅર્હતે નમઃ
૧૯ શ્રી વિપરીતનાથનાથાય નમઃ
૧૯ શ્રી વિપરીતનાથસર્વજ્ઞાય નમઃ
૧૮ શ્રી પ્રસાદનાથનાથાય નમઃ

૧૫ પુષ્કરવરદ્વીપે પશ્ચિમ ભરતે અનાગત ચોવીશી.
૪ શ્રી અઘટિતનાથસર્વજ્ઞાય નમઃ
૬ શ્રી ભ્રમણેન્દ્રનાથઅર્હતે નમઃ
૬ શ્રી ભ્રમણેન્દ્રનાથનાથાય નમઃ
૬ શ્રી ભ્રમણેન્દ્રનાથસર્વજ્ઞાય નમઃ
૭ શ્રી ઋષભચંદ્રનાથાય નમઃ

૧૬ જંબૂદ્વીપે ઐરવતે અતીત ચોવીશી.
૪ શ્રી દયાતસર્વજ્ઞાય નમઃ
૬ શ્રી અભિનંદનનાથઅર્હતે નમઃ
૬ શ્રી અભિનંદનનાથનાથાય નમઃ
૬ શ્રી અભિનંદનનાથસર્વજ્ઞાય નમઃ
૭ શ્રી રત્નેશનાથનાથાય નમઃ

૧૭ જંબુદ્વીપે ઐરવતે વર્ત્તમાન ચોવીશી.

૨૧ શ્રી શ્યામકોષ્ટસર્વજ્ઞાય નમઃ
૧૯ શ્રી મરુદેવનાથઅર્હતે નમઃ
૧૯ શ્રી મરુદેવનાથનાથાય નમઃ
૧૯ શ્રી મરુદેવનાથસર્વજ્ઞાય નમઃ
૧૮ શ્રી અતિપાર્શ્વનાથનાથાય નમઃ

૧૮ જંબુદ્વીપે ઐરવતે અનાગત ચોવીશી.

૪ શ્રી નંદિષેણુસર્વજ્ઞાય નમઃ
૬ શ્રી વ્રતધરનાથઅર્હતે નમઃ
૬ શ્રી વ્રતધરનાથનાથાય નમઃ
૬ શ્રી વ્રતધરનાથસર્વજ્ઞાય નમઃ
૭ શ્રી નિર્વાણુનાથનાથાય નમઃ

૧૯ ધાતકીખંડે પૂર્વઐરવતે અતીત ચોવીશી.

૪ શ્રી સૌંદર્યસર્વજ્ઞાય નમઃ
૬ શ્રી ત્રિવિક્રમનાથઅર્હતે નમઃ
૬ શ્રી ત્રિવિક્રમનાથનાથાય નમઃ
૬ શ્રી ત્રિવિક્રમનાથસર્વજ્ઞાય નમઃ
૭ શ્રી નરસિંહનાથનાથાય નમઃ

૨૦ ધાતકીખંડે પૂર્વ ઐરવતે વર્ત્તમાન ચોવીશી.

૨૧ શ્રી ક્ષેમંતસર્વજ્ઞાય નમઃ
૧૯ શ્રી સંતોષિતનાથઅર્હતે નમઃ
૧૯ શ્રી સંતોષિતનાથનાથાય નમઃ
૧૯ શ્રી સંતોષિતનાથસર્વજ્ઞાય નમઃ

૧૮ શ્રી કામનાથનાથાય નમ

૨૧ ધાતકીખંડે પૂર્વ ઐરવતે અનાગત ચોવીશી.

૪ શ્રી મુનિનાથસર્વજ્ઞાય નમ
૬ શ્રી ચંદ્રદાહઅર્હતે નમ
૬ શ્રી ચંદ્રદાહનાથાય નમ
૬ શ્રી ચંદ્રદાહસર્વજ્ઞાય નમ
૭ શ્રી દિલાદિત્ય નાથાય નમ

૨૨ પુષ્કરાર્દ્ધ પૂર્વ ઐરવતે અતીત ચોવીશી.

૪ શ્રી અષ્ટાહિકસર્વજ્ઞાય નમ
૬ શ્રી વણિક્નાથઅર્હતે નમ
૬ શ્રી વણિક્નાથનાથાય નમ
૬ શ્રી વણિક્નાથસર્વજ્ઞાય નમ
૭ શ્રી ઉદયજ્ઞાનનાથાય નમ

૨૩ પુષ્કરાર્દ્ધ પૂર્વ ઐરવતે વર્તમાન ચોવીશી.

૨૧ શ્રી તમોકંદસર્વજ્ઞાય નમ
૧૯ શ્રી સાયકાક્ષઅર્હતે નમ
૧૯ શ્રી સાયકાક્ષનાથાય નમ
૧૯ શ્રી સાયકાક્ષસર્વજ્ઞાય નમ
૧૮ શ્રી ક્ષેમંતનાથનાથાય નમ

૨૪ પુષ્કરાર્દ્ધ પૂર્વ ઐરવતે અનાગત ચોવીશી.

૪ શ્રી નિર્વાણિકસર્વજ્ઞાય નમ
૬ શ્રી રવિરાજઅર્હતે નમ
૬ શ્રી રવિરાજનાથાય નમ

૧૭ જંબુદ્વીપે ઐરવતે વર્ત્તમાન ચોવીશી.

૨૧ શ્રી શ્યામકોષ્ટસર્વજ્ઞાય નમઃ
૧૯ શ્રી મરુદેવનાથઅર્હતે નમઃ
૧૯ શ્રી મરુદેવનાથનાથાય નમઃ
૧૯ શ્રી મરુદેવનાથસર્વજ્ઞાય નમઃ
૧૮ શ્રી અતિપાર્શ્વનાથનાથાય નમઃ

૧૮ જંબુદ્વીપે ઐરવતે અનાગત ચોવીશી.

૪ શ્રી નંદિષેણુસર્વજ્ઞાય નમઃ
૬ શ્રી વ્રતધરનાથઅર્હતે નમઃ
૬ શ્રી વ્રતધરનાથનાથાય નમઃ
૬ શ્રી વ્રતધરનાથસર્વજ્ઞાય નમઃ
૭ શ્રી નિર્વાણુનાથનાથાય નમઃ

૧૯ ધાતકીખંડે પૂર્વઐરવતે અતીત ચોવીશી.

૪ શ્રી સૌંદર્યસર્વજ્ઞાય નમઃ
૬ શ્રી ત્રિવિક્રમનાથઅર્હતે નમઃ
૬ શ્રી ત્રિવિક્રમનાથનાથાય નમઃ
૬ શ્રી ત્રિવિક્રમનાથસર્વજ્ઞાય નમઃ
૭ શ્રી નરસિંહનાથનાથાય નમઃ

૨૦ ધાતકીખંડે પૂર્વ ઐરવતે વર્ત્તમાન ચોવીશી.

૨૧ શ્રી ક્ષેમંતસર્વજ્ઞાય નમઃ
૧૯ શ્રી સંતોષિતનાથઅર્હતે નમઃ
૧૯ શ્રી સંતોષિતનાથનાથાય નમઃ
૧૯ શ્રી સંતોષિતનાથસર્વજ્ઞાય નમઃ

૧૮ શ્રી કામનાથનાથાય નમઃ

૨૧ ધાતકીખંડે પૂર્વ ઐરવતે અનાગત ચોવીશી.

૪ શ્રી મુનિનાથસર્વજ્ઞાય નમઃ
૬ શ્રી ચંદ્રદાહઅર્હતે નમઃ
૬ શ્રી ચંદ્રદાહનાથાય નમઃ
૬ શ્રી ચંદ્રદાહસર્વજ્ઞાય નમઃ
૭ શ્રી દિલાદિત્ય નાથાય નમઃ

૨૨ પુષ્કરાર્દ્ધ પૂર્વ ઐરવતે અતીત ચોવીશી.

૪ શ્રી અષ્ટાહ્નિકસર્વજ્ઞાય નમઃ
૬ શ્રી વણિકનાથઅર્હતે નમઃ
૬ શ્રી વણિકનાથનાથાય નમઃ
૬ શ્રી વણિકનાથસર્વજ્ઞાય નમઃ
૭ શ્રી ઉદયજ્ઞાનનાથાય નમઃ

૨૩ પુષ્કરાર્દ્ધ પૂર્વ ઐરવતે વર્તમાન ચોવીશી.

૨૧ શ્રી તમોકંદસર્વજ્ઞાય નમઃ
૧૯ શ્રી સાયકાક્ષઅર્હતે નમઃ
૧૯ શ્રી સાયકાક્ષનાથાય નમઃ
૧૯ શ્રી સાયકાક્ષસર્વજ્ઞાય નમઃ
૧૮ શ્રી ક્ષેમંતનાથનાથાય નમઃ

૨૪ પુષ્કરાર્દ્ધ પૂર્વ ઐરવતે અનાગત ચોવીશી.

૪ શ્રી નિર્વાણિકસર્વજ્ઞાય નમઃ
૬ શ્રી રવિરાજઅર્હતે નમઃ
૬ શ્રી રવિરાજનાથાય નમઃ

૬ શ્રી રવિરાજસર્વજ્ઞાય નમઃ
૭ શ્રી પ્રથમનાથનાથાય નમઃ

૨૫ ધાતકીખંડે પશ્ચિમ ઐરવતે અતીત ચોવીશી.

૪ શ્રી પૂરૂરવાસર્વજ્ઞાય નમઃ
૬ શ્રી અવબોધઅર્હતે નમઃ
૬ શ્રી અવબોધનાથાય નમઃ
૬ શ્રી અવબોધસર્વજ્ઞાય નમઃ
૭ શ્રી વિક્રમેંદ્રનાથાય નમઃ

૨૬ ધાતકીખંડે પશ્ચિમ ઐરવતે વર્ત્તમાન ચોવીશી.

૨૧ શ્રી સુશાંતિસર્વજ્ઞાય નમઃ
૧૯ શ્રી હરદેવઅર્હતે નમઃ
૧૯ શ્રી હરદેવનાથાય નમઃ
૧૯ શ્રી હરદેવસર્વજ્ઞાય નમઃ
૧૮ શ્રી નંદિકેશનાથાય નમઃ

૨૭ ધાતકીખંડે પશ્ચિમ ઐરવતે અનાગત ચોવીશી.

૪ શ્રી મહામૃગેંદ્રસર્વજ્ઞાય નમઃ
૬ શ્રી અશોચિતઅર્હતે નમઃ
૬ શ્રી અશોચિતનાથાય નમઃ
૬ શ્રી અશોચિતસર્વજ્ઞાય નમઃ
૭ શ્રી ધર્મેન્દ્રનાથનાથાય નમઃ

૨૮ પુષ્કરવરદ્વીપે પશ્ચિમ ઐરવતે અતીત ચોવીશી.

૪ શ્રી અશ્વવૃંદસર્વજ્ઞાય નમઃ
૬ શ્રી કુટિલકઅર્હતે નમઃ

૬ શ્રી કુટિલકનાથાય નમઃ
૬ શ્રી કુટિલકસર્વજ્ઞાય નમઃ
૭ શ્રી વર્દ્ધમાનનાથાય નમઃ

૨૯ પુષ્કરવરદ્વીપે પશ્ચિમે ઐરવતે વર્ત્તમાન ચોવીશી.
૨૧ શ્રી નંદિકેશસર્વજ્ઞાય નમઃ
૧૯ શ્રી ધર્મચંદ્રઅર્હતે નમ
૧૯ શ્રી ધર્મચંદ્રનાથાય નમઃ
૧૯ શ્રી ધર્મચંદ્રસર્વજ્ઞાય નમઃ
૧૮ શ્રી વિવેકનાથનાથાય નમ

૩૦ પુષ્કરવરદ્વીપે પશ્ચિમ ઐરવતે અનાગત ચોવીશી.
૪ શ્રી કલાપકસર્વજ્ઞાય નમ
૬ શ્રી વિશોમનાથઅર્હતે નમ
૬ શ્રી વિશોમનાથનાથાય નમ
૬ શ્રી વિશોમનાથસર્વજ્ઞાય નમઃ
૭ શ્રી અરણ્યનાથનાથાય નમ

પંડિત શ્રી રૂપવિજયજીવિરચિત

## મૌન એકાદશીના દેવવંદન.

### પ્રથમ દેવવંદન જોડો.

સ્થાપનાચાર્ય આગળ અથવા નવકાર પંચિંદિયવડે પુસ્તકની સ્થાપના સ્થાપીને પ્રથમ ઇરિયાવહી૦ તસ્સ ઉત્તરી૦ અન્નત્થ કહી એક લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવો અને ન આવડે તો ચાર નવકારનો કાઉસ્સગ્ગ કરી પારી પ્રગટ લોગસ્સ કહી ખ-

ખમાસમણ દઈ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ! ચૈત્યવંદન કરું ? ઇચ્છં કહી યોગમુદ્રાએ બેસી નીચે પ્રમાણે ચૈત્યવંદન કરવું.

## પ્રથમ ચૈત્યવંદન.

નગરગજપુરપુરંદરપુર–શોભયા અતિજિત્વરં, ગજવાજિરથવરકોટિકલિતં ઇંદિરાભૃતસંદિરં; નરનાથબત્રીશસહસસેવિત–ચરણપંકજસુખકરં, સુરઅસુરવ્યંતરનાથપૂજિત, નમો શ્રીઅર-જિનવરં૦ ૧ અપ્સરાસમરૂપ અદ્ભૂત–કલાયૌવનગુણભરી, એક લાખ બાણુ સહસ ઉપર, સોહિએ અંતેઉરી; ચોરાશી લખ ગજ વાજી સ્યંદન, કોટિ છન્નુ ભટવરં. સુર અ૦ ૨ સગ પણિંદી સગ એગિંદી, ચઉદ રત્નશું શોભિતં, નવનિધાના–ધિપતિ નાકી, ભક્તિભાવભૃતૈર્નતં; કોટિ છન્નુ ગ્રામનાયક, સકલશત્રુ-વિજિત્વરં. સુર અ૦ ૩ સહસ અષ્ટો–ત્તર સુલંછન–લક્ષિતં કનકચ્છવિં; ચિન્હનંદાવર્ત્તશોભિત, સ્વપ્રભાનિર્જિતરવિં; ચક્રી સપ્તમ ભુક્તભોગી, અષ્ટાદશમો જિનવરં. સુર અ૦ ૪ લોકાંતિકાસરબોધિતો જિન, ત્યક્તરાજ્યરમાભરં; મૃગશિર એકાદશી શુક્લપક્ષે, ગ્રહિતસંયમસુખકરં, અરનાથ પ્રભુપદ પદ્મ સેવન, શુદ્ધરૂપ સુખાકરં. સુર અ૦ ૫

પછી જં કિંચિ૦ નમુત્થુણં૦ અને જયવીયરાય અર્ધું કહી પછી ખમાસમણ દઈને બીજું ચૈત્યવંદન કરવું, તે આ પ્રમાણે—

## દ્વિતીય ચૈત્યવંદન.

રાય સુદર્શન કુલ નભે, નૂતન દિનમણી રૂપ; દેવી માતા જનમિયો, નમે સુરાસુર ભૂપ. ૧ કુમર રાજ્ય ચક્રીપણે, ભોગવી

ભોગ ઉદાર, ત્રેસઠ સહસ વરસાં પછી, લીધે પ્રભુ સંયમભાર. ૨ સહસ પુરુષ સાથે લીધે, સંયમ શ્રીજિનરાય; દસે પદ પદ નમ્યા થકી, શુદ્ધ રૂપ નિજ થાય. ૩

પછી જં કિંચિ૦ નમુત્થુણં૦ અરિહંતચેઇયાણં૦ અન્નત્થ૦ કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરી પારી એક થોય કહેવી પછી લોગસ્સ૦ સવ્વલોએ અરિહંત૦ અન્નત્થ૦ કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરવો. પછી પારી બીજી થોય કહેવી. પછી પુખ્ખરવર૦ સુઅસ્સ ભગવઓ કરેમિ કાઉસ્સગ્ગં વંદણ વત્તિઆએ૦ અન્નત્થ૦ કહી એક નવકારનો કાઉસગ્ગ કરી પારી ત્રીજી થોય કહેવી પછી સિદ્ધાણં બુદ્ધાણં૦ વેયાવચ્ચગ૦ તસ્સઉત્તરી૦ અન્નત્થ૦ કહી ચોથી થોય કહેવી તે થોયો આ પ્રમાણે—

## શ્રી અરજિનની થોયો

શ્રી અરનાથ જિનેશ્વરુ, ચક્રી સપ્તમ સોહે; કનક વરણ છબી જેહની, ત્રિભુવન મન મોહે; ભોગ કરમનો ક્ષય કરી, જિન દીક્ષા લીધી, મન પર્યવનાણી થયા, કરી યોગની સિદ્ધિ. ૧ માગસિર શુદિ એકાદશી, અર દીક્ષા લીધી; મલ્લિ જનમ વ્રત કેવલી, નમી કેવલ ઋદ્ધિ; દશ ક્ષેત્રે ત્રણ કાલના, પંચ પંચ કલ્યાણ, તિણે એ તીથિ આરાધતાં, લહીએ શિવપુર ઠાણ. ૨ અંગ ઇગ્યાર આરાધવા, વળી બાર ઉપાંગ; મૂલસૂત્ર ચારે ભલા, ષટ્ છેદ સુચંગ; દશ પયન્ના દીપતા, નંદી અનુ- યોગદ્વાર; [illegible] હ આરાધતા, લહો ભવ જલ પાર. જિનપદ [illegible] ર, સમકિત ગુણિધારી;

સોહામણો, દેવી ધારણી સારી; પ્રભુપદ પદ્મની સેવના, કરે જે નરનારી; ચિદાનંદ નિજ રૂપને, લહે તે નિરધારી. ૪

પછી બેસી નમુત્થુણં કહી અરિહંતચેઈઆણં૦ અન્નત્થ૦ કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરી પારી નમોऽર્હત્ કહી બીજા જોડાની પ્રથમ થોય કહેવી. ત્યારપછી લોગસ્સ૦ સવ્વ-લોએ૦ અન્નત્થ કહી નવકારનો કાઉસ્સગ્ગ કરી પારી બીજા જોડાની બીજી થોય કહેવી. પછી પુક્ખરવરદી૦ સુઅસ્સ ભગવઓ૦ અન્નત્થ૦ કહી નવકારનો કાઉસ્સગ્ગ કરી પારી ત્રીજી થોય કહેવી. પછી સિદ્ધાણં૦ વેયાવચ્ચ૦ તસ્સઉત્તરી૦ અન્નત્થ કહી ચોથી થોય કહેવી. એ રીતે પૂર્વની પેઠે ચારે થોયો કહેવી. તે થોયો નીચે પ્રમાણે—

## શ્રી અરજિન થોયો

શ્રી અરજિન ધ્યાવો, પુણ્યના થોક પાવો; સવિ દુરિત ગમાવો, ચિત્ત પ્રભુ ધ્યાન લાવો; મદ મદન વિરાવો, ભાવના શુદ્ધ ભાવો; જિનવર ગુણ ગાવો, જિમ લહો મોક્ષ ઠાવો. ૧ સવિ જિનસુખકારી, ક્ષય કરી મોહ ભારી; કેવલ શુચિ ધારી, માન માયા નિવારી; થયા જગ ઉપગારી, ક્રોધ યોદ્ધા પહારી; શુચિગુણગણધારી, જે વર્યા સિદ્ધિ નારી. ૨ નવતત્ત્વ વખાણી, સપ્તભંગી પ્રમાણી; સગ નયથી મિલાણી, ચાર અનુયોગ ખાણી; જિનવરની વાણી, જે સુણે ભવ્ય પ્રાણી; તિણે કરી અઘહાણી, જઈ વરે સિદ્ધિ રાણી. ૩ સમકિતી નરનારી, તેહની ભક્તિકારી; ધારણી સૂરી સારી, વિઘ્નના થોક હારી; પ્રભુ આણાકારી, લબ્ધિ લીલા વિહારી; સંઘદુરિત નિવારી, હોજ્યો આણંદકારી. ૪

પછી નમુત્થુણં કહી, જાવંતિ ચેઇઆઇં૦ કહી પછી જાવંત કેવિ સાહૂ૦ કહી પછી નમોઽર્હત્ કહી સ્તવન કહેવું. તે આ પ્રમાણે-

## શ્રી અરજિન દીક્ષાકલ્યાણક સ્તવન

( ફતેમલના ગીતની દેશી )

જગપતિ શ્રી અરજિન જગદીશ, હસ્તિનાગપુર રાજીયો, જગપતિ રાય સુદર્શન નંદ, મહિમા મહિમાંહે ગાજીયો. ૧ જગપતિ કંચન વરણ-શરીર, કામિત પુરણ સુરતરુ, જગપતિ લછન નંદાવર્ત્ત, ત્રણ ભુવન મંગલકરુ. ૨ જગપતિ ષટ્‌ખંડ ભરત અખંડ, ચક્રવર્તિની સંપદા, જગપતિ સહસ બત્રીશ ભૂપાલ, સેવિત ચરણકમલ સદા ૩ જગપતિ સોહે સુંદર વાન, ચઉસઠ સહસ અંતેઉરી, જગપતિ ભોગવી ભોગ રસાલ, જોગદશા ચિત્તમા ધરી ૪ જગપતિ સહસ પુરુષ સંઘાત, મૃગશિર શુદિ એકાદશી, જગપતિ સંયમ લીયે પ્રભુ ધીર, ત્રિકરણ યોગે ઉલ્લસી ૫ જગપતિ ચોસઠ સુરપતિ તામ, ભક્તિ કરે ચિત્ત ગહગહી; જગપતિ નાચે સુર વધુ કોડિ, અંગ મોડી આગલ રહી. ૬ જગપતિ વાજે નવ નવ છંદ, દેવ વાજિંત્ર સોહામણા, સુરપતિ દેવદૂષ્ય ઠવે ખંધ, પુષ્પવૃષ્ટિ કરે સુર ઘણા. ૭ જગપતિ ધન્ય વેલા ઘડી તેહ, ધન્ય તે સુરનર ખેચરા; જગપતિ જેણે કલ્યાણક દીઠ, ધન્ય જનમ તે ભવ તર્યા ૮ જગપતિ પ્રભુપદ પદ્મની સેવ, ત્રિકરણ શુદ્ધે જે કરે, જગપતિ કરીય કરમનો અંત, શુદ્ધ રૂપ નિજ તે વરે ૯

પછી જય વીયરાય અર્દ્ધા કહીને ખમાસમણ દઇ ચૈત્યવંદનનો આદેશ માગી ત્રીજુ ચૈત્યવંદન કહેવું, તે આ પ્રમાણે

## તૃતીય ચૈત્યવંદન

અવધિજ્ઞાને આલોગીને, નિજ દીક્ષા કાલ; દાન સંવચ્છરી જિન દીયે, મનોવાંછિત તતકાલ. ૧ ધન કણ કંચન કામિની, રાજ ઋદ્ધિભંડાર; છંડી સંયમ આદરે, સહસ પુરુષ પરિવાર. ૨ મૃગશિર શુદિ એકાદશી એ, સંયમ લીયે મહારાજ; તસ પદ પદ્મ સેવનથકી, સીઝે સઘલાં કાજ. ૩

પછી જંકિંચિ કહી નમુત્થુણં કહીને, જય વીયરાય સંપૂર્ણ કહેવા.

## દેવવંદનનો બીજો જોડો.

વિધિ—પ્રથમના જોડાની સાફક જ હવે પછીના સઘળા જોડાની વિધિ જાણવી.

## પ્રથમ ચૈત્યવંદન

જય જય મલ્લિ જિણંદ ચંદ, ગુણ કંદ અમંદ; નમે સુરાસુર ચંદ, તિમ ભૂપતિ વૃંદ. ૧ કુસુમગેહ શય્યા કુસુમ, કુસુમાભરણ સોહાય; જનની કૂખે જબ જિન હુતા, મલ્લિ નામ તિણે ઠાય. ૨ કુંભ નરેશ્વર કુલતિલો એ, મલ્લિનાથ જિનરાજ; તસ પદ પદ્મ નમ્યાથકી, સિઝે સઘલાં કાજ. ૩

## દ્વિતીય ચૈત્યવંદન

નીલ વરણ દુઃખહરણ, શરણ શરણાગત વત્સલ; નિરૂપમ રૂપ નિધાન સુજસ, ગંગાજલ નિરમલ. ૧ સુગુણ સુરાસુર કોડિ, દોડી નિત્ય સેવા સારે; ભક્તિ જુક્તિ નિત્યમેવ, કરી

નિજ જન્મ સુધારે. ૨ બાલપણે જિનરાજને એ, સવિ મેલી હુલરાવે; જિન મુખ પદ્મ નીહાલીને, બહુ આણંદ પાવે. ૩

## થોયોનો પ્રથમ જોડો

સુણ સુણ રે સાહેલી, ઉઠી સહુથી પહેલી, કરી સ્નાન વહેલી, જિમ વધે પુણ્ય વેલી; તજી મોહની પહેલી, ખંડ કરી કામવલ્લી, કરી ભક્તિ સુભલ્લી, પૂજિ જિન દેવ મલ્લી ૧ સવિ જિન સુખકારી, મોહ નિદ્રા નિવારી, ભવિજન નિસ્તારી, વાણી સ્યાદ્વાદધારી, નિર્મલ ગુણધારી, ધોત મિથ્યાત ગારી, નમિએ નર નારી, પાપ સતાપ છારી ૨ મૃગશિર અજુઆલી, સર્વ તિથિમા રસાલી, એકાદશી પાલી, પાપની શ્રેણિ ગાલી; આગમમા રસાલી, તિથિ કહી તે સંભાલી, શિવવધુ લટકાળી, પરણશે દેઈ તાલી. ૩ વૈરુટ્યા દેવી, ભકિત હિયડે ધરેવી, જિન ભકિત કરેવી, તેહના દુ ખ હરેવી; મમ મહિર કરેવી, લચ્છી લીલા વરેવી, કવિ રૂપ કહેવી, દેજો સુખ નિત્યમેવી ૪

## થોયોનો બીજો જોડો

મિથિલાપુરી જાણી, સ્વર્ગ નગરી સમાણી, કુભ નૃપ ગુણખાણી, તેજથી વજ્રપાણી; પ્રભાવતી રાણી, દેવનારી સમાણી, તસ કૂખ વખાણી, જન્મ્યા જિહા મલ્લિ નાણી. ૧ દિશિકુમરી આવે, જન્મ કરણી ઠરાવે; જિનના ગુણ ગાવે, ભાવના ચિત્ત ભાવે, જન્મોત્સવ દાવે, ઇંદ્ર સુર શૈલ ઠાવે, હરિ જિન ગૃહ આવે, લઈ પ્રભુ મેરુ જાવે. ૨ અચ્યુત સુર રાજા, સ્નાત્ર કરે ભકિતભાજા, નિજ નિજ સ્થિતિભાજા, પૂજે જિન ભકિત

લાજા; નિજ ચઢત દિવાજા, સૂત્રમર્યાદ ભાજા; સમકિત કરી સાજા, ભોગવે સુખ માજા. ૩ સુરવધૂ મલી રંગે, ગાય ગુણ બહુ ઉમંગે; જિન લઇ ઉચ્છરંગે, ગોદે થાપે ઉમંગે; જિન-પતિને સંગે, ભક્તિરંગ પ્રસંગે, સંઘભક્તિ તરંગે, પામે લચ્છી અભંગે. ૪

## શ્રી મલ્લિજિન જન્મ કલ્યાણક સ્તવન

( મારો પીયુડો પરઘર જાય, સુખી શું કહીયે રે )

મિથિલા તે નયરી દીપતી રે, કુંભ નૃપતિ કુલ હંસ; મલ્લિ જિણંદ સોહામણો રે, સયલ દેવ અવતંસ. ૧ સખી સુણ કહિયે રે, માહરો જિનજી મોહનવેલિ, હિયડે વહિયે રે; એ આંકણી. છપ્પન દિશિકુમરી મલી રે, કરતી જન્મના કાજ; હેજાલી હરખે કરી રે, હુલરાવે જિનરાજ. સખી૦ ૨ મહારો૦ વીણા વજાવે વાલહી રે, લળી લળી જિનગુણ ગાય; ચિરંજીવો એ બાલુડો રે, જિમ કંચનગિરિ રાય. સખી૦ ૩ મહા૦ કેઇ કરમાં વીંજણ ગ્રહી રે, વીંજે હરખે વાય; ચતુરા ચામર ઢાલતી રે, સુર વધુ મન મલકાય. સખી૦ ૪ મહા૦ નાચે સાચે પ્રેમથી રે, રાચે માચે ચિત્ત; જાચે સમકિત શુદ્ધતા રે, ભવ જલ તરણ નિમિત્ત. સ૦ ૫ મહા૦ ઉર શિર સ્કંધ ઉપર ધરે રે, સુરવધુ હોડા હોડિ; જગત તિલક ભાલે ધરી રે, કરતી ઓડા મોડિ સ૦ ૬ મહા૦ તવ સુરપતિ સુરગિરિ શિરે રે, નમન કરે કરજોડિ; તીર્થોદક કુંભા ભરી રે, સાત લાખ એક કોડિ સ૦ ૭ મહા૦ જિન જનની પાસે ઠવી રે, વરસી રયણની રાશિ; સુરપતિ નંદીશ્વર ગયા રે, ધરતાં મન ઉલ્લાસ સ૦ ૮

મહા૦ સુરપતિ નરપતિએ કર્યો રે, જન્મ ઉત્સવ અતિ ચંગ; મલ્લિ જણંદ પદ પદ્મશું રે, રૂપવિજય ધરે રંગ. સા૦ ૯ મહા૦

## તૃતીય ચૈત્યવંદન.

પુરુષોત્તમ પરમાતમા, પરમ જ્યોતિ પરધાન, પરમાનંદ સ્વરૂપ રૂપ, જગમાં નહીં ઉપમાન. ૧ મરકત રત્ન સમાન વાન, તનુ કાંતિ બિરાજે, મુખ સોહા શ્રીકાર દેખી, વિધુમંડલ લાજે. ૨ ઇંદિવરદલ નયન સયલ, જન આણંદકારી, કુંભરાય કુલ ભાણુ ભાલ, દીપિત મનોહારી ૩ સુરવધુ નરવધુ મલિ મલિ, જિનગુણ ગણ ગાતી; ભક્તિ કરે ગુણવંતની, મિથ્યા અઘ ઘાતી. ૪ મલ્લિ જિણંદ પદ પદ્મની એ, નિત્ય સેવા કરે જેહ; રૂપવિજય પદ સંપદા, નિશ્ચય પામે તેહ. ૫

## ઇતિ દ્વિતીય જોડો.

## દેવવંદનનો તૃતીય જોડો.

વિધિ—હવે પછીના બધા જોડામાં પ્રથમ જોડાની પેઠે સર્વ વિધિ કરવી.

## પ્રથમ ચૈત્યવંદન.

અદ્ભુત રૂપ સુગંધી શ્વાસ, નહીં રોગ વિકાર; મેલ નહી જયદેહ રેહ, પ્રસ્વેદ લગાર. ૧ સાગરવર ગંભીર ધીર, સુરગિરિ સમ જેહ; ઔષધિપતિ સમ સૌમ્ય કાંતિ, વર ગુણ ગણ ગેહ ૨ સહસ અષ્ટોત્તર લક્ષણે એ, લક્ષિત જિનવર દેહ; તસ પદ પદ્મ નમ્યાથકી, ન રહે પાપની રેહ. ૩

## દ્વિતીય ચૈત્યવંદન.

સલ્લિનાથ શિવ સાથ, આઠ વર અક્ષરદાયી; છાજે ત્રિભુવન માંહિ, અધિક પ્રભુની ઠકુરાઈ. ૧ અનુત્તર સુરથી અનંત ગુણ, તનુ શોભા છાજે; આહાર નિહાર અદશ જાસ, વર અતિશય રાજે. ૨ મૃગશિર શુદિ એકાદશીએ, લીયે દીક્ષા જિનરાજ; તસ પદ્મ નસ્યાથકી, સીઝે સઘલાં કાજ. ૩

## થોયોનો પ્રથમ જોડો.

નમો મલ્લિ જિણંદા, જિમ લહો સુખવૃંદા; દલિ દુરગતિ દંદા, ફેરી સંસાર ફંદા, પદયુગ અરવિંદા, સેવિયે થઈ અમંદા; જિમ શિવ સુખકંદા, વિસ્તરે છંડિ દંદા; ૧ જિનવર જયકારી, વિશ્વ ભવ્યોપકારી; કરે જબ વ્રત ત્યારી, જ્ઞાન ત્રીજે નિહારી; તવ સુર અધિકારી, વિનવે ભકિતધારી; વરો સંયમનારી, પરિગ્રહારંભ છારી. ૨. મણુપજજવ નાણી, હુઆ ચારિત્ર ખાણી; સુરનર ઇંદ્રાણી, વંદે બહુ ભાવ આણી; તે જિનની વાણી, સૂત્રમાંહિં લખાણી; આદરે જેહ પ્રાણી, તે વરે સિદ્ધિ રાણી. ૩ પારણું જસ ગેહે, નાથ કરે જઇ સ્વદેહે; ભરે કંચન નેહે, ઓક તસ દેવ નેહે; સંઘ દુરિત હરેહિં, દેવદેવી વરેહિં; કુબેર સુરેહિં, રૂપવિજય પ્રદેહિં. ૪

## દ્વિતીય થોય જોડો.

મલ્લિ જિન નામે, સંપદા કોડ પામે; દુઃખ વામે, સ્વર્ગના સુખ જામે; સંયમ અભિરામે, જે યથાખ્યાત નામે; કરી

કર્મ વિરામે, જઇ વસે સિદ્ધિ-ધામે. ૧ પંચ ભરહ મઝાર, પંચ ઐરવત્ત સાર, ત્રિહું કાલ વિચાર, નેવું જિનના ઉદાર, કલ્યાણક વાર, જાપ જપિયે શ્રીકાર, જિમ કરી ભવ પાર, જઇ વરો સિદ્ધિ નાર ૨ જિનવરની વાણી, સૂત્રમાંહે ગુંથાણી, ષટ્ દ્રવ્ય વખાણી, ચાર અનુયોગ ખાણી, સપ્તભંગી પ્રમાણી, સપ્તનયથી ઠરાણી; સાંભળે દિલ આણી, તે વરે સિદ્ધિ રાણી ૩ વૈરૂટ્યાદેવી, મલ્લિ જિન પાય સેવી; પ્રભુ ગુણ સમરેવી, ભક્તિ હિયડે ધરેવી, સંઘ દુરિત હરેવી, પાપ સંતાપ ખેવી, રૂપવિજય કહેવી, લચ્છી લીલા વરેવી. ૪

## શ્રી મલ્લિ જિન દીક્ષા કલ્યાણક સ્તવન.

( સખી આવી દેવ દીવાલી રે એ દેશી )

પંચમ સુરલોકના વાસી રે, નવ લોકાંતિક સુવિલાસી રે, કરે વિનતિ ગુણની રાશી ૧ મલ્લિજિન નાથજી વ્રત લીજે રે, ભવિ જીવને શિવસુખ દીજે, મલ્લિ૦ એ આંકણી તુમે કરુણારસ ભંડાર રે, પામ્યા છો ભવજલ પાર રે, સેવકનો કરો ઉદ્ધાર મલ્લિ૦ ૨ ભવિ૦ પ્રભુ દાન સંવત્સરી આપે રે, જગના દારિદ્ર દુ:ખ કાપે રે, ભવ્યત્વપણે તસ છાપે [ થાપે ] મ૦ ભવિ૦ ૩ સુરપતિ સઘલા મળી આવે રે, મણિ રયણ સોવન વરસાવે રે, પ્રભુ ચરણે શીશ નમાવે. મલ્લિ૦ ભવિ૦ ૪ તીર્થોદક કુંભ લાવે રે, પ્રભુને સિંહાસન ઠાવે રે, સુરપતિ ભક્તે નવરાવે, મલ્લિ૦ ભવિ૦ ૫ વસ્ત્રાભરણે શણગારે રે, ફુલ માલા હૃદય પર ધારે રે, દુ:ખડા ઇંદ્રાણી ઉવારે મ૦ ભવિ૦ ૬ મલ્યા સુર

નર કોડાકોડી રે, પ્રભુ આગે રહ્યા કર જોડી રે, કરે ભકિત યુકિત મદ મોડી. મ૦ ૭ ભવિ૦ મૃગશિર શુદિની અજુઆલી રે, એકાદશી ગુણુની આલી રે, વર્યા સંયમ વધુ લટકાળી. મ૦ ૮ ભવિ૦ દીક્ષા કલ્યાણુક એહ રે, ગાતાં દુઃખ ન રહે રેહ રે, લહે રૂપવિજય જસ નેહ. મ૦ ૯ ભવિ૦

## તૃતીય ચૈત્યવંદન.

જય જય મલ્લિ જિણુંદ દેવ, સેવા સુરપતિ સારે; મૃગશિર શુદિ એકાદશી, સંયમ અવધારે. ૧ અભ્યંતર પરિવાર શે, સંયતિ ત્રણુશે જાસ; ત્રણુશે ષટ્ નરસંયમે, સાથે વ્રત લીએ ખાસ. ૨ દેવદૃષ્ય ખંધે ધરી એ, વિચરે જિનવર દેવ; તસ પદ પદ્મની સેવના, રૂપ કહે નિત્યમેવ. ૩

## ઇતિ તૃતીય જોડો.

## દેવવંદનનો ચોથો જોડો.

વૈદર્ભદેશ મિથિલાપુરી, કુંભ નૃપતિ કુલ ભાણુ, પુણ્યવલ્લી મલ્લિ નમો, ભવિયણુ સુહ ઝાણુ. ૧ પણુવીશ ધનુષની દેહડી, નીલ વરણુ મનોહાર; કુંભ લંછન કુંભની પરે, ઉતારે ભવ પાર. ૨ મૃગશિર શુદિ એકાદશીએ, પામ્યા પંચમ નાણુ; તસ પદ પદ્મ વંદન કરી, પામો શાશ્વત ઠાણુ. ૩

## દ્વિતીય ચૈત્યવંદન.

પહેલું ચોથું પાંચમું, ચારિત્ર ચિત્ત લાવે; ક્ષપકશ્રેણી જિનજી ચઢી, ઘાતિકર્મ ખપાવે. ૧ દીક્ષા દિન શુભ ભાવથી,

ઉપન્યું કેવલ નાણુ, સમવસરણુ સુરવર રચે, ચઉવિહ સંઘ મંડાણુ ૨ વરસ પંચાવન સહસનું એ, જિનવર ઉત્તમ આય; તસ પદ પદ્મ નમ્યા થકી, ચિદ્રૂપ ચિત્ત ઠાય ૩

## પ્રથમ સ્તુતિ.

નમો મલ્લિ જિણંદા, જાસ નમે દેવ વૃંદા, તિમ ચોસઠ ઇંદા, સેવે પાદારવિંદા, દુરગતિ દુખદંદા. નામથી સુખ કંદા, પ્રભુ સુજસ સુરિંદા, ગાય ભકતે નરિંદા. ૧ નવતિ જિનરાયા, શુકલધ્યાને સુહાયા, સોહ પદ પાયા, ત્યકત મદ મોહ માયા, સુર નર ગુણ ગાયા, કેવલશ્રી સુહાયા, તે સવિ જિનરાયા, આપજો મોક્ષમાયા ૨ કેવલ વર નાણે, વિશ્વના ભાવ જાણે, બાર પરષદ ઠાણે, ધર્મ જિનજી વખાણે, ગણધર તિણે ટાણે, ત્રિપદીએ અર્થ માણે, જે રહે સુહઝાણે, તે રમે આત્મનાણે. ૩ વૈરુટ્યા દેવી, ભક્તિ હિયડે ધરેવી, જિન સેવ કરેવી, વિઘ્નના વૃંદ ખેવી, સંઘ દુરિત હરેવી, લચ્છી લીલા વરેવી, રૂપવિજય કહેવી, આપજો મોજ દેવી ૪

## દ્વિતીય સ્તુતિ.

મલ્લિ જિનરાજા, સેવીયે પુણ્યસાજા, જિમ ચઢત દિવાજા, પામિયે સુખ તાજા, કોઈ લોપે ન માજા[1] નિત્ય નવા(વ) સુખ સાજા, કોઈ ન કરે જા જા, પુણ્યની એહ માજા. ૧ મલ્લિ નમી નામે, કેવલજ્ઞાન પામે, દશ ક્ષેત્ર સુઠામે, તિમજ ભિન્ન ભિન્ન નામે, ત્રણ્ય કાલ[2]નિમામે, ઘાતિયા કર્મ [3]વામે, તે

૧ મર્યાદા ૨ નિર્મત્વ ૩ ખપાવે

જિન પરિણામે, જઇ વસે સિદ્ધિ ધામે. ૨ જિનવરની વાણી, ચાર અનુયોગ ખાણી, નવતત્ત્વ વખાણી, દ્રવ્ય ષટ્માં પ્રમાણી, ગણધરે ગુંથાણી, સાંભલે જેહ પ્રાણી, કરી કર્મની હાણી, જઇ વરે સિદ્ધિ રાણી. ૩ સુર કુબેર આવે, શીશ જિનને નમાવે, મિથ્યાત ખપાવે, શુદ્ધ સમ્યક્ત્વ પાવે, પુણ્ય થોક જમાવે, સંઘ ભકિત પ્રભાવે, પદ્મવિજય સુહાવે, શિષ્ય તસ રૂપ ગાવે.૪

## શ્રી મલ્લિજિન કેવલજ્ઞાન કલ્યાણક સ્તવન.

સાંભલ રે તું સજની મોરી, રજની કિહાં રમી આવી જી રે—એ દેશી.

મલ્લિ જિનેશ્વર અરચિત કેશર, અલવેસર અવિનાશી જી, પરમેશ્વર પૂરણ પદ ભોક્તા, ગુણરાશી શિવવાસી, જિનજી ધ્યાવો જી. ૧ મલ્લિજિણંદ મુણિંદ, ગુણ ગણ ગાવો જી, એ આંકણી. મૃગશિર શુદિ એકાદશી દિવસે, ઉપન્યું કેવલનાણ જી, લોકાલોકપ્રકાશક ભાસક, પ્રગટ્યો અભિનવ ભાણ, જિન૦ ૨ મલ્લિ૦ મત્યાદિક ચઉ નાણનું [1]ભાસન, એહમાં સકલ સમાય જી, ગ્રહ [2]ઉડુ તારા ચંદ પ્રભા જિમ, [3]તરણી તેજમાં જાય, જિન૦ ૩ મ૦ જ્ઞેયભાવ સવિ જ્ઞાને જાણે, જે સામાન્ય વિશેષ જી, આપસ્વભાવે રમણ કરે પ્રભુ, તજી પુદ્ગલ સંકલેશ. જિન૦ ૪ મ૦ ચાલીશ સહસ મહામુનિ જેહના, રત્નત્રય આધારજી, સહસ પંચાવન સાહુણી જાણો, ગુણમણિ રયણ ભંડાર. જિ૦ ૫ મ૦ શત સમ[4] ન્યૂન સહસ પંચાવન, વરસ કેવલ ગુણ ધરતા જી, વિચરે વસુધા ઉપર જિનજી, બહુ ઉપગારને કરતા. જિ૦ ૬ મ૦ કેવલનાણ કલ્યાણક જિનનું,

---

૧ પ્રકાશ. ૨ નક્ષત્ર. ૩ સૂર્ય. ૪ વર્ષ.

જે ભવિયણ નિત્ય ગાવે, જિન ઉત્તમ પદ પદ્મ પ્રસાવે, શુદ્ધ રૂપ તે પાવે જિ૦ ૭ મં૦

## તૃતીય ચૈત્યવંદન

જય નિર્જિત મદમલ્લ, શલ્યત્રય વર્જિત સ્વામી, જય નિર્જિત કંદર્પદર્પ, નિજ આતમરામી ૧ દુર્જય ઘાતિકર્મ મર્મ, ભંજન વડવીર, નિર્મલગુણ સંભાર સાર, સાગરવર ગંભીર ૨ અનંત જ્ઞાન દર્શન ધરુ એ, મલ્લિ જિણંદ મુણિંદ; વદન પદ્મ તમ દેખતા, લહે ચિદ્રૂપ અમંદ. ૩

ચોથો જોડો સંપૂર્ણ.

## દેવવંદનનો પાંચમો જોડો.

## પ્રથમ ચૈત્યવંદન

સકલ સુરાસુર ઇંદ વૃંદા, ભાવે કરજોડી, સેવે પદપંકજ સદા, જઘન્ય થકી એક કોડી ૧ જસ ધ્યાન એક તાન, કરે જે સુરનર ભાવે, સંકટ કષ્ટ હરે ટલે, શુચિ સ્વપદ પાવે ૨ સર્વ સમિહિત[1] પૂરવાએ, સુરતરુ સમ સોહાય, તસ પદ પદ્મ પૂજ્યા થકી, નિશ્ચય શિવસુખ થાય. ૩

## દ્વિતીય ચૈત્યવંદન

નમો નમો શ્રીનમિ જિનવરુ, જગનાથ નગીનો, પદ યુગ પ્રેમે જેહના, પૂજે પતિ શચીનો[2] ૧ સિંહાસન આસન કરી, જગ શાસન જિનરાજ, મધુર ધ્વનિ દીયે દેશના, ભવિ જનને

---

૧ મનોવાંછિત. ૨ ઇન્દ્રાણી

હિત કાજ. ૨ ગુણ પાંત્રીશ અલંકરી એ, પ્રભુ મુખ પદ્મની વાણી; તે નમિ જિનની સાંભલી, શુદ્ધ રૂપ લહે પ્રાણી. ૩

## પ્રથમ સ્તુતિ

શ્રી નમિજિન નમિયે, પાપ સંતાપ ગમીયે; નિજ તત્ત્વમાં રમીએ, સર્વ અજ્ઞાન વમીયે; સર્વ વિઘ્નને દમીયે, વર્તીએ પંચ સમીયે; નવિ ભવ વન ભમીયે, નાથ આણા ન ક્રમીયે. ૧ દશે ખેત્રના ઈશ, તીર્થપતિ જેહ ત્રીશ; ત્રિહું કાલ ગણીશ, નેવું જિનવર નમીશ; અર્હંતે પદ ત્રીશ, સાઠ દીક્ષા જપીશ; કેવલી જગદીશ, સાઠ સંખ્યા ગણીશ. ૨ સગ નય યુત વાણી, દ્રવ્ય છક્કે ગવાણી; સગ ભંગી ઠરાણી, નવ તત્ત્વે વખાણી; જે સુણે ભવિ પ્રાણી, શુદ્ધ શ્રદ્ધાન આણી; તે વરે શિવરાણી, શાશ્વતાનંદ ખાણી. ૩ દેવી ગંધારી, શુદ્ધ સમ્યક્ત્વ ધારી; પ્રભુ સેવાકારી, સંઘ ચઉવિહ સંભારી; કરે સેવના સારી, વિઘ્ન દૂરે વિદારી; રૂપવિજયને પ્યારી, નિત્યદેવી ગંધારી. ૪

## દ્વિતીય સ્તુતિ

નમિ જિન જયકારી, સેવિયે ભક્તિધારી; મિથ્યાત્વ નિવારી, ધારીએ આણ સારી; પર ભાવ વિસારી, સેવિયે સુખકારી; જિમ લહો શિવ નારી, કર્મ મલ દૂરે ડારી. ૧ વર કેવલનાણી, વિશ્વના ભાવ જાણી; શુચિ ગુણ ગણ ખાણી, શુદ્ધ સત્તા પ્રમાણી; ત્રિભુવનમાં ગવાણી, કીર્તિ કાંતા વખાણી; તે જિન ભવિ પ્રાણી, વંદીએ ભાવ આણી. ૨ આગમની વાણી, સાત નયથી વખાણી; નવતત્ત્વ ઠરાણી, દ્રવ્ય ષટ્માં પ્રમાણી; સગ ભંગ ભરાણી, ચાર અનુયોગે જાણી; ધન્ય તાસ કમાણી,

જે ભણે ભાવ આણી. ૩ એકાદશી સારી, મૃગશીર્ષે વિચારી; કરે જે નરનારી, શુદ્ધ સમ્યકત્વધારી, તસ વિઘ્ન વિદારી, દેવી ગંધારી સારી, રૂપવિજયને ભારી, આપજો લચ્છી પ્યારી. ૪

## શ્રી નમિનાથજિન સ્તવન

થારા મહેલા ઉપર મેહ ઝબૂકે વીજલી, મારા લાલ–એ દેશી

પરમ રૂપ નિરંજન જન મન રંજણો, લલના ભક્તિવચ્છલ ભગવંત, તું ભવ ભયભંજણો લ૦ જગત જંતુ હિતકારક, તારક જગધણી લ૦ તુજ પદ પંકજ સેવ, હેવ[1] મુજને ઘણી લ૦ ૧ આવ્યો રાજ હજૂર, પૂરવ ભગતિ ભરે લ૦ આપો સેવના આપ, પાપ જિમ સવિ ટલે લ૦ તુમ સરિખા મહારાજ, મહેર જો નહિ કરે લ૦ તો અમ સરિખા જીવના, કારજ કિમ સરે લ૦ ૨ જગતારક જિનરાજ, બિરુદ છે તુમતણો લ૦ આપો સમકિત દાન, પરાયા મત ગણો લ૦ સમરથ જાણી દેવ, સેવના મેં કરી લ૦ તુંહિજ છે સમરથ, તરણતારણ તરી[2] લ૦ ૩ મૃગશિર શીત[3] એકાદશી, ધ્યાન શુકલ ધરી લ૦ ઘાતિકરમ કરી અંત કે, કેવલશ્રી વરી લ૦ જગ નિસ્તારણ કારણ તીરથ થાપીયો લ૦ આતમ સત્તા ધર્મ, ભવ્યને આપીઓ લ૦ ૪ અમ વેલા કિમ આજ, વિલંબ કરી રહ્યા લ૦ જાણો છો મહારાજ, સેવકે ચરણા ગ્રહ્યા લ૦ મન માન્યા વિના માહરું, નવિ છોડું કદા લ૦ સાચો સેવક તેહ જે, સેવ કરે સદા લ૦ ૫ વપ્રામાત સુજાત, કહાવો સ્યું ઘણું લ૦ આપો ચિદાનંદ દાન, જનમ સફલો ગણું લ૦ જિન

૧ ટેવ ૨ વહાણું ૩ શુકલ

ઉત્તમ પદ પદ્મ, વિજય પદ દીજીએ લ૦ રૂપવિજય કહે સાહિબ, મુજરો લીજીયે લ૦ ६

## તૃતીય ચૈત્યવંદન

સકલ મંગલ કેલિ કમલા, મંદિરં ગુણસુંદરં; વર કનક વર્ણ સુપર્ણ(ર્વ) પતિ જસ, ચરણ સેવે મનહરં; અમરાવતી સમ નયરી મિથિલા, રાજ્યભારધુરાધરં; પ્રણમામિ શ્રી નમિનાથ જિનવર, ચરણપંકજ સુખકરં. ૧ ગજ વાજિ [1]સ્યંદન દેશ પુર ધન, ત્યાગ કરી ત્રિભુવન ધણી; ત્રણશેં અઠ્યાશી કોડિ ઉપર, દીએ લખ એંશી ગણી; દીનાર જનની જનક [નામાં] અંકિત દીયે ઈચ્છિત જિનવરં. પ્રણ૦ ૨ સહસામ્ર વનમાં સહસ નર યુત, [2]સૌમ્ય ભાવ સમાચરે; નરક્ષેત્ર સંજ્ઞી ભાવ વેદી. જ્ઞાન મનઃપર્યવ વરે, અપ્રમત્ત ભાવે ઘાતી ચઉ ખય, લહે કેવલ [3]દિનકરં. પ્રણ૦ ૩ તવ સકલ સુરપતિ ભક્તિ [4]નતિ કરી, તીર્થપતિ ગુણ ઉચ્ચરે; જય જગતજંતુ જાત કરુણા-વંત તું ત્રિભુવન શિરે; જય અકલ અચલ અનંત અનુપમ, ભવ્ય જન મન ભયહરં. પ્રણ૦ ૪ સમદશ જસ ગણધરા મુનિ, સહસ વિંશતિ ગુણનીલા; સહસ એકતાલીશ સાહુણી, સોલસે કેવલી ભલા, જિનરાજ ઉત્તમ પદ્મની પરે, રૂપવિજય સુહંકરં. પ્રણ૦ ૫

પછી જંકિંચિ નમુત્થુણં કહી જય વીયરાય સંપૂર્ણ કહેવા.

---

૧ રથ. ૨ સમતા. ૩ સૂર્ય. ૪ નમસ્કાર.

# શ્રી પદ્મવિજયજીવિરચિત
## ચૌમાસી દેવવંદન

વિધિ-પ્રથમ ઇરિયાવહિ પડિક્કમી પછી ખમાસમણુ દઈ ઇચ્છાકારેણુ સંદિસહ ભગવન્ ! ચૈત્યવંદન કરું ? ઇચ્છં. એમ કહી ચૈત્યવંદન કહેવું, તે આ પ્રમાણે—

## શ્રી આદિજિન દેવવંદન
### ચૈત્યવંદન

વિમલ કેવલજ્ઞાન કમલા, કલિત ત્રિભુવન હિતકર, સુર-રાજ સંસ્તુત ચરણુપંકજ, નમો આદિ જિનેશ્વરં ૧ વિમલ ગિરિવર શૃંગમંડણુ, પ્રવર ગુણુગણુભૂધર, સુર અસુર કિન્નર કોડિસેવિત. નમો૦ ૨ કરતી નાટક કિન્નરીગણુ, ગાય જિન ગુણુ મનહર; નિર્જરાવલી નમે અહનિશ. નમો૦ ૩ પુંડરીક ગણુપતિ સિદ્ધિ સાધિત, કોડિ પણુ મુનિ મનહર, શ્રીવિમલ-ગિરિવરશૃંગસિદ્ધા. નમો૦ ૪ નિજ સાધ્ય સાધન સુર મુનિવર, કોડિનંત એ ગિરિવર, મુગતિ રમણી વર્યા રંગે નમો૦ ૫ પાતલ વર સુર લોકમાંહે, વિમલ ગિરિવર તો પર; નહિ અધિક તીરથ તીર્થપતિ કહે. નમો૦ ૬ ઇમ વિમલ ગિરિવર શિખર મંડણુ, દુખ વિહંડણુ ધ્યાઇએ, નિજ શુદ્ધ સત્તા સાધાનાર્થં, પરમ જ્યોતિ નીપાઇએ ૭ જિત મોહ કોહ વિછોહ નિદ્રા, પરમપદસ્થિતજયકરં, ગિરિરાજ સેવા કરણુ તત્પર, પદ્મવિજય સુહિતકરં ૮

અહિં જં કિંચિ૦ નમુત્થુણું૦ કહી અર્ધાં જય વીયરાય કહેવા પછી ખમાસમણુ દઈ ઇચ્છાકારેણુ સંદિસહ ભગવન્ !

શ્રી ઋષભજિન આરાધનાર્થં ચૈત્યવંદન કરું ? ઈચ્છં, એમ કહી ચૈત્યવંદન કહેવું, તે આ પ્રમાણે—

આદિદેવ અલવેસરુ, વિનીતાનો રાય; નાભિરાય કુલ મંડણો, મરુદેવા માય. ૧ પાંચશેં ધનુષની દેહડી, પ્રભુજી પરમ દયાળ; ચોરાશી લખ પૂર્વનું, જસ આયુ વિશાલ. ૨ વૃષભ લંછન જિન વૃષધરુ એ, ઉત્તમ ગુણમણિખાણ; તસ પદ પદ્મ સેવનથકી, લહીએ અવિચળ ઠાણ. ૩

પછી જં કિંચિ૦ નમુત્થુણં૦ કહી પછી અરિહંતચેઈયાણં કરેમિ કાઉસ્સગ્ગં વંદણવત્તિઆએ કહી નવકારનો કાઉસ્સગ્ગ પારી એક થોય કહેવી. પછી લોગસ્સ૦ સવ્વલોએ૦ અન્નત્થ કહી બીજી થોય કહેવી, પછી પુક્ખરવરદી૦ સુઅસ્સ ભગવઓ કરેમિ કાઉસ્સગ્ગં, વંદણવત્તિઆએ૦ અન્નત્થ૦ કહી ત્રીજી થોય કહેવી. પછી સિદ્ધાણં બુદ્ધાણં૦ વૈયાવચ્ચગરાણં૦ અન્નત્થ કહી ચોથી થોય કહેવી. તે થોયો આ પ્રમાણે—

### થોય

આદિ જિનવર રાયા, જાસ સોવન્ન કાયા; મરુદેવી માયા, ધોરી લંછન પાયા, જગત સ્થિતિનિપાયા શુદ્ધ ચારિત્ર પાયા; કેવલસિરિરાયા, મોક્ષનગરે સધાયા. ૧ સવિ જિન સુખકારી, મોહ મિથ્યા નિવારી; દુર્ગતિ દુઃખ ભારી, શોક સંતાપ વારી; શ્રેણી ક્ષપક સુધારી, કેવલાનંત ધારી, નમીયે નર નારી, જેહ વિશ્વોપકારી. ૨ સમોસરણે બેઠા, લાગે જે જિનજી મીઠા; કરે ગણપ પઈટ્ઠા, ઇંદ્ર ચંદ્રાદિ દીઠા; દ્વાદશાંગી વરિટ્ઠા, ગુંથતાં ટાલે રિટ્ઠા; ભવિજન હોય હિટ્ઠા, દેખી પુણ્યે ગરિટ્ઠા. ૩ સુર સમ-

કિતવંતા, જેહ ઋધ્ધે મહંતા, જેહ સજ્જન સંતા, ટાલિયે મુજ ચિંતા, જિનવર સેવંતા, વિઘ્ન વારો દૂરંતા, જિન ઉત્તમ ગુણુંતા, પદ્મને સુખ દિંતા. ૪

## સ્તવન

અહીં નમુત્થુણું૦ જાવંતિ ચેઇ૦ જાવંત કેવિ૦ નમોઽર્હત્‌૦ કહી સ્તવન કહેવુ, તે આ પ્રમાણે—

પ્રથમ જિણેસર પ્રણમીયે, જાસ સુગંધી રે કાય, કલ્પવૃક્ષ પરે તાસ, ઇંદ્રાણી નયન જે, ભૃંગપરે લપટાય. ૧ રોગ ઉરગ તુજ નવિ નડે, અમૃત જે આસ્વાદ, તેહથી પ્રતિહત તેહ માનુ, કોઇ નવિ કરે, જગમા તુમશુ રે વાદ. ૨ વિગર ધોઇ તુજ નિરમલી, કાયા કંચન વાન, નહિ પ્રસ્વેદ લગાર, તારે તું તેહને; જેહ ધરે તાહરુ ધ્યાન ૩ રાગ ગયો તુજ મનથકી, તેહમા ચિત્ર ન કોઇ, રુધિર આમિષથી, રાગ ગયો તુજ જન્મથી; દૂધ સહોદર હોય ૪ શ્વાસોશ્વાસ કમલ સમો, તુજ લોકોત્તર વાત, દેખે ન આહાર નિહાર ચરમચક્ષુ ધણી, એહવા તુજ અવદાત. ૫ ચાર અતિશય મૂલથી, ઓગણીશ દેવના કીધ; કર્મ ખપ્યાથી અગ્યાર, ચોત્રીશ એમ અતિશયા સમવાયાગે પ્રસિદ્ધ ૬ જિન ઉત્તમ ગુણ ગાવતા, ગુણ આવે નિજ અંગ; પદ્મવિજય કહે એહ સમય, પ્રભુ પાલજો, જિમ થાઉં અક્ષય અભંગ. ૭

પછી 'આભવમખંડા' સુધી જય વીયરાય કહેવા, ત્યારપછી ખમાસમણ દઈ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્‌! શ્રી અજિતનાથ જિન આરાધનાર્થં ચૈત્યવંદન કરુ ? ઇચ્છં કહી ચૈત્યવંદન કરવું, તે આ પ્રમાણે—

## શ્રી અજિતનાથ જિન દેવવંદન

### ચૈત્યવંદન

અજિતનાથ પ્રભુ અવતર્યો, વિનીતાનો સ્વામી; જિતશત્રુ વિજયાતણો, નંદન શિવગામી. ૧ બહોંતેર લાખ પૂરવતણું, પાળ્યું જિણે આય; ગજ લંછન લંછન નહિ, પ્રણમે સુર રાય. ૨ સાડા ચારશેં ધનુષની એ, જિનવર ઉત્તમ દેહ; પાદ પદ્મ તસ પ્રણમીયે, જિમ લહીયે શિવગેહ. ૩

### થોય

વિજયા સુત વંદો, તેજથી જ્યું દિણંદો, શીતલતાએ ચંદો, ધીરતાએ ગિરિંદો; મુખ જિમ અરવિંદો, જાસ સેવે સુરીંદો; લહો પરમાણંદો, સેવના સુખકંદો. ૧

આ થોય કહી ઊભા ઊભા જ જયવીયરાય ‘આભવ-મખંડા’ સુધી કહેવા, આ પ્રમાણે સર્વ તીર્થંકરોના દેવ-વંદનનો વિધિ જાણવો. એટલે કે સોલમા, બાવીસમા, ત્રેવીસમા અને ચોવીસમા તીર્થંકરપ્રભુના દેવવંદનનો વિધિ પ્રથમ પ્રભુના વિધિ પ્રમાણે જાણવો અને બાકીના પ્રભુનો વિધિ બીજા શ્રી અજિતનાથપ્રભુના વિધિ પ્રમાણે જાણવો.

## શ્રી સંભવનાથજિનદેવવંદન

### ચૈત્યવંદન

સાવત્થી નયરી ધણી, શ્રીસંભવનાથ; જિતારિ નૃપ નંદનો, ચલવે શિવ સાથ. ૧ સેના નંદન ચંદને, પૂજો નવ અંગે; ચારશેં ધનુષનું દેહમાન, પ્રણમો મનરંગે. ૨ સાઠ લાખ

પૂરવતણું એ, જિનવર ઉત્તમ આય; તુરગ લંછન પદ પદ્મને, નમતા શિવસુખ થાય. ૩

### થોય

સંભવ સુખદાતા, જેહ જગમા વિખ્યાતા, ષટ્ જીવના ત્રાતા, આપતા સુખસાતા, માતા ને ભ્રાતા, કેવલજ્ઞાન જ્ઞાતા, દુખ દોહગ ત્રાતા, જાસ નામે પલાતા ૧

## શ્રી અભિનંદનજિનદેવવંદન

### ચૈત્યવંદન

નદન સવર રાયનો, ચોથા અભિનદન, કપિ લંછન વદન કરો, ભવદુઃખ નિકંદન ૧ સિદ્ધારથા જસ માવડી, સિદ્ધારથ જિન રાય; સાઢાત્રણશે ધનુષમાન, સુદર જસ કાય ૨ વિનીતા વાસી વદીયે એ, આયુ લખ પચાસ, પૂરવ તસ પદ પદ્મને, નમતા શિવપુર વાસ ૩

### થોય

સંવર સુત સાચો, જાસ સ્યાદ્વાદ વાચો, થયો હીરો જાચો, મોહને દેઈ તમાચો; પ્રભુ ગુણગણ માચો, એહને ધ્યાને રાચો, જિનપદ સુખ સાચો, ભવ્ય પ્રાણી નિકાચો ૧

## શ્રી સુમતિનાથજિનદેવવંદન

### ચૈત્યવંદન

સુમતિનાથ સુહંકરુ, કોસલા જસ નયરી; મેઘરાય મંગલાતણો, નદન જિતવયરી ૧ ક્રૌચ લછન જિન રાજિયો, ત્રણસેં ધનુષની દેહ, ચાલીશ લાખ પૂરવતણું, આયુ અતિ ગુણગેહ.

૨ સુમતિ ગુણે કરી જે ભર્યા એ, તર્યા સંસાર અગાધ; તસ પદ પદ્મ સેવાથકી, લહો સુખ અવ્યાબાધ. ૩

થોય

સુમતિ સુમતિદાયી, મંગલા જાસ માઈ, મેરુ ને વલી રાઈ, ઓર એહને તુલાઈ; ક્ષય કીધાં ઘાઈ, કેવલજ્ઞાન પાઈ, નહિ ઊણિમ કાંઈ, સેવીએ તે સદાઈ. ૧

## શ્રી પદ્મપ્રભજિનદેવવંદન

### ચૈત્યવંદન

કોસંબીપુર રાજિયો, ધર નરપતિ તાય; પદ્મપ્રભ પ્રભુ-તાભથી, સુસીમા જસ માય. ૧ ત્રીશ લાખ પૂરવતણું, જિન આયુ પાલી; ધનુષ અઢીશેં દેહડી, સવિ કર્મને ટાલી. ૨ પદ્મ લંછન પરમેશ્વરુએ, જિનપદ પદ્મની સેવ; પદ્મવિજય કહે કીજિએ, ભવિજન સહુ નિતમેવ. ૩

થોય

અઢીશેં ધનુષ કાયા, ત્યક્ત મદ મોહ માયા, સુસીમા જસ માયા, શુક્લ જે ધ્યાન ધ્યાયા; કેવલ વર પાયા, ચામરાદિ ધરાયા; સેવે સુર રાયા, મોક્ષનગરે સધાયા. ૧

## શ્રી સુપાસજિનદેવવંદન

શ્રી સુપાસ જિણંદ પાસ, ટાલ્યો ભવ ફેરો; પૃથિવી માત ઉરે જયો, તે નાથ હમેરો. ૧ પ્રતિષ્ઠિત સુત સુંદરુ, વાણારસી રાય; વીશ લાખ પૂરવતણું, પ્રભુજીનું આય. ૨ ધનુષ બસેં

જિન દેહડી એ, સ્વસ્તિક લંછન સાર; પદ પદ્મે જસ રાજતો, તાર તાર ભવ તાર. ૩

### થોય

સુપાસ જિન વાણી, સાભલે જેહ પ્રાણી, હૃદયે પહેંચાણી, તે તર્યા ભવ્ય પ્રાણી, પાત્રીશ ગુણખાણી, સૂત્રમા જે ગુથાણી, ષટ્દ્રવ્યશું જાણી, કમ પીલે જ્યુ ઘાણી ૧

## શ્રી ચંદ્રપ્રભજિનદેવવંદન

### ચૈત્યવંદન

લક્ષ્મણા માતા જનમીયો, મહસેન જસ તાય, ઉડુપતિ લંછન દીપતો, ચંદ્રપુરીનો રાય. ૧ દશ લખ પૂરવ આઉખું, દોઢસો ધનુષની દેહ; સુર નરપતિ સેવા કરે, ધરતા અતિ સસનેહ. ૨ ચંદ્રપ્રભ જિન આઠમા એ, ઉત્તમ પદ દાતાર; પદ્મવિજય કહે પ્રણમીયે, મુજ પ્રભુ પાર ઉતાર. ૩

### થોય

સેવે સુરવર વૃંદા, જાસ ચરણારવિંદા, અઠ્ઠમ જિન ચંદા, ચંદ વર્ણે સોહંદા, મહસેન નૃપ નંદા, કાપતા દુઃખદંદા; લંછન મિષ ચંદા, પાય માનું સેવિંદા. ૧

## શ્રી સુવિધિનાથ જિન દેવવંદન

### ચૈત્યવંદન

સુવિધિનાથ નવમા નમું, સુગ્રીવ જસ તાત, મગર લંછન ચરણે નમું, રામા રૂડી માત. ૧ આયુ બે લાખ પૂરવતણું, શત ધનુષની કાય, કાકંદી નયરી ધણી, પ્રણમું પ્રભુ પાય.

૨ ઉત્તમ વિધિ જેહથી લહ્યો એ, તેણે સુવિધિ જિનનામ; નમતાં તસ પદ પદ્મને, લહિયે શાશ્વત ધામ. ૩

### થોય

નરદેવ ભાવદેવો, જેહની સારે સેવો, જેહ દેવાધિદેવો, સાર જગમાં જ્યું મેવો; જોતાં જગ એહવો, દેવ દીઠો ન તેહવો, સુવિધિ જિન જેહવો, મોક્ષ દે તતખેવો. ૧

## શ્રી શીતલનાથ જિન દેવવંદન

### ચૈત્યવંદન

નંદા દૃઢરથ નંદનો, શીતલ શીતલનાથ; રાજા ભદ્દિલપુર-તણો, ચલવે શિવ સાથ. ૧ લાખ પૂરવનું આઉખું, નેવું ધનુષ પ્રમાણ, કાયા માયા ટાળીને, લહ્યા પંચમ નાણ. ૨ શ્રીવત્સ લંછન સુંદરુ એ, પદ પદ્મે રહે જાસ; તે જિનની સેવાથકી, લહીયે લીલ વિલાસ. ૩

### થોય

શીતલ જિન સ્વામી, પુણ્યથી સેવ પામી, પ્રભુ આતમ-રામી, સર્વ પરભાવ વામી; જે શિવગતિ ગામી, શાશ્વતાનંદ ધામી, ભવિ શિવસુખ કામી, પ્રણમીયે શીશ નામી. ૧

## શ્રી શ્રેયાંસનાથ જિન દેવવંદન

### ચૈત્યવંદન.

શ્રી શ્રેયાંસ અગ્યારમા, વિષ્ણુ નૃપ તાય; વિષ્ણુ માતા જેહની, એંશી ધનુષની કાય. ૧ વરસ ચોરાશી લાખનું, પાલ્યું જેણે આય; ખડ્ગી લંછન પદકજે, સિંહપુરીનો રાય. ૨

શલ્ય તજી દીક્ષા વરીએ, જિનવર ઉત્તમ જ્ઞાન; પામ્યા તસ પદ પદ્મને, નમતા અવિચલ થાન. ૩

### થોય

વિષ્ણુ જસ માત, જેહના વિષ્ણુ તાત, પ્રભુના અવદાત, તીન ભુવનમેં વિખ્યાત, સુરપતિ સંઘાત, જાસ નિકટ આયાત, કરી કર્મનો ઘાત, પામીયા મોક્ષ સાત ૧

## શ્રી વાસુપૂજ્ય જિન દેવવંદન

### ચૈત્યવંદન.

વાસવ વંદિત વાસુપૂજ્ય, ચંપાપુરી ઠામ, વાસુપૂજ્ય કુલ ચંદ્રમા, માતા જયા નામ ૧ મહિષ લંછન જિન બારમા, સિત્તેર ધનુષ પ્રમાણ; કાયા આયુ વરસ વલી, બહોતેર લાખ વખાણ. ૨ સંઘ ચતુર્વિધ થાપીને એ, જિન ઉત્તમ મહારાય; તસ મુખ પદ્મ વચન સુણી, પરમાનંદી થાય ૩

### થોય.

વિશ્વના ઉપગારી, ધર્મના આદિકારી, ધર્મના દાતારી, કામક્રોધાદિ વારી; તાર્યા નરનારી, દુઃખ દોહગ હારી; વાસુપૂજ્ય નિહારી, જાઉં હું નિત્ય વારી ૧

## શ્રી વિમલનાથ જિન દેવવંદન.

### ચૈત્યવંદન.

કંપિલપુર વિમલપ્રભુ, શ્યામા માતા મલ્હાર, કૃતવર્મા નૃપ કુલ નભે, ઉગમીયો દિનકાર ૧ લંછન રાજે વરાહનું, સાઠ ધનુષની કાય, સાઠ લાખ વરસાતણું, આયુ સુખદાય [ સુખ

સમુદાય ] ૨ વિમલ વિમલ પોતે થયા એ, સેવક વિમલ કરેહ; તુજ પદ પદ્મ વિમલ પ્રતિ, સેવું ધરી સસનેહ. ૩

થોય.

વિમલ જિન જુહારો, પાપ સંતાપ વારો, શ્યામાંગ સહારો, વિશ્વ કીર્તિ વિફારો; યોજન વિસ્તારો, જાસ વાણી પ્રસારો, ગુણગણ આધારો, પુણ્યના એ પ્રકારો. ૧

## શ્રી અનંતનાથ જિન દેવવંદન.

ચૈત્યવંદન.

અનંત અનંત ગુણ આગરુ, અયોધ્યા વાસી; સિંહસેન નૃપ નંદનો, થયો પાપ નિકાસી. ૧ સુજસા માતા જનમીયો, ત્રીશ લાખ ઉદાર; વરસ આઉખું પાલીયું, જિનવર જયકાર. ૨ લંછન સિંચાણાતણું એ, કાયા ધનુષ પચાસ; જિન પદ પદ્મ નમ્યાથકી, લહિયે સહજ વિલાસ. ૩

થોય.

અનંત અનંત નાણી, જાસ મહિમા ગવાણી; સુરનર તીરિ પ્રાણી, સાંભલે જાસ વાણી; એક વચન સમજાણી, જેહ સ્યાદ્વાદ જાણી; તર્યા તે ગુણખાણી, પામીયા સિદ્ધિ રાણી. ૧

## શ્રી ધર્મનાથજિન દેવવંદન.

ચૈત્યવંદન.

ભાનુનંદન ધર્મનાથ, સુવ્રતા ભલી માત, વજ્ર લંછન વજ્રી નમે, ત્રણ ભુવન વિખ્યાત. ૧ દશ લાખ વરસનું આઉખું, વપુ ધનુ પીસ્તાલીશ, રત્નપુરીનો રાજીયો, જગમાં જાસ

જગીશ. ૨ ધર્મ મારગ જિનવર કહીએ, ઉત્તમ જન આધાર; તેણે તુજ પાદ પદ્મતણી, સેવા કરુ નિરધાર. ૩

## થોય.

ધરમ ધરમ ધોરી, કર્મના પાસ તોરી, કેવલશ્રી જોરી, જેહ ચોરે ન ચોરી; દર્શન મદછોરી, જાય ભાગ્યા સટોરી; નમે સુરનર કોરી, તે વરે સિદ્ધિ ગોરી ૧

# શ્રી શાંતિનાથ જિન દેવવંદન.

## ચૈત્યવંદન.

શાંતિ જિનેસર સોલમા, અચિરાસુત વંદો, વિશ્વસેન કુલ નભમણિ, ભવિજન સુખ કંદો ૧ મૃગ લંછન જિન આઉખું, લાખ વરસ પ્રમાણ, હત્થિણાઉર નયરી ધણી, પ્રભુજી ગુણ મણિખાણ ૨ ચાલીશ ધનુષની દેહડી એ, સમ ચઉરસ સઠાણ, વદન પદ્મ જ્યું ચંદલો, દીઠે પરમ કલ્યાણ ૩

## ચાર થોયો.

વંદો જિન શાંતિ, જાસ સોવન કાંતિ, ટાલે ભવભ્રાંતિ, મોહમિથ્યાત્વ શાંતિ, દ્રવ્ય ભાવ અરિપાંતિ, તાસ કરતા નિકાંતિ, ધરતા મન ખાંતિ, શોક સંતાપ વાંતિ ૧ દોય જિનવર નીલા, દોય ધોળા સુશીલા, દોય રક્ત રંગીલા, કાઢતા કર્મ કીલા, ન કરે કોઈ હીલા, દોય શ્યામ સલીલા, સોલ સ્વામીજી પીલા, આપજો મોક્ષ લીલા ૨ જિનવરની વાણી, મોહવલ્લી કૃપાણી, સૂત્રે દેવાણી, સાધુને યોગ્ય જાણી, અરથે ગુંથાણી, દેવ મનુષ્ય

આણી; પ્રણમો હિત આણી, મોક્ષની એ નિશાણી. ૩ વાગેસરી દેવી, હર્ષ હિયડે ધરેવી; જિનવર પય સેવી; સાર શ્રદ્ધા વરેવી; જે નિત્ય સમરેવી, દુઃખ તેહનાં હરેવી, પદ્મવિજય કહેવી, ભવ્ય સંતાપ ખેવી. ૪

## શ્રી શાંતિનાથ જિન સ્તવન

( ગરબો કોણુને કેતરાવ્યો કે નંદજીના લાલ રે—એ દેશી )

સોલસા શાંતિ જિનેશ્વર દેવ કે, અચિરાના નંદ રે; જેહની સારે સુરપતિ સેવકે. અ૦ તિરિ નર સુર સમુદાય કે. અ૦ એક યોજનમાંહે સમાય કે. અ૦ ૧ તેહને પ્રભુજીની વાણી કે; અ૦ પરિણમે સમજે ભવિ પ્રાણી કે, અ૦ સહુ જીવના સંશય ભાંજે કે, અ૦ પ્રભુ મેઘ ધ્વનિ એમ ગાજે કે. અ૦ ૨ જેહને જોયણુ સવાસો માન કે, અ૦ જે પૂર્વના રોગ તેણુ થાન કે; અ૦ સવિ નાશ થાયે નવા નાવે કે, અ૦ ષટ્ માસ પ્રભુ પરભાવે કે. અ૦ ૩ જિહાં જિનજી વિચરે રંગ કે, અ૦ નવિ મૂષક શલભ પતંગ કે; અ૦ નવિ કોઈને વયર વિરોધ કે, અ૦ અતિવૃષ્ટિ અનાવૃષ્ટિ રોધ કે. અ૦ ૪ નિજ પરચક્રનો ભય નાસે કે, અ૦ વલી મરકી નાવે પાસકે; અ૦ પ્રભુ વિચરે તિહાં ન દુકાલ કે; અ૦ જાયે ઉપદ્રવ સવિ તતકાલ કે. અ૦ ૫ જસ મસ્તક પૂંઠે રાજે કે, અચિ૦ ભામંડલ રવિપરે છાજે કે; અચિ૦ કર્મક્ષયથી અતિશય અગિયાર કે, અચિ૦ માનું યોગ્ય સામ્રાજ્ય પરિવાર કે. અચિ૦ ૬ કબ દેખું ભાવ એ ભાવે કે, અચિ૦ એમ હોંશ ઘણી ચિત્ત આવે કે; અચિ૦ શ્રી જિન ઉત્તમ પરભાવે કે, અચિ૦ કહે પદ્મવિજય બની આવે કે. અચિ૦ ૭

## શ્રી કુંથુનાથ જિન દેવવંદન

### ચૈત્યવંદન

કુંથુનાથ કામિત દીયે, ગજપુરનો રાય, સિરિ માતા ઉર અવતર્યો, સુર નરપતિ તાય. ૧ કાયા પાત્રીસ ધનુષ્યની, લંછન જસ છાગ, કેવલજ્ઞાનાદિક ગુણો, પ્રણમો ધરી રાગ. ૨ સહસ પંચાણું વરસનુ એ, પાલી ઉત્તમ આય, પદ્મવિજય કહે પ્રણમીયે, ભાવે શ્રી જિનરાય ૩

### થોય

કુંથુજિનનાથ, જે કરે છે સનાથ, તારે ભવપાથ, જે ગ્રહી ભવ્ય હાથ, એહનો તજે સાથ, બાવલ દીયે બાથ, તરે સુર નર સાથ, જે સુણે એક ગાથ. ૧

## શ્રી અરનાથ જિન દેવવંદન

### ચૈત્યવંદન

નાગપુરે અર જિનવરુ, સુદર્શન નૃપ નંદ, દેવી માતા જનમીયો, ભવિ જન સુખકંદ ૧ લંછન નંદાવર્ત્તનું, કાયા ધનુષહ ત્રીશ, સહસ ચોરાશી વરષનું, આયુ જાસ જગીશ. ૨ અરુજ અજર અજ જિનવરુ એ, પામ્યો ઉત્તમ ઠાણ; તસ પદ પદ્મ આલંબતા, લહીયે પદ નિર્વાણ ૩

### થોય

અર જિનવર રાયા, જેહની દેવી માયા, સુદર્શન નૃપ તાયા, જાસ સુવર્ણ કાયા, નંદાવર્ત્ત પાયા, દેશના શુદ્ધ દાયા; સમવસરણ વિરચાયા, ઈંદ્ર ઇંદ્રાણી ગાયા. ૧

# શ્રી મલ્લિનાથ જિન દેવવંદન

## ચૈત્યવંદન

મલ્લિનાથ ઓગણીશમા, જસ મિથિલા નયરી; પ્રભાવતી જસ માવડી, ટાલે કર્મ વયરી, ૧ તાત શ્રી કુંભ નરેસરુ, ધનુષ્ય પચવીશની કાય; લંછન કલશ મંગલકરુ, નિર્મમ નિરમાય. ૨ વરસ પંચાવન સહસનું એ, જિનવર ઉત્તમ આય; પદ્મવિજય કહે તેહને, નમતાં શિવસુખ થાય. ૩

## થોય

મલ્લિ જિન નમીયે, પૂરવલાં પાપ ગમીયે; ઈંદ્રિય ગણ દમિયે, આણ જિનની ન ક્રમીયે; ભવમાં નવિ ભમીયે, સર્વ પરભાવ વમીયે; જિન ગુણમાં રમીયે, કર્મ મલ સર્વ ધમીયે. ૧

# શ્રી મુનિસુવ્રત જિન દેવવંદન

## ચૈત્યવંદન

મુનિસુવ્રત જિન વીશમા, કચ્છપનું લંછન; પદ્મા માતા જેહની, સુમિત્ર નૃપ નંદન. ૧ રાજગૃહી નગરી ધણી, વીશ ધનુષ્ય શરીર; કર્મ નિકાચિત રેણુ વ્રજ, ઉદ્દામ સમીર. ૨ ત્રીશ હજાર વરસતણું એ, પાલી આયુ ઉદાર; પદ્મવિજય કહે શિવ લહ્યા, શાશ્વત સુખ નિરધાર. ૩

## થોય

મુનિસુવ્રત નામે, જે ભવિ ચિત્ત કામે; સવિ સંપત્તિ પામે, સ્વર્ગનાં સુખ જામે; દુર્ગતિ દુઃખ વામે, નવિ પડે મોહ ભામે; સવિ કર્મ વિરામે, જઈ વસે સિદ્ધિધામે. ૧

## શ્રી નમિનાથ જિન દેવવંદન

### ચૈત્યવંદન

મિથિલા નયરી રાજીયો, વપ્રાસુત સાચો, વિજયરાય સુત છોડીને, અવર મત માચો ૧ નીલકમલ લછન ભલું, પન્નર ધનુષ્યની દેહ, નમિ જિનવરનું સોહતું, ગુણ ગણ મણિગેહ. ૨ દશ હજાર વરસતણુ એ, પાલ્યુ પરગટ આય, પદ્મવિજય કહે પુણ્યથી, નમીયે તે જિનરાય ૩

### થોય

નમિયે નમિ નેહ, પુણ્ય થાયે જ્યું દેવ, અઘ સમુદાય જેહ, તે રહે નાહી રેહ; લહે કેવલ તેહ, સેવના કાર્ય એહ; લહે શિવપુર ગેહ, કર્મનો આણી છેહ ૧

## શ્રી નેમિનાથ જિન દેવવંદન

### ચૈત્યવદન

નેમિનાથ બાવીસમા, શિવાદેવી માય; સમુદ્રવિજય પૃથિવીપતિ, જે પ્રભુના તાય ૧ દશહ ધનુષની દેહડી, આયુ વરસ હજાર, શખ લછનધર સ્વામીજી, તજી રાજુલ નાર. ૨ સૌરીપુર નયરી ભલી એ, બ્રહ્મચારી ભગવાન, જિન ઉત્તમ પદ પદ્મને, નમતા અવિચલ થાન ૩

### ચાર થોયો

રાજુલ વર નારી, રૂપથી રતિ હારી, તેહના પરિહારી, બાલથી બ્રહ્મચારી, પશુઆ ઉગારી, હુઆ ચારિત્રધારી, કેવલશ્રી સારી, પામીયા ઘાતિ વારી. ૧. ત્રણ જ્ઞાન સંયુતા, માતની

કૂખે હુંતા, જનમે પુરહૂંતા, આવી સેવા કરંતા, અનુક્રમે વ્રત કરંતા, પંચ સમિતિ ધરંતા; મહિયલ વિચરંતા, કેવલશ્રી વરંતા. ૨. સવિ સુરવર આવે, ભાવના ચિત્ત લાવે; ત્રિગડું સોહાવે, દેવછંદો બનાવે; સિંહાસન ઠાવે, સ્વામીના ગુણ ગાવે; તિહાં જિનવર આવે, તત્ત્વવાણી સુણાવે. ૩. શાસનસુરી સારી, અંબિકા નામ ધારી; જે સમકિતી નર નારી, પાપ સંતાપ વારી; પ્રભુસેવાકારી, જાપ જપીયે સવારી; સંઘ દૂરિત નિવારી, પદ્મને જેહ પ્યારી. ૪.

## શ્રી નેમિનાથ જિન સ્તવન.

( આવો જમાઇ પ્રાહુણા, જયવંતાજી—એ દેશી )

નિરખ્યો નેમિ જિણંદને, અરિહંતાજી; રાજીમતી કર્યો ત્યાગ, ભગવંતાજી; બ્રહ્મચારી સંયમ ગ્રહ્યો; અરિ૦ અનુક્રમે થયા વીતરાગ. ભગ૦ ૧. ચામર ચક્ર સિંહાસન; અરિ૦ પાદપીઠ સંયુક્ત. ભગ૦ છત્ર ચાલે આકાશમાં; અરિ૦ દેવદુંદુભિ વર ઉત્ત. ભગ૦ ૨. સહસ જોયણ ધ્વજ સોહતો; અરિ૦ પ્રભુ આગલ ચાલંત, ભગ૦ કનક કમલ નવ ઉપરે; અરિ૦ વિચરે પાય ઠવંત. ભગ૦ ૩. ચાર મુખે દિયે દેશના; અરિ૦ ત્રણ ગઢ ઝાકઝમાલ, ભગ૦ કેશ રોમ શ્મશ્રુ નખા, અરિ૦ વાધે નહિં કોઈ કાલ. ભગ૦ ૪. કાંટા પણ ઊંધા હોવે; અરિ૦ પંચવિષય અનુકૂલ, ભગ૦ ષટ્ઋતુ સમકાલે ફલે, અરિ૦ વાયુ નહિ પ્રતિકૂલ. ભગ૦ ૫. પાણી સુગંધ સુર કુસુમની; અરિ૦ વૃષ્ટિ હોય સુરસાલ, ભગ૦ પંખી દીયે સુપ્રદક્ષિણા; અરિ૦ વૃક્ષ નમે અસરાલ. ભગ૦ ૬. જિન ઉત્તમ પદ પદ્મની, અરિ૦ સેવ કરે

સુર કોડી, ભગ૦ ચાર નિકાયના જઘન્યથી, અરિ૦ ચૈયવૃક્ષર તેમ જોડી ભગ૦ ૭.

## શ્રી પાર્શ્વનાથ જિનદેવવંદન

### ચૈત્યવંદન

આશ પૂરે પ્રભુ પાસજી, ત્રોડે ભવ પાસ; વામા માતા જનમીયા, અહિ લંછન જાસ ૧ અશ્વસેન સુત સુખકરુ, નવ હાથની કાયા, કાશી દેશ વાણારશી, પુણ્યે પ્રભુ આયા. ૨. એકસો વરસનું આઉખુંએ, પાળી પાસ કુમાર, પદ્મ કહે મુકતે ગયા, નમતા સુખ નિરધાર. ૩.

### ચાર થોયો

શ્રી પાસ જિણંદા, મુખ પૂનમ ચંદા, પદ યુગ અરવિંદા, સેવે ચોસઠ ઇંદા, લંછન નાગિંદા, જાસ પાયે સોહંદા, સેવે ગુણી વૃંદા, જેહથી સુખ કંદા ૧ જનમથી વર ચાર, કર્મ નાસે અગ્યાર, ઓગણીશ નિરધાર, દેવે કીધા ઉદાર, સવિ ચોત્રીશ ધાર, પુણ્યના એ પ્રકાર, નમિયે નર નાર, જેમ સંસાર પાર ૨ એકાદશ અંગા, તેમ બારે ઉવંગા, ષટ્ છેદ સુચંગા, મૂલ ચારે સુરંગા, દશ પઇન્ન સુરંગા, સાંભલો થઇ એકંગા, અનુયોગ બહુ ભંગા, નંદી સૂત્ર પ્રસંગા ૩ પાસે યક્ષ પાસો, નિત્ય કરતો નિવાસો, અડતાલીશ જાસો, સહસ પરિવાર ખાસો; સહુએ પ્રભુ દાસો, માગતા મોક્ષ વાસો, કહે પદ્મ નિકાસો, વિઘ્નના વૃંદ પાસો. ૪

## શ્રી પાર્શ્વનાથ જિન સ્તવન

(માલણ પાસજી રે લો-એ દેશી)

જિનજી ત્રેવીશમો જિન પાસ, આશ મુજ પૂરવે રે લો,

સાહેબા નાથજી રે લો. જિન૦ ઈહ ભવ પરભવ દુઃખ, દોહગ સવિ ચુરવે રે લો; સાહે૦ જિન૦ આઠ પ્રાતિહાર્યશું; જગમાં તું જયો રે લો સાહે૦ જિન૦ તાહરા વૃક્ષ અશોકથી શોક દૂરે ગયો રે લો. સાહે૦ ૧ જિન૦ જાનુ પ્રમાણ ગીર્વાણ, કુસુમ-વૃષ્ટિ કરે રે લો, સાહે૦ જિન૦ દિવ્યધ્વનિ સુર પૂરે કે, વાંસલીયે સ્વરે રે લો. સાહે૦ જિન૦ ચામર કેરી હાર ચલંતી, એમ કહે રે લો. સાહે૦ જિન૦ જે નમે અમ પરે તે ભવિ, ઊર્ધ્વગતિ લહે રે લો. સાહે૦ જિન૦ ૨ પાદપીઠ સિંહાસન, વ્યંતર વિરચિયે રે લો. સાહે૦ જિન૦ તિહાં બેસી જિનરાજ, ભવિક દેશના દિયે રે લો. સાહે૦ જિન૦ ભામંડલ શિર પૂંઠે, સૂર્ય પરે તપે રે લો. સાહે૦ જિન૦ નિરખી હરખે જેહ, તેહનાં પાતક ખપે રે લો. સાહે૦ જિન૦ ૩ દેવદુંદુભિનો નાદ, ગંભીર ગાજે ઘણો રે લો. સાહે૦ જિન૦ ત્રણ છત્ર કહે તુજ કે, ત્રિભુવન પતિપણો રે લો. સાહે૦ જિન૦ એ ઠકુરાઈ તુજ કે, બીજે નવિ ઘટે રે લો. સાહે૦ જિન૦ રાગી દ્વેષી દેવ કે, તે ભવમાં અટે રે લો. સાહે૦ જિન૦ ૪ પૂજક નિંદક હોય કે, તાહરે સમપણે રે લો. સાહે૦ જિન૦ કમઠ ધરણપતિ ઉપર સમચિત્ત ગણે રે લો. સાહે૦ જિન૦ પણ ઉત્તમ તુજ પાદ પદ્મ સેવા કરે રે લો. સાહે૦ જિન૦ તેહ સ્વભાવે ભવ્ય કે ભવસાયર તરે રે લો. સા૦ ૫

## શ્રી વર્દ્ધમાનસ્વામી દેવવંદન

### ચૈત્યવંદન

સિદ્ધારથ સુત વંદિયે, ત્રિશલાનો જાયો; ક્ષત્રિકુંડમાં અવતર્યો, સુર નરપતિ ગાયો. ૧ મૃગપતિ લંછન પાઉલે,

સાત હાથની કાયા, બહોંત્તર વરસનું આઉખું, વીર જિનેશ્વર રાયા ૨ ખિમાવિજય જિન રાયના એ, ઉત્તમ ગુણ અવદાત; સાત બોલથી વર્ણવ્યા, પદ્મવિજય વિખ્યાત. ૩

## ચાર થોયો

મહાવીર જિણંદા, રાય સિદ્ધાર્થનંદા, લંછન મૃગેંદા, જાસ પાયે સોહંદા, સુર નર વર ઇંદા, નિત્ય સેવા કરંદા, ટાલે ભવ ફંદા, સુખ આપે અમંદા ૧ અડ જિનવર માતા, મોક્ષમા સુખ શાતા, અડ જિનની (જનની) ખ્યાતા, સ્વર્ગ ત્રીજે આખ્યાતા, અડ જિનપ જનેતા, નાક માહેંદ્ર યાતા; સવિ જિનવર નેતા, શાશ્વતા સુખ દેતા ૨ મલ્લી નેમિ પાસ, આદિ અટ્ઠમ ખાસ, કરી એક ઉપવાસ, વાસુપૂજ્ય સુવાસ, શેષ છટ્ઠ સુવિલાસ, કેવલજ્ઞાન જાસ, કરે વાણી પ્રકાશ, જેમ અજ્ઞાન નાશ ૩ જિનવર જગદીશ, જાસ મ્હોટી જગીશ, નહિ રાગ ને રીશ, નામીયે તાસ શીશ, માતંગ સુર ઇશ, સેવતો રાતિ દિસ, ગુરુ ઉત્તમ આધીશ, પદ્મ ભાખે સુશિષ. ૪

---

## શ્રી વર્દ્ધમાન જિન સ્તવન

(ગેમર આગરી પાલ, ઊભી દોય નાગરી મારા લાલ—એ દેશી)

શાસનનાયક શિવસુખ, દાયક જિનપતિ; મારા લાલ, સાયક જાસ સુરાસુર, ચરણે નરપતિ મારા૦ સાયક કંદર્પ કેરાં, જેણે નવિ ચિત્ત ધર્યા, મારા૦ ઢાયક પાતક વૃંદ, ચરણ અંગીકર્યા. મારા૦ ૧ ક્ષાયિકભાવે કેવલ, જ્ઞાનદર્શન ધરે, મારા૦ જ્ઞાયક લોકાલોકના, ભાવશું વિસ્તરે, મારા૦ ધ્યાયક

ઘાતિકર્મ, મર્મની આપદા; મારા૦ લાયક અતિશય પ્રાતિહાર્યની સંપદા; મારા૦ ૨ કારક ષટ્ક થયાં તુજકે, આતમ તત્ત્વમાં; મારા૦ ધારક ગુણ સમુદાય, સયલ એકત્વમાં; મારા૦ નારક નર તિરિ દેવ, ભ્રમણથી હું થયો; મારા૦ કારક જેહ વિભાગ, તેણે વિપરીત ભયો; મારા૦ ૩ તારક તું ભવિ [સવિ] જીવને, સમરથ મેં લહ્યો; મારા૦ ઠારક કરુણારસથી, ક્રોધાનલ દહ્યો; મારા૦ વારક જેહ ઉપાધિ, અનાદિની સહચરી; મારા૦ કારક જિન ગુણ ઋદ્ધિ, સેવકને બરાબરી; મારા૦ ૪ વાણી એહવી સાંભળી, જિન આગમતણી; મારા૦ જાણી ઉત્તમ આશ, ધરી મનમાં ઘણી; મારા૦ ખાણી ગુણની તુજ પદ, પદ્મની ચાકરી; મારા૦ આણી હૈયડે હેજ, કરું નિજ પદ કરી. મારા૦ ૫

અત્રે જય વીયરાય પૂરા કહેવા.

## શ્રી શાશ્વતા અશાશ્વતા જિન દેવવંદન

### ચૈત્યવંદન

કોડી સાત ને લાખ બહોંતેર વખાણું, ભુવનપતિ ચૈત્ય સંખ્યા પ્રમાણું; એંશી સો જિનબિંબ એક ચૈત્ય ઠામે, નમો સાસય જિનવરા મોક્ષ કામે. ૧ કોડી તેરશેં ને નેવ્યાશી વખાણે, સાઠ લાખ ઉપર સવિ બિંબ જાણે; અસંખ્યાત વ્યંતર તણા નગર નામે, નમો૦ ૨ અસંખ્યાત તિહાં ચૈત્ય તેમ જ્યોતિષીયે, બિંબ એકશત એંશી ભાખ્યાં ઋષિયે; નમે તે મહા (ઋદ્ધિ) સિદ્ધિ નવનિધિ પામે, નમો૦ ૩ વલી બાર દેવલોકમાં ચૈત્ય સાર, ગ્રૈવેક નવમાંહિ દેહરાં ઉદાર; તિમ અનુત્તરે દેખીને મ પડો ભામે, નમો૦ ૪ ચોરાશી લાખ તેમ સત્તાણું સહસ્સા,

ઉપર ત્રેવીશ ચૈત્ય શોભાયે સરસા, હવે બિંબસંખ્યા કહું તેહ ધામે, નમો૦ ૫ સો કોડી ને બાવન કોડી જાણો, ચોરાણું લખ સહસ ચૌઆલ આણો, સય સાત ને આઠ ઉપરે પ્રકામે, નમો૦ ૬ મેરુ રાજધાની ગજદંત સાર, જમક ચિત્રવિચિત્ર કાચન વખાર, ઈખુકાર ને વર્ષધર નામ ઠામે, નમો૦ ૭ વલી દીર્ઘ વૈતાઢ્ય ને વૃત્ત જેહ, જંબૂ આદિ વૃક્ષે દિશા ગજ છે તેહ, કુંડ મહાનદી દ્રહ પ્રમુખ ચૈત્ય ઠામે, નમો૦ ૮ માનુષોત્તર નગવરે જેહ ચૈત્ય, નંદીસર રુચક કુંડલ છે પવિત્ત, તિરછાલોકમાં ચૈત્ય નમિયે સુઠામે, નમો૦ ૯ પ્રભુ ઋષભ ચંદ્રાનન વારિષેણ, વળી વર્દ્ધમાનાભિધે ચાર શ્રેણ, એહ શાશ્વતા બિંબ સવિચાર નામે, નમો૦ ૧૦ સવિ કોડિ સય પનર બાયાલ ધાર, અઠ્ઠાવન લખ સહસ છત્રીશ સાર, એંશી જોઈશ વણુ વિના સિદ્ધિ ધામે, નમો૦ ૧૧ આ અશાશ્વત જિનવર નમો પ્રેમ આણી, તેમ ભાખિયે તેહ જાણી અજાણી, બહુ તીર્થને ઠામે બહુ ગામ ગામે, નમો૦ ૧૨ એમ જિન પ્રણમીજે, મોહ નૃપને દમીજે, ભવ ભવ ન ભમીજે, પાપ સર્વે ગમીજે; પરભાવ વમીજે, જો પ્રભુ અહમીજે, પદ્મવિજય નમીજે, આત્મતત્ત્વે રમીજે, નમો૦ ૧૩

અહીં જં કિંચિ નમુત્થુણં કહીને એક લોગસ્સનો કાઉસ્સગ્ગ "ચંદેસુ નિમ્મલયરા" સુધી કરવો. એક જણે કાઉસ્સગ્ગ પારી ચારે થોય સાથે કહેવી, તે આ પ્રમાણે—

## થોયો

ઋષભ ચંદ્રાનન વંદન કીજે, વારિષેણ દુઃખ વારે વર્દ્ધમાન જિનવર વળી પ્રણમો, શાશ્વત નામ એ ચારે

ભારતાદિક ક્ષેત્રે મલી હોવે, ચાર નામ ચિત્ત ધારે જી; તેણે ચારે એ શાશ્વત જિનવર, નમિયે નિત્ય સવારે જી. ૧ ઊર્ધ્વ અધો તિર્છા લોકે થઈ, કોડિ પન્નરસેં જાણો જી; ઉપર કોડી બહેંતાલીશ પ્રણમો, અડ વન લખ મન આણો જી; છત્રીશ અસી તે ઉપરે, બિંબતણો પરિમાણો જી; અસંખ્યાત સહસ્ર વ્યંતર જ્યોતિષીમાં, પ્રણમું તે સુવિહાણોજી. ૨ રાયપસેણી જીવાભિગમે, ભગવતી સૂત્રે ભાખી જી; જંબૂદ્વીપપન્નત્તિ ઠાણાંગે, વિવરીને ઘણું દાખીજી; વલી અશાશ્વતી જ્ઞાતાકલ્પમાં, વ્યવહાર પ્રમુખે આખી જી; તે જિનપ્રતિમા લોપે પાપી, જિહાં બહુ સૂત્ર છે સાખી જી. ૩ એ જિનપૂજાથી આરાધક, ઈશાન ઈંદ્ર કહાયા જી; તેમ સૂરિયાભ બહુ સૂરવર, દેવીતણા સમુદાયાજી; નંદીશ્વર અઠ્ઠાઈ મહોત્સવ કરે, અતિ હર્ષ ભરાયાજી; જિન ઉત્તમ કલ્યાણક દિવસે, પદ્મવિજય નમે પાયાજી. ૪

અહીંયાં લગતી જ *મ્હોટી શાંતિ એક જણે કહેવી અને બીજા સર્વ કાઉસ્સગ્ગમાં રહી પારીને પ્રગટ એક લોગસ્સ પૂર્ણ કહે. પછી બેસીને સર્વ જણ તેર નવકાર ગણે. ત્યાર પછી ખમાસમણપૂર્વક "શ્રીસિદ્ધાચલ સિદ્ધક્ષેત્ર, અષ્ટાપદ આદીશ્વર, પુંડરિકગણધરાય નમોનમઃ" એ પાઠ તેર વખત સર્વ જનોએ કહેવો. પછી પાંચ તીર્થનાં પાંચ સ્તવન કહેવાં.

---

## શ્રી શત્રુંજયનું સ્તવન.

જાત્રા નવાણું કરીયે વિમલગિરિ. જા૦ એ આંકણી. પૂરવ નવાણું વાર શેત્રુંજાગિરિ, ઋષભ જિણંદ સમોસરીયે. વિમ૦ ૧

---

* ૧૧ મા ખંડના ૨૯૭ મા પાનેથી મોટી શાંતિ જોઈ લેવી.

કોડી સહસ ભવ પાતિક ત્રુટે, શત્રુંજય સાહામા ડગ ભરિયે. વિમ૦ ૨ સાત છઠ્ઠ હોય અઠ્ઠમ તપસ્યા, કરી ચઢીયે ગિરિવરિયે. વિમ૦ ૩ પુંડરિક પદ જપીયે હરખે, અધ્યવસાય શુભ ધરીયે. વિમ૦ ૪ પાપી અભવિ ન નજરે દેખે, હિંસક પણ ઉદ્ધરિયે. વિમ૦ ૫ [1]ભુંઇ સથારો ને [2]નારીતણો સંગ, દૂર થકી પરહરીયે વિમ૦ ૬ [3]સચિત્ત પરિહારી ને એકલ [4]આહારી, ગુરુ સાથે [5]પદ ચરિયે વિમ૦ ૭ [6]પડિક્કમણા હોય વિધિશું કરીયે, પાપ પડલ વિખરીયે વિમ૦ ૮ કલિકાલે એ તીરથ મહોટું, પ્રવહણ જેમ ભરદરિયે વિમ૦ ૯ ઉત્તમ એ ગિરિવર સેવતા, પદ્મ કહે ભવ તરિયે. વિમ૦ ૧૦

## શ્રી ગિરનાર ગિરિવરનુ સ્તવન.

( માહારા વાલાજી એ દેશી. )

તોરણથી રથ ફેરી ચાલ્યા કત રે, પ્રીતમ જી, આઠ ભવની પ્રીતડી ત્રોડી તત માહારા પ્રીતમજી, નવમે ભવ પણ નેહ ન આણો મુઝ રે પ્રીત૦ તો શે કારણ એટલે આવવું તુજ્જ માહા૦ ૧ એક પોકાર સુણી તિર્યંચનો એમ રે; પ્રીત૦ મૂકો અબલા રોતી પ્રભુજી કેમ. માહા૦ પટ્ જીવના રખવાલમા શિરદાર રે; પ્રીત૦ તો કેમ વિલવતી સ્વામી મૂકો નારી. માહા૦ ૨ શિવવધુ કેરું એહવું કેહવું રુપ રે, પ્રીત૦ મુઝ મૂકીને ચિત્તમા ધરી જિન ભૂપ માહા૦ જિનજી લિયે સહસ્રાવનમા વ્રતભાર રે, પ્રીત૦ ઘાતિ કરમ ખપાવીને નિરધાર. માહા૦ ૩ કેવલ ઋદ્ધિ અનતી પ્રગટ કીધ રે, પ્રીત૦ જાણી રાજુલ એમ પ્રતિજ્ઞા લીધ, માહા૦ જે પ્રભુજીયે કીધું

કરવું તેહ રે; પ્રીત૦ એમ કહી વ્રતધર થઇ પ્રભુ પાસે જેહ. સાહા૦ ૪ પ્રભુ પહેલાં નિજ શોકયનું જોવા રૂપ રે; પ્રીત૦ કેવલજ્ઞાન લહી થઈ સિદ્ધ સરૂપ; સાહા૦ શિવવધુ વરીયા જિનવર ઉત્તમ નેમ રે, પ્રીત૦ પદ્મ કહે પ્રભુ રાખ્યો અવિચલ પ્રેમ. સાહા૦ ૫

## શ્રી અર્બુદગિરિવરનું સ્તવન.

( કોયલો પરવત ધુંધલો રે લો, એ દેશી. )

આબુ અચલ રલિઆમણો રે લો, દેલવાડે મનોહાર, સુખકારી રે, વાદલીયે જે સ્વર્ગશું રે લો. દેઉલ દીપે ચાર, બલિહારી રે. ૧ ભાવ ધરીને ભેટીયે રે લો. એ આંકણી. બાર બાદશાહ વશ કીયા રે લો. વિમલ મંત્રીસર સાર. સુ૦ તેણે પ્રાસાદ નિપાઇયો રે લો, ઋષભજી જગદાધાર, બલિહારી રે. આ૦ ૨ આબુ અચલ રલીયામણો રે લો, તેહ ચૈત્યમાં જિન-જીરુ રે લો, આઠશેં ને છોંતેર, સુખ૦ જેહ દીઠે પ્રભુ સાંભરે રે લો, મોહ કર્યો જેણે જેર; બલિ૦ આબુ૦ ૩ દ્રવ્ય ભરી ભરતી મળી રે લો, લીધી દેઉલ કાજ સુખ૦ ચૈત્ય તિહાં મંડાવીયો રે લો, લેવા શિવપુર રાજ. બલિ૦ આબુ૦ ૪ પન્નરશેં કારીગરા રે લો, દીવીધરા પ્રત્યેક; સુખ૦ તેમ મર્દનકારક વલી રે લો, વસ્તુપાલ એ વિવેક. બલિ૦ આબુ૦ ૫ કોરણી ધોરણી તિહાં કરી રે લો, દીઠે બને તે વાત; સુખ૦ પણ નવિ જાય મુખે કહી રે લો, સુરગુરુ સમ વિખ્યાત. બલિ૦ આબુ૦ ૬ ત્રણે વરસે નીપન્યો રે લો, તે પ્રાસાદ ઉત્તંગ; સુખ૦ બાર કોડી ત્રેપન લક્ષને રે લો, ખરચ્યા દ્રવ્ય ઉછરંગ.

બલિ૦ આબુ૦ ૭ દેરાણી જેઠાણીના ગોખલા રે લો, દેખતાં હરખ તે થાય; સુખ૦ લાખ અઢાર ખરચીયા રે લો, ધન્ય ધન્ય એહની માય, બલિ૦ આબુ૦ ૮ મૂલનાયક નેમીશ્વરુ રે લો, જન્મથકી બ્રહ્મચાર, સુખ૦ નિજ સત્તા રમણી થયો રે લો, ગુણ અનંત આધાર, બલિ૦ આબુ૦ ૯ ચારશે ને અડસઠ ભલા રે લો, જિનવર બિંબ વિશાલ સુખ૦ આજ ભલે મે ભેટીયા રે લો, પાપ ગયા પાયાલ, બલિ૦ આબુ૦ ૧૦ ઋષભ ધાતુમયી દેહરે લો, એકસો પીસ્તાલીશ બિંબ, સુ૦ ચૌમુખ ચૈત્ય જુહારીયે રે લો, મરુધરમા જેમ અંબ, બલિ૦ આબુ૦ ૧૧ બાણુ કાઉસ્સગ્ગીઆ તેહમા રે લો, અગન્યાસી જિનરાય, સુ૦ અચલગઢે બહુ જિનવરા રે લો, વંદું તેહના પાય બલિ૦ આબુ૦ ૧૨ ધાતુમયી પરમેશ્વરા રે લો, અદ્ભુત જાસ સ્વરૂપ, સુ૦ ચૌમુખ મુખ્ય જિન વંદતા રે લો, થાયે નિજ ગુણ ભૂપ. બલિ૦ આબુ૦ ૧૩ અઢારશે ને અઢારમા રે લો, ચૈતર વદિ ત્રીજ દિન્ન, સુ૦ પાલણપુરના સંઘશું રે લો, પ્રણમી થયો ધન ધન્ન બલિ૦ આબુ૦ ૧૪ તિમ શાંતિ જગદીશરુ રે લો, યાત્રા કરી અદ્ભુત, સુ૦ જે દેખી જિન સાંભરે રે લો, સેવ કરે પુરહૂત. બલિ૦ આબુ૦ ૧૫ એમ જાણી આબુતણી રે લો, જાત્રા કરશે જેહ, સુ૦ જિન ઉત્તમ પદ પામશે રે લો, પદ્મવિજય કહે તેહ. બલિ૦ આબુ૦ ૧૬

## શ્રી અષ્ટાપદગિરિવર સ્તવન

અષ્ટાપદ અરિહંતજી, મ્હારા વ્હાલા જીરે, આદીશ્વર અવધાર નમીયે નેહશું, મ્હા૦ દશ હજાર મુનિંદશું, મ્હા૦ વરિયા

શિવવધુ સાર; નમીયે૦ ભરત ભૂપ ભાવે કર્યો; મ્હા૦ ચઉમુખ ચૈત્ય ઉદાર, ન૦ જિનવર ચોવીશે જિહાં; મ્હા૦ થાપ્યા અતિ મનોહાર. ન૦ ૨ વરણ પ્રમાણે બિરાજતા મ્હા૦ લંછનને અલંકાર, ન૦ સમ નાસાયે શોભતા; મ્હા૦ ચિહું દિશે ચાર પ્રકાર. ન૦ ૩ મંદોદરી રાવણ તિહાં, મ્હા૦ નાટક કરતાં વિચાલ; ન૦ ત્રુટિ તાંત તવ રાવણે, મ્હા૦ નિજ કર વીણા તતકાલ. ન૦ ૪ કરી બજાવી તિણે સમે મ્હા૦ પણ નવ ત્રોડયું તે તાન, ન૦ તીર્થંકર પદ બાંધીયું; મ્હા૦ અદ્‌ભુત ભાવશું જ્ઞાન. ન૦ ૫ નિજ લબ્ધે ગૌતમ ગુરુ, મ્હા૦ કરવા આવ્યા તે જાત; ન૦ જગચિંતામણી તિહાં કર્યું; મ્હા૦ તાપસ બોધ વિખ્યાત. ન૦ ૬ એ ગિરિ મહિમા મોટકો, મ્હા૦ તેણે પામે જે સિદ્ધિ; ન૦ જે નિજ લબ્ધે જિન નમે, મ્હા૦ પામે શાશ્વત ઋદ્ધિ. ન૦ ૭ પદ્મવિજય કહે એહના, મ્હા૦ કેતાં કરું રે વખાણ; ન૦ વીર સ્વમુખે વરણવ્યો, મ્હા૦ નમતાં કોડિ કલ્યાણ; નમીયે નેહશું મ્હારા વ્હાલાજી રે. ૮

## શ્રી સમેતશિખરજીનું સ્તવન

(ક્રીડા કરી ઘેર આવીયો—એ દેશી)

સમેતશિખર જિન વંદિયે, મોટું તીરથ એહ રે; પાર પમાડે ભવતણો, તીરથ કહિયે તેહ રે. સમેત૦ ૧ અજિતથી સુમતિ જિણંદ લગે, સહસ મુનિ પરિવાર રે; પદ્મપ્રભ શિવ-સુખ વર્યા, ત્રણશેં અડ અણગાર રે. સમેત૦ ૨ પાંચશેં મુનિ પરિવારશું, શ્રી સુપાસ જિણંદ રે; ચંદ્રપ્રભ શ્રેયાંસ લગે, સાથે સહસ મુણિંદ રે. સમેત૦ ૩ છ હજાર મુનિરાજશું, વિમલ

જિનેશ્વર સિદ્ધા રે, સાત સહસશું ચૌદમા, નિજ કાર્ય વર કીધા રે સમેત૦ ૪ એકસો આઠશું ધર્મજી, નવશે શું શાંતિનાથ રે, કુંથુ અર એક સહસશું, સાચો શિવપુર સાથ રે. સમેત૦ ૫ મલ્લિનાથ શત પાંચશું, મુનિ નમી એક હજાર રે; તેત્રીશ મુનિ યુત પાસજી, વરીયા શિવસુખ સાર રે. સ૦ ૬ સત્તાવીશ સહસ ત્રણશે, ઉપરે ઓગણપચાસ રે, જિન પરિ પકવ બીજા કેઈ, પામ્યા શિવપુર વાસ રે સમેત૦ ૭ એ વીશે જિન એણે ગિરે, સિદ્ધચા અણસણ લેઈ રે, પદ્મવિજય કહે પ્રણમીયે, પાસ સામલનું ચેઈ રે ૮

## શ્રી જ્ઞાનવિમલસૂરિકૃત.

## ચૈત્રી પૂનમના દેવવંદન.

વિધિ-પ્રથમ પ્રતિમા ચાર માડીએ તથા ચૌમુખ હોય તો ચૌમુખ માડીએ. તિહા પ્રથમ ટીકી દશ કરવી, ફૂલના હાર દશ, અગરબત્તી દશ વાર ઉખેવવી, દશ દીવેટનો દીવો કરવો, દશ વાર ચામર વીંજવા, દશ સાથીયા ચોખાના કરવા, જેટલી જાતિના ફૂલ મળે તે સર્વ જાતિના પ્રત્યેકે દશ દશ મૂકવા સોપારી પ્રમુખ સર્વ દશ દશ મૂકવા નૈવેદ્ય મધ્યે સાકરીયા ચણા તથા એલચીપાક, દ્રાખ, ખારેક, શિંગોડા, નિમજા, પીસ્તા, બદામાદિ મેવા જે જાતિના મળે તે સર્વ પ્રત્યેક દશ દશ વાના મૂકવા અખીયાણું-ગોધુમ અથવા ચોખા શેર ત્રણ, લીલા નાલિયેર ચાર મૂકવા, ઇત્યાદિક વિધિ મેળવીને દેવ વાદવા

દેવવદન વિધિ-સ્થાપનાચાર્ય આગળ અથવા નવકાર

પંચેંદ્રિયવડે પુસ્તકની સ્થાપના સ્થાપીને પ્રથમ ઇરિયાવહી૦ તસ્સ ઉત્તરી૦ અન્નત્થ કહી એક લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવો અને ન આવડે તો ચાર નવકારનો કાઉસગ્ગ કરી પારી પ્રગટ લોગસ્સ કરી ખમાસમણુ દઇ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્! ચૈત્યવંદન કરૂં? ઇચ્છં કહી યોગમુદ્રાએ બેસી નીચે પ્રમાણે ચૈત્યવંદન કરવું.

## દેવવંદનનો પ્રથમ જોડો.

### પ્રથમ ચૈત્યવંદન.

આદીશ્વર અરિહંત દેવ, અવિનાશી અમલ, અક્ષય સરૂપીને અનુપ, અતિશય ગુણ વિમલ, મંગલ કમલા કેલી વાસ, વાસવ નિત્ય પૂજિત, તુજ સેવા સહકાર સાર, કરતાં કલ કુંજિત, યોજિત યુગ આદિ જિણે એ, સકલ કળા વિજ્ઞાન. શ્રી જ્ઞાનવિમલ સૂરિ ગુણતણો, અનુપમ નિધિ ભગવાન. ૩.

પછી જં કિંચિ૦ નમુત્થુણં૦ અને જય વીયરાય અર્દ્ધા કહી પછી ખમાસમણુ દઈને બીજું ચૈત્યવંદન કરવું, તે આ પ્રમાણે–

### દ્વિતીય ચૈત્યવંદન.

વંશ ઇક્ષ્વાગ સોહાવતો, સોવન વન કાય, નાભિ રાય કુલમંડણો, મરુદેવી માય; ભરતાદિક શત પુત્રનો, જે જનક સોહાય; નારી સુનંદા સુમંગલા, તસ કંત કહાય, બ્રાહ્મી સુંદરી જેહની એ, તનયા બહુ ગુણખાણ, જ્ઞાનવિમલ ગુણ તેહના, સંભારો સુવિહાણ. ૩

પછી જં કિંચિ૦ નમુત્થુણં૦ અરિહંતચેઇયાણં૦ અન્નત્થ૦

કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરી પારી એક થોય કહેવી. પછી લોગસ્સ૦ સવ્વલોએ અરિહંત૦ અન્નત્થ૦ કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરવો. પછી પારી બીજી થોય કહેવી. પછી પુખ્ખરવર૦ સુઅસ્સ ભગવઓ કરેમિ કાઉસ્સગ્ગ વંદણ-વત્તિઆએ૦ અન્નત્થ૦ કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરી પારી ત્રીજી થોય કહેવી પછી સિદ્ધાણં બુદ્ધાણં૦ વેયાવચ્ચગ૦ સમ્મદિટ્ઠી૦ અન્નત્થ૦ કહી ચોથી થોય કહેવી તે થોયો આ પ્રમાણે–

## પ્રથમ થોય જોડો

શ્રી શત્રુંજયમંડણ, રિસહ જિણેસર દેવ, સુર નર વિદ્યાધર, કરે જેહની સેવ, સિદ્ધાચલ શિખરે, સોહાકર શૃંગાર, શ્રી નાભિનરેસર, મરુદેવીનો મલ્હાર. ૧ એ તીરથ જાણી, જિન નેમીસ ઉદ્ધાર, એક નેમ વિના સવિ, સમવસર્યા સુખ-કાર, નિજ કર્મ ખપાવી, પહોતા ગઢ ગિરનાર; ચૈત્રી પુનમ દિને, તે વદુ જયકાર ૨ જ્ઞાતાધર્મ કથાંગે, અંતગડ સૂત્ર મઝાર, સિદ્ધાચલ સિદ્ધા, કોડ્યા બહુ અણગાર, તે માટે એ ગિરિ, સવિ તીરથ શિરદાર, જિન વંદે થાવે, સુખ સંપત્તિ વિસ્તાર ૩ ગોમુખ ચક્કેસરી શાસનની રખવાલી, એ તીરથકેરી સાન્નિધ્ય કરે સંભાળી, ગિરુઆ જસ મહિમા, સંપ્રતિ કાલે જાસ, શ્રી જ્ઞાનવિમલસૂરિ, નિત્ય લીલા વિલાસ ૪

પછી બેસી નમુથ્થુણં કહી અરિહંતચેઈઆણં૦ અન્નત્થ૦ કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરી પારી નમોઽર્હત્ કહી બીજા જોડાની પ્રથમ થોય કહેવી ત્યાર પછી લોગસ્સ૦ સવ્વ-લોએ, અન્નત્થ કહી નવકારનો કાઉસ્સગ્ગ કરી પારી બીજી

જોડાની બીજી થોય કહેવી. પછી પુખ્ખરવરદી૦ સુઅસ્સ ભગવઓ૦ અન્નત્થ૦ કહી નવકારનો કાઉસગ્ગ કરી, પારી ત્રીજી થોય કહેવી. પછી સિદ્ધાણું૦ વેયાવચ્ચ૦ તસ્સઉત્તરી૦ અન્નત્થ કહી ચોથી થોય કહેવી. એ રીતે પૂર્વની પેઠે ચારે થોય કહેવી. તે થોયો નીચે પ્રમાણે-

## દ્વિતીય થોય જોડા

ત્રેસઠ લખ પૂરવ રાજ કરી, લીયે સંયમ અતિ આણંદ ધરી; વરસ સહસે કેવલ લછી વરી, એક લખ પૂર્વે શિવ-રમણી વરી. ૧ ચોવીશે પહિલા ઋષભ થયા, અનુક્રમે ત્રેવીશ જિણંદ ભયા; ચૈત્રી પુનમ દિન તેહ નમો, જિમ દુર્ગતિ દુઃખડા દૂર ગમો. ૨ એકવીશ એકતાલીસ નામ કહ્યાં, આગમે ગુરુ વયણે તેહ લહ્યાં; અતિશય મહિમા ઈમ જાણીએ, તે નિશિદિન મનમાં આણીએ. ૩ શત્રુંજયનાં સવિ વિઘન હરે, ચક્કેસરી દેવી ભક્તિ કરે; કહે જ્ઞાનવિમલસૂરિસરુ, જિનશાસન તે હોજો જયકરુ. ૪

પછી નમુત્થુણં કહી, જાવંતિ ચેઈઆઇં૦ કહી પછી જાવંતિ કેવિ સાહૂ૦ કહી પછી નમોઽર્હત્ કહી સ્તવન કહેવું, તે આ પ્રમાણે-

## શ્રી સિદ્ધાચલજીનું સ્તવન.

॥ લાછલદે માતા મલ્હાર, એ દેશી ॥

સિદ્ધાચલ ગુણગેહ, ભવિ પ્રણમો ધરી નેહ; આજ

હો સોહે રે મન મોહે તીરથ રાજીયો જી ૧ આદીશ્વર અરિહંત, મુગતિ વધુનો કંત, આજ હો પૂરવ વાર નવાણુ આવી સમોસર્યા જી ૨ સકલ સુરાસુર રાજ, કિન્નર દેવ સમાજ, આજ હો સેવા રે સારે કરજોડી કરીજી. ૩ દરશનથી દુખ દૂર, સેવે સુખ ભરપૂર, આજ હો એણે રે કલિકાલે કલ્પતરુ અછે જી ૪ પુંડરીકગિરિ ધ્યાન, લહિયે બહુ યશમાન, આજ હો દીપે રે અધિકી તસ જ્ઞાન કલા ઘણી જી. ૫

પછી જયવીયરાય અર્દ્ધા કહીને ખમાસમણુ દઈ ચૈત્યવંદનનો આદેશ માગી ત્રીજુ ચૈત્યવંદન કહેવું, તે આ પ્રમાણે—

## તૃતીય ચૈત્યવંદન.

પ્રથમ નાથ પ્રગટ પ્રતાપ, જેહનો જગે રાજે, પાપ તાપ સંતાપ વ્યાપ, જસ નામે ભાજે, પરમ તત્વ પરમાત્મરૂપ, પરમાનંદ દાઈ, પરમ જ્યોતિ જસ જલહળે, પરમ પ્રભુતા પાઈ, ચિદાનંદ સુખ સંપદા એ, વિલસે અક્ષય સનૂર, ઋષભદેવ ચરણે નમે, શ્રી જ્ઞાનવિમલ ગુણસૂર ૩

પછી જં કિંચિ૦ નમુથ્થુણું૦ કહીને સંપૂર્ણ જય વીયરાય કહેવા ઇતિ દેવવંદનનો પ્રથમ જોડો ૧ પછી [1]સંતિકર કહેવું.

પછી દશ નવકાર ગણવા અને ત્યારપછી ખમાસમણપૂર્વક શ્રી શત્રુંજયના એકવીસ નામ લેવા તે નીચે પ્રમાણે—

---

૧ સંતિકરં ૧૧ મા ખંડના ૨૭૮ પાને જુઓ.

૧ શ્રી શત્રુંજયાય નમઃ
૨ શ્રી પુંડરિકાય નમઃ
૩ શ્રી સિદ્ધક્ષેત્રાય નમઃ
૪ શ્રી વિમલાચલાય નમઃ
૫ શ્રી સુરગિરયે નમઃ
૬ શ્રી મહાગિરયે નમઃ
૭ શ્રી પુણ્યરાશયે નમઃ
૮ શ્રી પદ્માય નમઃ
૯ શ્રી પર્વતેંદ્રાય નમઃ
૧૦ શ્રી મહાતીર્થાય નમઃ
૧૧ શ્રી શાશ્વતપર્વતાય નમઃ
૧૨ શ્રી દૃઢશક્તયે નમઃ
૧૩ શ્રી મુક્તિનિલયાય નમઃ
૧૪ શ્રી પુષ્પદંતાય નમઃ
૧૫ શ્રી મહાપદ્માય નમઃ
૧૬ શ્રી પૃથ્વીપીઠાય નમઃ
૧૭ શ્રી સુભદ્રાય નમઃ
૧૮ શ્રી કૈલાસાય નમઃ
૧૯ શ્રી પાતાલમૂલાય નમઃ
૨૦ શ્રી અકર્મકાય નમઃ
૨૧ શ્રી સર્વકામદાય નમઃ

## દેવવંદનનો દ્વિતીય જોડો.

વિધિ—દેવવંદનના બીજા જોડાની વિધિ પણ પ્રથમ જોડા પ્રમાણે જ છે, વસ્તુ પણ તે જ સર્વ મેળવવી, પરંતુ એટલો ફેર કે; દશ દશ વસ્તુને ઠેકાણે વીશ વીશ વસ્તુ મૂકવી. અખીયાણું તેટલું જ મૂકવું. ખમાસમણા, નવકાર. પ્રદક્ષિણા વિગેરે વીસ કરવાં અને સંતિકરંને સ્થાનકે નમિઊણ કહેવું. તેમજ દેવ વાંદવાની વિધિ પણ પ્રથમની પેઠે જ છે—

### પ્રથમ ચૈત્યવંદન.

નાભિ નરેસર વંશ મલય, ગિરિચંદન સોહે; જસ પરિમલશું વાસિયો, ત્રિભુવન મન મોહે, અપછર રંભા ઉર્વશી, જેહના અવદાત, ગાયે અહોનિશ હર્ષશું, મરુદેવી

માત, નિરુપાધિક જસ તેજશું એ, સમમય સુખનો ગેહ;
જ્ઞાનવિમલ પ્રભુતા ઘણી, અખય અનંતી જેહ. ૩

## દ્વિતીય ચૈત્યવંદન.

જિમ ચૈત્રીપુનમતણો, અધિકો વિધુ દીપે, ગ્રહ ગણુ તારાદિક તણા, પરમ તેજને છીપે, તિમ લૌકિકના દેવ તે, તુમ આગે હીણા; લોકોત્તર અતિશય ગુણે, રહે સુર નર લીણા નિવૃત્તિ નગરે જાવવાએ, એહિજ અવિચલ સાથ, જ્ઞાનવિમલસૂરિ એમ કહે, ભવભવ એ મુજ નાથ ૩

## પ્રથમ થોય જોડો.

શ્રી શત્રુંજયમંડણુ રિસહ જિણંદ, પાપતણો ઉન્મૂલે કંદ, મરુદેવી માતાનો નંદ, તે વંદુ મન ધરી આણંદ. ૧ ત્રણુ ચોવીશી બિહુત્તર જિના, ભાવ ધરી વંદુ એકમના, અતીત અનાગત ને વર્તમાન, તિમ અનંત જિનવર ધરો ધ્યાન. ૨ જેહમા પંચ કહ્યા વ્યવહાર, નય પ્રમાણુતણા વિસ્તાર, તેહના સુણુવા અર્થ વિચાર, જિમ હોય પ્રાણી અલ્પ સંસાર ૩ શ્રી જિનવરની આણુા ધરે, જગ જશવાદ ઘણો વિસ્તરે, શ્રીજ્ઞાનવિમલસૂરિ સાન્નિધ્ય કરે, શાસનદેવી સંકટ હરે ૪

## દ્વિતીય જોડો.

પ્રણુમો ભવિયા રિસહ જિણેસર, શત્રુંજય કેરો રાય જી; વૃષભ લંછન જસ ચરણે સોહે, સોવન વરણી કાય જી, ભરતાદિક શત પુત્રતણો જે, જનક અયોધ્યા રાય જી, ચૈત્રીપૂનમને દિન જેહના, મહોટા મહોત્સવ થાય જી ૧

અષ્ટાપદગિરિ શિવપદ પામ્યા, શ્રી રિસહેસર સ્વામીજી; ચંપાયે વસુપૂજ્ય નરેસર, નંદન શિવગતિગામી જી; વીર અપાપાએ ગિરનારે, સિદ્ધા નેમ જિણંદો જી; વીશ સમેતગિરિ શિખરે પહોંતા, એમ ચોવીશે વંદો જી. ૨ આગમ નાગમતા પરે જાણો, સવિ વિષનો કરે નાશ જી, પાપ તાપ વિષ દૂરે કરવા, નિશદિન જેહ ઉપાસે જી; મમતા કુંચુકી કીજે અલગી, નિર્વિષતા આદરીયે જી; ઇણી પરે સહજ થકી ભવ તરીયે, જિમ શિવસુંદરી વરીએ જી. ૩ કવડજક્ષ પ્રત્યક્ષ થઇને, જેહના પરતા પૂરે જી; દોહગ દુર્ગતિ દુર્જનનો ડર, સંકટ સઘળાં ચુરે જી; દિનદિન દોલત દીપે અધિકી, જ્ઞાનવિમલ ગુણ નૂરજી; જીતતણાં નિશાન વજાવો, ઓધિબીજ ભરપૂર જી. ૪

## શ્રી પુંડરીકગિરિનું સ્તવન.

( નાયકાની દેશી. )

એક દિન પુંડરિક ગણધરુ રે લાલ પૂછે, શ્રી આદિજિણંદ સુખકારી રે; કહીયે તે ભવજલ ઉતરી રે લાલ, પામીશ પરમાનંદ ભવ વારી રે. એક૦ ૧ કહે જિન ઇણ ગિરિ પામશો રે લાલ, જ્ઞાન અને નિર્વાણ જયકારી રે; તીરથ મહિમા વાધશે રે લાલ, અધિક અધિક મંડાણ નિરધારી રે. એ૦ ૨ એમ નિસુણી તિહાં આવીયા રે લાલ, ઘાતિકર્મ કર્યાં દૂર તમ વારી રે; પંચ કોડી મુનિ પરિવર્યા રે લાલ, હુવા સિદ્ધિ હજુર ભવ વારી રે. એ૦ ૩ ચૈત્રી પૂનમ દિન કીજીયે રે લાલ, પૂજા વિવિધ પ્રકાર દિલ ધારી રે; ફલ

પ્રદક્ષિણા કાઉસ્સગ્ગા રે લાલ, લોગસ્સ થુઈ નમુક્કાર નર નારી રે. એ૦ ૪ દશ વીસ ત્રીશ ચાલીશ ભલા રે લાલ, પચાસ પુષ્પની માળ અતિસારી રે, નરભવ લાહો લીજીયે રે લાલ, જિમ હોયે જ્ઞાન વિશાલ મનોહારી રે. એ૦ ૫

## તૃતીય ચૈત્યવંદન.

અજર અમર અકલંક અરુજ, નિરજ અવિનાશી સિદ્ધ સરૂપી શંકરો, સંસાર ઉદાસી, સુખ સંસારે ભોગવી, નહી ભોગ વિલાસી, જીતી કર્મ કષાયને, જે થયો જિતકાશી, દાસી આશી અવગણી એ, સમીચીન સર્વાંગ; નય કહે તસ ધ્યાને રહો, જિમ હોય નિર્મલ અંગ૦ ૩

પછી[1]નમિઉણ સ્તોત્ર કહેવુ.

## દેવવંદનનો ત્રીજો જોડો.

વિધિ-પ્રથમ જોડા પ્રમાણે જાણવી. વિશેષમા દશદશના સ્થાને સઘળી વસ્તુ અને બધી ક્રિયામા દશને ઠેકાણે ત્રીસ ત્રીસ સમજવું અને સતિકરને સ્થાને 'જયતિહુયણ' સ્તોત્ર કહેવું. તેમજ દેવ વાદવાની વિધિ પણ પ્રથમની પેઠે જાણવી.

## પ્રથમ ચૈત્યવંદન.

આદીશ્વર જિનરાયનો, પહેલો જે ગણધાર; પુંડરિક નામ થયો, ભવિ જનને સુખકાર ચૈત્રી પૂનમને દિને, કેવલસિરિ પામી; ઇણ ગિરિ તેહથી પુંડરિક, ગિરિ અભિધા પામી, પંચકોડિ

[1] નમિઊણસૂત્ર ખંડ ૧૧ માના ૨૮૧ પાને જોવુ

મુનિશું લહ્યા એ, કરી અનશન શિવ ઠામ; જ્ઞાનવિમલસૂરિ તેહના, પય પ્રણમો અભિરામ. ૩

## દ્વિતીય ચૈત્યવંદન.

જાઈ જુઈ માલતી, દમણો ને મરુવો; ચંપક કેતકી કુંદ જાતિ, જસ પરિમલ ગિરૂવો; બોલસિરિ જાસુસ વેલી, વાલો મંદાર; સુરભિનાગ પુન્નાગ અશોક, વળી વિવિધ પ્રકાર; ગ્રંથિમ વેઢિમ ચઉવિધે એ, ચારુ રચી વરમાલ; નય કહે શ્રી જિન પૂજતાં, ચૈત્રી દિન મંગલમાલ. ૩

## પ્રથમ થોય જોડો.

ચૈત્રી પુનમ દિન શત્રુંજયગિરિ અહિઠાણ, પુંડરિક વર ગણધર, તિહાં પામ્યા નિર્વાણ; આદીશ્વરકેરા, શિષ્ય પ્રથમ જયકાર, કેવલ કમલા વર; નાભિ નરિંદ મલ્હાર. ૧ ચાર જંબૂદ્વીપે, વિચરંતા જિન દેવ; અડ ધાતકીખંડે, સુર નર સારે સેવ; અડ પુષ્કર અર્ધે, ઇણિપરે વીશ જિનેશ; સંપ્રતિ એ સોહે, પંચ વિદેહ નિવેશ. ૨ પ્રવચન પ્રવહણ સમ, ભવજલ નિધિથી તારે; ક્રોધાદિક મહોટા, મત્સ્ય તણા ભય વારે; જિહાં જીવદયા રસ, સરસ સુધારસ દાખ્યો, ભવિ ભાવ ધરીને, ચિત્ત કરીને ચાખ્યો. ૩ જિનશાસન સાન્નિધ્ય, કારી વિઘન વિદારે; સમકિતદૃષ્ટિ સુર, મહિમા જાસ વધારે; શત્રુંજયગિરિ સેવો, જેમ પામો ભવપાર; કવિ ધીરવિમલનો, શિષ્ય કહે સુખકાર. ૪

## દ્વિતીય થોય જોડો.

વંદું સદા શત્રુંજય તીર્થરાજે, ચુડામણિ આદિ જિણંદ

ગાજે, દુટ્ઠ કમ્મટ્ઠ વિરોધ ભાજે, માનું શિવારોહણુ એહ પાજે. ૧ દેવાધિદેવા કૃત દેવ સેવા, સભારીયે જ્યું ગજ ચિત્ત રેવા; સવ્વેવિ તે શુત્તિ શુયા મહીયા, અણાગયા સંપઈ જે અઈયા. ૨ જે મોહના યોધ વડા કહાયા, ચત્તારિ દુટ્ઠા કસિણા કસાયા, તે જીતીયે આગમ ચક્ખુ પામી, સંસારપારુત્તરણાય ધામી. ૩ ચક્કેસરી ગોમુહ દેવ જુત્તા, રક્ષા કરી એવય ભાવ પત્તા, દિયો સયા નિમ્મલ નાણુ લચ્છી, હોવે પસન્ના શિવસિદ્ધિ લચ્છી ૪

## શ્રી સિદ્ધગિરિનું સ્તવન.

( શેત્રુંજે જઈએ લલના—એ દેશી )

સિદ્ધગિરિ ધ્યાવો ભવિકા, સિદ્ધગિરિ ધ્યાવો, ઘેર બેઠા પણ બહુ ફલ પાવો, ભવિકા, બહુ ફલ પાવો ૧ નંદીશ્વર યાત્રાએ જે ફલ હોવે, તેથી બમણું ફલ તે કુંડલગિરિ હોવે ભ૦ કુ૦ ૨ ત્રિગણું રુચકગિરિ ચઉ ગજદંતા, તેથી બમણેરુ ફલ જંબૂ મહંતા ભ૦ જં૦ ૩ ષટ્ગણું ધાતકી ચૈત્ય જુહારે, છત્રીશગણું ફલ પુષ્કર વિહારે ભ૦ પુ૦ ૪ તેહથી તેરસ ગણુ મેરુચૈત્ય જુહારે, સહસગણું ફલ સમ્મેતશિખરે. ભ૦ સ૦ ૫ લાખગણુ ફલ અંજનગિરિ જુહારે, દશ લાખગણું ફળ અષ્ટાપદ ગિરનારે ભ૦ અ૦ ૬ કોડીગણુ ફલ શ્રી શત્રુંજે ભેટે, જેમ રે અનાદિના દુરિત ઉમેટે ભ૦ દુ૦ ૭ ભાવ અનંતે અનંત ફલ પાવે, જ્ઞાનવિમલસૂરિ એમ ગુણ ગાવે એ૦ ૮

## તૃતીય ચૈત્યવંદન.

ચૈત્રી પૂનમને દિન, જે ઇણુ ગિરિ આવે, આઠ સત્તર

બહુ ભેદ શું, જે ભક્તિ રચાવે, આદીશ્વર અરિહંતની, તસ સઘલાં કર્મ; દૂર ટલે સંપદ મલે, ભાંજે ભવ ભર્મ; ઇહ ભવ પરભવ ભવ ભવએ, ઋદ્ધિ વૃદ્ધિ કલ્યાણ; જ્ઞાનવિમલ ગુણમણિ તણો, ત્રિભુવન તિલક સમાન. ૩

પછી [1]જયતિહુઅણ કહેવું.

## દેવવંદનનો ચોથો જોડો.

વિધિ-પૂર્વની માફક જાણવી. વિશેષમાં સઘળી વસ્તુ અને સઘળી ક્રિયામાં દશને ઠેકાણે ચાલીસ ચાલીસ જાણવી. અહિંયાં સંતિકરંને સ્થાને 'ભક્તામર (અગર કલ્યાણમંદિર) કહેવું. જે જોડાને અંતે લખેલ છે. તેમજ દેવવંદનની વિધિ પૂર્વની પેઠે જાણવી.

### પ્રથમ ચૈત્યવંદન.

શ્રી શત્રુંજય સિદ્ધક્ષેત્ર, પુંડરિકગિરિ સાચો; વિમલાચલ ને તીર્થરાજ, જસ મહિમા જાચો; મુક્તિનિલય શતકૂટ નામ, પુષ્પદંત ભણીજે; મહાપદ્મ ને સહસપત્ર, ગિરિરાજ કહીજે; ઇત્યાદિક બહુ ભાતિસું એ, નામ જપો નિરધાર; ધીરવિમલ કવિરાજનો, શિષ્ય કહે સુખકાર. ૩

### તૃતીય ચૈત્યવંદન.

રજત કનક મણિ જડિતનાં, ભૂષણ વિરચાવો; તિલક મુકુટ કુંડલ યુગલ, બેહેરખા બનાવો; રુચિર જ્યોતિ મોતી-

---

૧ જયતિહુઅણ ખંડ ૧૧ માના ૩૦૪ પાને જુઓ.

તણા, કંઠે ઠવો હાર, કંદોરો શ્રીફલ કરે, આપીજે સાર; એણિ પરે બહુવિધ ભૂષણે, શોભાવો જિન દેહ, જ્ઞાનવિમલ કહે તેહને, શિવવધુ વરે ધરી નેહ. ૩

## પ્રથમ થોય જોડો.

ઋષભદેવ નમુ ગુણ નિર્મલા, દૂધમાંહે ભેલી સીતોપલા; વિમલશૈલતણા શણગાર છે, ભવ ભવ મુજ ચિત્ત તે રુચે ૧ જેહ અનત થયા જિન કેવલી, જેહ હશે વિચરંતા તે વલી; જેહ અસાસય સાસય ત્રિહુ જગે, જિનપડિમા પ્રણુમુ નિત ઝગમગે ૨ સરસ આગમ અક્ષર મહોદધિ, ત્રિપદી ગગ તરગ કરી વધી, ભવિક દેહ સદા પાવન કરે, દુરિત તાપ રજોમલ અપહરે ૩ જિનશાસન ભાસન કારિકા, સુરસુરી જિન આણા ધારિકા, જ્ઞાનવિમલ પ્રભુતા દિયે દપતી, દુરિત દુષ્ટતણા ભય ઝીપતી ૪

## દ્વિતીય થોય જોડો.

( માલિની વૃત્ત )

સવિ મલિ કરી આવો, ભાવના ભવ્ય ભાવો, વિમલગિરિ વધાવો, મોતીયા થાળ લાવો, જો હોય શિવ જાવો, ચિત્ત તો વાત ભાવો, ન હોયે દુશ્મન દાવો, આદિ પૂજા રચાવો. ૧ શુભ કેશર ઘોલી, માંહે કર્પૂર ચોલી, પહેરી સિત પટોલી, વાસીયે ગધ ઘોલી, ભરી પુષ્કરનોલી, ટાલિયે દુખ હોલી, સવિ જિનવર ટોલી, પૂજિયે ભાવ ભોલી. ૨ શુભ અંગ અગ્યાર, તેમ ઉપાગ બાર, વળી મૂલસૂત્ર ચાર, નંદી અનુયોગદ્વાર, દશ

ધ્યયનના ઉદ્ધાર, છેદ ષટ્ વૃત્તિ સાર; પ્રવચન વિસ્તાર, ભાષ્ય નિર્યુક્તિસાર. ૩ જય જય જય નંદા, જૈનદૃષ્ટિ સૂરીંદા; કરે પરમાનંદા, ટાલતા દુઃખ દંદા; જ્ઞાનવિમલ સૂરીંદા, સામ્ય મકરંદ કંદા; વર વિમલ ગિરીંદા, ધ્યાનથી નિત્ય ભદ્રા. ૪

## શ્રી સિદ્ધાચલનું સ્તવન.

( આજ સખી સંખેસરો—એ દેશી )

એ ગિરિઓ ગિરિ રાજીઓ, પ્રણમીજે ભાવે; ભવ ભવ સંચિત આકરાં, પાતકડાં જાવે. ૧ વજ્રલેપ સમ જે હોવે, તે પણ તસ દૂર; એહનું દર્શન કીજીએ, ધરી ભક્તિ પંડુર. ૨ ચંદ્રશેખર રાજા થયો, નિજ ભગિની લુબ્ધો; તે પણ એ ગિરિ સેવતાં, ક્ષણમાંહે સિધ્યો. ૩ શુકરાજા જય પામીયો, એહને સુપસાયે; ગૌહત્યાદિક પાપ જે, તે દૂર પલાયે. ૪ અગમ્ય અપેય અભક્ષ્ય જે, કીધાં જેણે પ્રાણી; તે નિર્મલ ઇણ ગિરિ થયા, એ જિનવર વાણી. ૫ વાઘ સર્પ પ્રમુખા પશુ, તે પણ શિવ પામ્યા; એ તીરથ સેવ્યાથકી, સવિ પાતક વામ્યા. ૬ ચૈત્રી પૂનમે વંદતાં, ટલે દુઃખ કલેશ; જ્ઞાનવિમલ પ્રભુતા ઘણી, હોય સુજસ વિશેષ. ૭

## તૃતીય ચૈત્યવંદન

પ્રેમે પ્રણમો પ્રથમ દેવ, શત્રુંજયગિરિ મંડન; ભવિયણ મન આનંદ કરણ, દુઃખ દોહગ ખંડણ. ૧ સુર નર કિન્નર નમે તુજ, ભગતિશું પાયા; પાવ પંક ફેડે સમત્થ, પ્રભુ ત્રિભુવન રાયા. ૨ જ્ઞાનવિમલ પ્રભુ તુમ તણે, ચરણે શરણે રાખો; કર જોડીને વિનવું, મુક્તિ માર્ગ મુજ દાખો. ૩

પછી[1] ભક્તામર કહેવું.

## દેવવંદનનો પંચમ જોડો

વિધિ—અહીંયા પૂર્વોક્ત સર્વ વસ્તુ પ્રત્યેક પચ્ચાસ પચ્ચાસ મેળવવી પણ પૂર્વની પેરે સર્વ વિધિમાં દશને ઠેકાણે પચાસ પચાસ કરવુ. છેવટે ચૈત્યવંદનભાષ્ય કહેવું અને દેવવંદનની વિધિ પણ પ્રથમની પેઠે જાણવી

જે જોડાને અંતે આપેલ છે

### પ્રથમ ચૈત્યવંદન

શેત્રુંજ શિખરે ચઢિયા સ્વામી કહીયે હું અર્ચિશું રાયણ તરુવર તલે પાય, આણંદે ચરચિશું ન્હવણ વિલેપન પૂજના, કરી આરતી ઉતારીશ, મંગલ દીપક જ્યોતિ થુતિ, કરી દુરિત નિવારીશ, ધન્ય ધન્ય તે દિન માહરો એ, ગણીશ સફલ અવતાર, **નય** કહે આદીશ્વર નમો, જિમ પામો જયકાર. ૩

### દ્વિતીય ચૈત્યવંદન

તુજ મૂર્તિને નિરખવા, મુજ નયણા તરસે, તુમ ગુણ ગણને બોલવા, રસના મુઝ હરખે, ૧ કાયા અતિ આણંદ મુજ, તુમ પદયુગ ફરસે, તો સેવક તાર્યા વિના, કહો કિમ હવે સરશે ૨ એમ જાણીને સાહેબાએ, નેક નજરે મોહિ જોય, **જ્ઞાનવિમલ** પ્રભુ સુનજરથી, તે શું જે નવિ હોય ૩

---

૧ ભક્તામર ૧૧ મા ખંડના ૨૮૮ પાને જુઓ

## પ્રથમ થોય જોડો

જિહાં ઓગણ્યોતર કોડાકોડી, તેમ: પંચાશી લખ વલી જોડી, ચુમ્માલીશ સહસ્સ કોડી, સમવસર્યા જિહાં એતી વાર, પૂર્વ[1] નવાણું એમ પ્રકાર, નાભિ નરિંદ મલ્હાર. ૧ સહસ કૂટ અષ્ટાપદ સાર, જિન ચોવીશતણા ગણધાર, પગલાંનો વિસ્તાર, વલી જિનબિંબતણો નહિં પાર, દેહરી થંભે બહુ આકાર, વંદું વિમલગિરિ સાર. ૨ એંશી સિત્તેર સાઠ પંચાસ, બાર જોયણ માને જસ વિસ્તાર. ઇગ દુ તી ચઉ પણ આર, માન કહ્યું એહનું નિરધાર, મહિમા એહનો અગમ અપાર, આગમમાંહે ઉદાર. ૩ ચૈત્રી પૂનમ દિન શુભ ભાવે, સમકિતદૃષ્ટિ સુરનર આવે, પૂજા વિવિધ રચાવે, જ્ઞાનવિમલસૂરિ ભાવના ભાવે, દુરગતિ દોહગ દૂર ગમાવે, બોધિબીજ જસ પાવે. ૪

## દ્વિતીય થોય જોડો

શત્રુંજય સાહિબ પ્રથમ જિણંદ, નાભિ ભૂપ કુલ કમલ દિણંદ, મરુદેવીનો નંદ, જસ મુખ સોહે પુનમ ચંદ, સેવા સારે ઇંદ; ઉન્મૂલે દુઃખ દંદ, વાંછિત પૂરણ સુરતરુ કંદ, લંછન જેહને સુરભિ[2] નંદ, ફેડે ભવ ભય ફંદ, પ્રણમે જ્ઞાન વિમલ સૂરિંદ, જેહના અહોનિશ પદ અરવિંદ, નામે પરમાનંદ. ૧ શ્રી સીમંધર જિનવર રાજે, મહાવિદેહે બાર સમાજે,[3] ભાખે ઇમ ભવિ કાજે, સિદ્ધક્ષેત્ર નામે ગિરિરાજે,

---

૧ ૮૪ લાખ વર્ષનો ૧ પૂર્વાંગ, પૂર્વાંગને પૂર્વાંગે ગુણતાં ૧ પૂર્વ થાય એવા ૯૯ પૂર્વ વાર [ ૮૪ લાખ × ૮૪ લાખ × ૯૯=૬૯૮૫-૪૪૦૦૦૦૦૦૦૦૦૦ ] આ સંખ્યા આવી રહે. ૨ વૃષભ ૩ બાર પર્ષદે.

એહજ ભરતમાંહે એ છાજે, ભવજલ તરણ ઝહાજે, અનંત તીર્થંકરની વાણી ગાજે, ભવિ મનકેરા સંશય ભાજે, સેવક જનને નિવાજે; વાજે તાલ કંસાલ પવાજે, ચૈત્રી મહોત્સવ અધિક દીવાજે, સુર નર સજી બહુ સાજે. ૨ રાગ દ્વેષ વિષ ખીલાણ[1] મંત, જાણી ભવ ભય ભાવઠ[2] ભ્રાંત, ટાલે દુ:ખ દુરંત, સુખ સંપત્તિ હોય જે સમરંત, ધ્યાયે અહનિશ મઘલા સંત, ગાયે ગુણ મહંત, શિવસુંદરી વશ કરવા તંત,[3] પાપ તાપ પીલણ એ જંત, સુણીએ તે સિદ્ધાંત, આણી મોટી મનની ખંત, ભવિયણ ધ્યાવો એકણ ચિત્ત, રાન[4] વેલાઉલ હુંત ૩ આદિ જિનેશ્વર પદ અનુસરતી, ચતુરશુલ ઊંચી રહે ધરતી, દુરિત ઉપદ્રવ હરતી, સરમ સુધારસ વયણઝરતી, જ્ઞાનવિમલગિરિ સાન્નિધ્ય કરતી, દુશ્મન દુષ્ટ દલતી, દાડિમ પકૂવકલી અમદંતી, જ્યોતિ ગુણ ઈહા રાજી પંતી, સમકિત બીજ વપંતી, ચકકેસરી સુગ્સુંદરી હુંતી, ચૈત્રીપૂનમ દિન આવંતી, જય જયકાર ભણંતી ૪

## શ્રી વિમલગિરિનું સ્તવન

તીરથ વારુ એ તીરથ વારુ, સાંભલજો સૌ તારુ રે, ભવ-જલ નિધિ તરવા ભવિજનને, પ્રવહણ પરે એ તારુ રે તી૦ ૧ એ તીરથનો મહિમા મોટો, નવિ માને તે કારુ રે, પાર ન પામે કહેતા કોઇ, પણ કહિયે મતિ સારુ રે તી૦ ૨ સાધુ અનંતા ઈહાં કણે સિદ્ધા, અંત કર્મના કીધા રે, અનુ-

---

૧ નષ્ટ કરવા ૨ ભવભ્રમણ ૩ વશીકરણ ૪ રજ ૫ બદર

ભવ અમૃત રસ જિણે પીધા, અભયદાન જગ દીધાં રે. તી૦ ૩ નમિ વિનમિ વિદ્યાધર નાયક, દ્રાવિડ વારિખિલ્લ જાણો રે; થાવચ્ચા શુક સેલગ પંથગ, પાંડવ પાંચ વખાણો રે. તી૦ ૪ રામ મુનિ ને નારદ મુનિવર, શાંબ પ્રદ્યુમ્ન કુમારો રે; મહાનંદ પદ પામ્યા તેહના, મુનિવર બહુ પરિવારો રે. તી૦ ૫ તેહ ભણી સિદ્ધક્ષેત્ર એહનું, નામ થયું નિરધાર રે; શત્રુંજયકલ્પે માહાત્મ્યે, એહનો બહુ અધિકાર રે. તી૦ ૬ તીરથ નાયક વાંછિતદાયક, વિમલાચલ જે ધ્યાવે રે; **જ્ઞાનવિમલસૂરિ** કહે તે ભવિને, ધર્મ શર્મ ઘરે આવે રે. તી૦ ૭

## તૃતીય ચૈત્યવંદન

માદલ તાલ કંસાલ સાર, ભુંગલ ને ભેરી, ઢોલ દદામા (દુંદુભિ) દડવડી, સરણાઈ નફેરી; શ્રી મંડલ વીણા રબાવ, સારંગી સારી, તંબુરા કડતાલ શંખ, ઝલ્લરી ઝણકાર; વાજિંત્ર નવ છંદ શું એ, ગાઓ જિનગુણ ગીત; **જ્ઞાનવિમલ** પ્રભુતા લહો, જિમ હોય જગે જસ રીત. ૩

[1]પછી ચૈત્યવંદન ભાષ્ય કહેવું.

૫૦ નવકાર ગણવા અને ૫૦ ખમાસમણ દેવા.

---

૧ ચૈત્યવંદન ભાષ્ય, ખંડ ૨૩ મો જુઓ.

# ખંડ એકવીશમો

## વિવિધ મંત્ર જાપો.

સૂચના—દરેક જાપ સમયે પ્રભુપૂજા શુદ્ધ અંતઃકરણ, શારીરિક શુદ્ધિ-બ્રહ્મચર્યનું પાલન-ભૂમિશયન, ચિત્તની એકાગ્રતા, અખૂટ શ્રદ્ધા-સમતા આદિ ગુણોની હયાતિ મંત્ર સિદ્ધ કરવામાં બહુજ મદદગાર બને છે જૈન શાસ્ત્રોમાં અનેક પ્રકારના મંત્રો આવે છે, તેમાંથી કેટલાક જાપો કેટલાક ભાઈઓની સૂચનાથી અત્રે આપવામાં આવે છે

જો કે પ્રત્યેક જૈનનો મુખ્ય ઉદ્દેશ તો મોક્ષપ્રાપ્તિનો જ છે અને તેની પ્રાપ્તિ સુદેવ, સુગુરુ અને સુધર્મની આરાધના સિવાય અતિ મુશ્કેલ છે, છતાં પણ રોગીને ઔષધની માફક આ જાપો પણ કેટલીકવાર પુણ્યોદય થતાં ઈષ્ટ સિદ્ધિ આપવામાં નિમિત્તભૂત થાય છે એ હેતુથી તેનો જાપ અગર આરાધના કરવામાં આવે તો તે અનુચિત ગણી શકાય નહિ, પરન્તુ કેટલાક લોકો ત્રણ જગતના વિભુ તીર્થંકરદેવોની ભક્તિને ગૌણ કરી પોતાના તુચ્છ સ્વાર્થના ખાતર દેવ-દેવીઓના આગળ આંખ બંધ કરી ચિત્તની સ્થિરતાપૂર્વક કલાકો સુધી ખડે પગે ઊભા રહી જાપ કરે છે ભગવાન કરતાં પણ તેમની ભક્તિમાં વધુ ધન અને સમયનો ભોગ આપે છે જ્યારે પ્રભુભક્તિમાં "લે દેવ ચોખા, મૂક મારો છેડો." એના જેવી દશા

થતી જોવામાં આવે છે, જે જૈન શાસનના સાચા ભક્તો માટે યોગ્ય ગણાય નહિ; માટે દેવ, ગુરુ અને ધર્મની વિરાધના ન થાય તે તરફ જાપકોએ ખાસ લક્ષ્ય આપવાની જરૂર છે.

"દરેક જાપના સમયે જિનેશ્વરદેવની પ્રતિમા અથવા શ્રી ગૌતમસ્વામીની પ્રતિમા સન્મુખ રાખી નીચે મુજમ બોલી જાપ શરૂ કરવો."

श्री तीर्थंकर–गणधरप्रसादात् एष योगः फलतु
श्री सद्गुरुप्रसादात् एष योगः फलतु ॥

## ૧ શ્રી માણિભદ્રજીનો જાપ.

ॐ नमो भगवते माणिभद्राय, क्षेत्रपालाय, कृष्णरूपाय, चतुर्भुजाय, जिनशासनभक्ताय, नवनागसहस्रबलाय, किन्नर किंपुरुष गंधर्व यक्ष राक्षस भूत प्रेत पिशाच सर्वशाकिनीनां निग्रहं कुरु कुरु स्वाहा मां रक्ष रक्ष स्वाहा.

આ મંત્રાક્ષરનો ત્રણ દિવસમાં (માણિભદ્રજીની પ્રતિમા સન્મુખ રાખી) સાડાબાર હજાર જાપ કરવાથી ભૂત–પ્રેત આદિ વળગાડો દૂર થાય છે અને સિદ્ધિ થાય છે. ધૂપ દીપ પણ સાથે રાખવાની જરૂર છે. શરીરશુદ્ધિ વિગેરેનો ખૂબ ખ્યાલ રાખવો. ઉપર મુજબ ન બને તો ત્રિકાળ અને રાત્રે સૂતી વખતે ૧૦૮–૧૦૮–૧૦૮ વાર ગણવો. એથી પ્રાયે નિર્વિઘ્નપણું થાય છે.

---

૧ આ બે વાક્યો દરેક જાપ શરૂ કરતાં પ્રથમ બોલવાના છે.

## ૨ શ્રી ગૌતમસ્વામીનો જાપ.

ॐ ह्रीँ श्रीँ गौतमाय सुवर्णलब्धिनिधानाय ॐ ह्रीँ नमः

ઉપરના મંત્રનો ૧૨૫૦૦ જાપ શ્રી ગૌતમસ્વામીની છબી સન્મુખ રાખી સિદ્ધ કરવાનો છે હમેશા શુદ્ધ થઈ ૧૦૮ વખત જાપ કરવાથી વાંછિત ફલની પ્રાપ્તિ થાય છે.

## ૩ વિષહર પાર્શ્વનાથનો મહામંત્ર

આ મંત્રના પ્રતિદિન જાપથી સર્પનું ચઢેલુ ઝેર, વિષમ વ્યાધિ ભૂત પ્રેતાદિકના ઉપસર્ગો તથા અકસ્માત્ આવી પડતી આફતો વિના વિલંબે દૂર થઈ જાય છે

ૐ જિતુ ૐ જિતું ૐ જિતુ ઉપશમ ધરી,
ૐ હ્રૂીં પાર્શ્વ અક્ષર જપતે,
ભૂત ને પ્રેત જ્યોતિષ વ્યંતર સુરા,
ઉપશમે વાર એકવીશ ગુણંતે. ૐ જિતુ૦ ૧

દુષ્ટ ગ્રહ રોગ તિમ શોક જરા જંતુને,
તાવ એકાંતરો દિન તપતે;
ગર્ભબંધન વારણુ સર્પ વીંછી વિષ,
બાલકાલબાલની વ્યાધિહંતે ૐ જિતું૦ ૨

શાયણી ડાયણી રોહિણી રાધણી,
ફોટિકા મોટિકા દુષ્ટ હંતિ,
દાઢ ઉંદરતણી કોલ નોલાતણી,
શ્વાન શિયાળ વિકરાળ દંતી ૐ જિતું૦ ૩

ધરણુ પદ્માવતી સમરી શોભાવતી,
વાટ આઘાટ અટવી અટંતે;
લક્ષ્મી લુંદ્દો મળે સુજશ વેળા વળે,
સયલ આશા ફળે મન હસંતે. ૐ જિતું० ૪

અષ્ટ મહાભય હરે કાનપીડા ટળે,
ઉંદરે શૂળ શીશક ભણુંતે;
વદતિ વર પીતશ્યું પ્રીતિ વિમળ પ્રભો!
પાર્શ્વ જિન નામ અભિરામ મતે. ૐ જિતું० ૫

## ૪ તાવનો મંત્ર

ॐ नमो लोए सव्वसाहूणं, ॐ नमो उवज्झायाणं, ॐ नमो आयरियाणं, ॐ नमो सिद्धाणं, ॐ नमो अरूहंताणं, ॐ ह्रीँ स्वाहाः ॥

વિધિ—આ પ્રમાણે ૧૦૮ વાર જપતા કોરી ચાદરના ખૂણાને મસળતા જવું. મંત્ર જાપ પૂરો થયે તે ખૂણાની ગાંઠ વાળી દેવી, અને તે ચાદરનો ગાંઠવાળો છેડો તાવવાળાના મસ્તક તરફ રાખીને તે ચાદર તાવવાળાને ઓઢાડવી. રોજીંદો, એકાંતરીયો, તરીયો, ચોથીઓ, ટાઢીયો કે ગમે તેવો તાવ ઉતરી જાય છે.

## ૫ ઘંટાકર્ણ મહામંત્ર

ॐ घंटाकर्णो महावीर! सर्वव्याधिविनाशक!
विस्फोटकभये प्राप्ते! रक्ष रक्ष महाबल! ॥ १ ॥

यत्र त्वं तिष्ठसे देव ! लिखितोऽक्षरपंक्तिभिः ।
रोगास्तत्र प्रणश्यन्ति, वातपित्तकफोद्भवाः ॥ २ ॥

तत्र राजभयं नास्ति, याति विघ्न जपात् क्षयं ।
शाकिनी भूत वेताल राक्षसाः प्रभवन्ति न ॥ ३ ॥

नाऽकाले मरणं तस्य, न च सर्पेण दश्यते ।
अग्निचौरभयं नास्ति, नास्ति तस्याप्यरिभयम् ॥ ४ ॥

ॐ ह्रीं घंटाकर्णो नमोऽस्तु ते ठः ठः ठः स्वाहाः ॥

આ મંત્ર ૧૦૮ વાર શ્રદ્ધાપૂર્વક ત્રણ માસ સુધી ગણવો.

## ૬ ઇચ્છિત કર્મસિદ્ધિ મંત્ર.

ॐ ह्रीँ क्लीँ श्री चन्द्रप्रभजिनेन्द्राय ज्वालामालान्यै नम આ મંત્ર ૧૦૮ વાર ગણવો ઘીનો દીવો, ધૂપ-સફેદ વસ્ત્ર પહેરવા, ઉપગરણ આદીના રાખવા સાચા મોતીની અથવા સફેદ સુતરની નવકારવાળીથી જાપ કરવો પ્રભુજીને દૂધનો પખાલ કરી કેશરમા બરાસ ઘસીને હંમેશા પૂજા કરવી પુષ્પ સફેદ ચઢાવવા. ઉપર જણાવેલ વિધિ પ્રમાણે જપવાથી વાછિત ફલની સિદ્ધિ થાય છે

## ૭ વિદ્યા સાધવાનો મંત્ર.

ॐ ह्रीँ श्रीँ ह्रीँ वाग्वादिनि १ सरस्वती मम जीह्वाग्रे वासं કુરુ કરુ સ્વાહા દિન ૨૯ સુધી શ્રદ્ધાપૂર્વક ૧૦૮ વાર જપવો એટલે વિદ્યા પ્રાપ્ત થાય.

## ૮ શ્રી સરસ્વતીનો મંત્ર.

ॐ ह्रीँ वद वद वाग्वादिनि ! भगवति ! सरस्वति ! श्रुतदेवी ! मम जाड्यं हर हर स्वाहाः श्रीभगवत्यै नमः स्वाहाः ठः ठः ठः स्वाहाः ॥

વિધિપૂર્વક ત્રણ માસ સુધી શુદ્ધ વસ્ત્ર પહેરી હંમેશાં ૧૦૧ વખત જાપ કરવો.

## ૯ ગ્રહશાન્તિ કરવાનો જાપ.

કર્મવિવશ આત્માઓને એક પછી એક નવગ્રહ હંમેશા સારા માઠા આવે જાય છે. તે વખતે માઠા ગ્રહમાં માણસ આકુળ-વ્યાકુળ બની આમ તેમ દોડાદોડ કરી અનેકવિધ મિથ્યાત્વનું સેવન કરે છે, પણ તેમ ન કરતાં જાપ કરવાથી ગ્રહશાન્તિ થાય છે, તે જાપ કરવાની રીત નીચે પ્રમાણે છે—

૧ સૂર્યની દશાનો જાપઃ-રાતાં વસ્ત્ર તથા રાતી નવકારવાળી ધારણ કરી પૂર્વ તથા ઉત્તર દિશા તરફ બેસી સવારમાં સૂર્યની દશા હોય ત્યાં સુધી ॐ ह्रीँ पद्मप्रभ नमस्तुभ्यम् मम मम शांतिः शांतिः આ મંત્ર ભણી એક મણકો મૂકવો અને એમ એક આખી નવકારવાળી ફેરવવી.

૨ ચંદ્રની દશાનો જાપઃ-ધોળા વસ્ત્ર તથા ધોળી ( સફેદ ) નવકારવાલી ધારણ કરી ઉપરની વિધિ પ્રમાણે ॐ ह्रीँ चंद्रप्रभनमस्तुभ्यम् मम शान्तिः शान्तिः એ પ્રમાણે મંત્ર ભણી એક નવકારવાલી ફેરવવી.

૩ મંગળની દશાનો જાપ—રાતા વસ્ત્ર તથા રાતી નવકારવાલી ધારણ કરી ઉપરની વિધિ પ્રમાણે ॐ ह्रीँ वासुपूज्य प्रभुनमस्तुभ्यम् मम शान्ति शान्ति એ પ્રમાણે એક નવકાર ફેરવવી.

૪ બુધની દશાનો જાપ—પીળા વસ્ત્ર તથા પીળી નવકાર વળી ધારણ કરી ॐ ह्रीँ शान्तिनाथ प्रभु नमस्तुभ्यम् मम शाति शाति એ પ્રમાણે મંત્ર ભણી એક નવકારવાલી ફેરવવી.

૫ ગુરુની દશાનો જાપ—પીળા વસ્ત્ર તથા પીળી નવકારવાલી ધારણ કરી ॐ ह्रीँ ऋषभदेवप्रभु नमस्तुभ्यम् शान्तिः शान्ति એ પ્રમાણે મંત્ર ભણી એક નવકાર વાલી ફેરવવી

૬ શુક્રની દશાનો જાપ—ધોળા વસ્ત્ર પહેરી ધોળી નવકારવાલી ધારણ કરી ॐ ह्रीँ सुविधिनाथ प्रभु नमस्तुभ्यम् शान्ति शान्ति એ પ્રમાણે મંત્ર ભણી એક નવકારવાલી ફેરવવી

૭ શનિની દશાનો જાપ—ધોળા વસ્ત્ર તથા કાળી નવકારવાલી ધારણ કરી ॐ ह्रीँ मुनिसुव्रत प्रभु नमस्तुभ्यम् मम शान्ति शान्ति એ પ્રમાણે મંત્ર ભણી એક નવકારવાલી ફેરવવી.

૮ રાહુની દશાનો જાપ—પીળા વસ્ત્ર તથા પીળી નવકારવાલી ધારણા કરી ॐ ह्रीँ नेमिनाथ प्रभु नमस्तुभ्यम् मम शान्तिः शान्ति એ પ્રમાણે મંત્ર ભણી એક નવકારવાલી ફેરવવી

૯ કેતુની દશાનો જાપઃ--લીલા વસ્ત્ર તથા લીલી નવકાર-વાલી કરી ॐ ह्रीँ पार्श्वनाथ प्रभु नमस्तुभ्यम् मम शान्तिः शान्तिः એ પ્રમાણે મંત્ર ભણી એક નવકારવાલી ફેરવવી.

## ૧૦ મનસિદ્ધિ મંત્ર

ॐ नमो अरिहंताणं ॐ नमो भगवइए चंदाए महाविज्जाए सत्तट्ठाए मोर हुलू हुलू चुलू चुलू मयूरवाहनीए नमः ठः ठः ठः स्वाहा.

કોઈ પણ ગામ નગર આદિમાં પ્રવેશ કરતા નગરની નજીકના શ્રેષ્ઠ વૃક્ષ નીચે બેસી આ મંત્ર સાત અગર એકવીશ વખત ભણી પ્રવેશ કરવાથી મનકામના ફલીભૂત થાય છે.

તા. ક.

સર્વ મંત્રશિરોમણી, સર્વ મંગલોમાં પહેલું મંગળ, ચૌદ પૂર્વનો સાર, સર્વ પાપનો નાશ કરનાર તો માત્ર એક જ નવકાર મંત્ર જ છે. આ વાત સૌએ ખ્યાલમાં રાખી જેટલા નવકાર મંત્રના જાપ વધુ થાય તેમ કરવા ભલામણ.

# ખંડ બાવીસમો

## સાધુ—સાધ્વી યોગ્ય આવશ્યક ક્રિયાનાં સૂત્રો

### સામાયિકસૂત્રમ્

કરેમિ ભંતે ! સામાઇયં, સવ્વં સાવજ્જં જોગં પચ્ચક્ખામિ જાવજ્જીવાએ તિવિહં તિવિહેણં, મણેણં વાયાએ કાએણં ન કરેમિ ન કારવેમિ કરંતંપિ અન્નં ન સમણુજાણામિ, તસ્સ ભંતે ! પડિક્કમામિ નિંદામિ ગરિહામિ અપ્પાણં વોસિરામિ.

### આલોચનાસૂત્રમ્

ઇચ્છામિ ઠામિ કાઉસ્સગ્ગં, જો મે દેવસિઓ અઇયારો કઓ કાઇઓ વાઇઓ માણસિઓ ઉસ્સુત્તો ઉમ્મગ્ગો અકપ્પો અકરણિજ્જો દુજ્ઝાઓ દુવ્વિચિંતિઓ અણાયારો અણિચ્છિયવ્વો અસમણપાઉગ્ગો નાણે દંસણે ચરિત્તે સુએ સામાઇએ તિણ્હં ગુત્તીણં ચઉણ્હં કસાયાણં પંચણ્હં મહવ્વયાણં છણ્હં જીવનિકાયાણં સત્તણ્હં પિંડેસણાણં અટ્ઠણ્હં પવયણમાઊણં નવણ્હં બંભચેરગુત્તીણં દસવિહે સમણધમ્મે સમણાણં જોગાણં જં ખંડિયં જં વિરાહિયં તસ્સ મિચ્છામિ દુક્કડં ॥

## અતિચારગાથાસૂત્રમ્

સયણાસણન્નપાણે ચેઈ જઇ સિજ્જ કાયઉચ્ચારે ।
સમિઈ ભાવણાગુત્તી વિતહાયરણે ય અઈયારો ॥ ૧ ॥

## દૈવસિકઅતિચારસૂત્રમ્

ઠાણે કમણે ચંકમણે, આઉત્તે અણાઉત્તે, હરિયકાયસંઘટ્ટે બીયકાયસંઘટ્ટે ત્રસકાયસંઘટ્ટે થાવરકાયસંઘટ્ટે ઠાણાઓ ઠાણું સંકામિયા, દેહરે ગોચરી બાહિરભૂમિ માર્ગે જાતાં આવતાં સ્ત્રી-તિર્યંચતણા સંઘટ્ટ પરિતાપ ઉપદ્રવ હુવા, દિવસમાંહિ ચાર વાર સજ્ઝાય સાત વાર ચૈત્યવંદન કીધાં નહિં, પ્રતિલેખના આઘી-પાછી ભણાવી, અસ્તવ્યસ્ત કીધી, આર્ત્તધ્યાન રૌદ્રધ્યાન ધ્યાયાં, ધર્મધ્યાન શુક્લધ્યાન ધ્યાયાં નહિ, ગોચરી તણા બેંતાલીસ દોષ ઉપજતા જોયા નહિ, પાંચ દોષ માંડલીતણા ટાલ્યા નહીં, માત્રું અણપૂંજે લીધું, અણપૂંજી ભૂમિકાએ પરઠવ્યું, પરઠવતા અણુજાણહ જસ્સુગ્ગહ પરઠવ્યા પૂંઠે વાર ત્રણ વોસિરે વોસિરે કીધું નહિ, દેહરાઉપાશ્રયમાંહિ પેસતાં નીસરતાં નિસીહિ આવસ્સહી કહેવી વિસારી, જિનભવને ચોરાશી આશાતના, ગુરુ પ્રત્યે તેત્રીશ આશાતના કીધી હોય, અનેરો જે કોઇ દિવસ સંબંધી પાપદોષ લાગ્યો હોય તે સવિ હું મને વચને કાયાએ કરી મિચ્છામિ દુક્કડં.

## પ્રતિક્રમણસૂત્રમ્ ( શ્રમણસૂત્રમ્ )

નમો અરિહંતાણં૦. કરેમિ ભંતે સામાઇઅં૦. ચત્તારિ મંગલં, અરિહંતા મંગલં, સિદ્ધા મંગલં, સાહૂ મંગલં, કેવલિપન્નત્તો ધમ્મો મંગલં, ચત્તારિ લોગુત્તમા, અરિહંતા

